॥ શ્રી ગુરવે નમઃ ॥

ભગત જીવાજી કીશોરદાસ સ્મારક ગ્રન્થમાળા.



# શ્રી છોટમકૃત કાવ્યસંગ્રહ

## ભાગ ૧ લો.



બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી છોટમ કવિની અનુભવ વાણી.

પ્રકાશક:

બન્સીલાલ મણીલાલ મહેતા,

બી: એ. એલ. એલ. બી.

તથા

સોમનાથ મનસુખરામ.

ભગત જીવાજી કીશોરદાસના સ્મારક ટ્રસ્ટીઓ—અમદાવાદ.



સોલ એજન્ટ:—

જીવનલાલ અમરશી; મહેતા;

અમદાવાદ.



કિંમત રૂ. બે.

પ્રથમાવૃત્તિ ૧૦૦૦ પ્રત સંવત ૧૯૭૮

અમદાવાદ—શાહાપુર નવીપોળમાં આવેલા શ્રી પ્રજાહિતાર્થ મુદ્રાલયમાં
પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું.

આ પુસ્તકનો

## બીજો ભાગ

ટુંક સમયમાં બહાર પડશે.

અગાઉથી નામ નોંધાવનારને માટે આઠ આના ઓછા.

**નામ નોંધાવો.**

## ખાસ સૂચના.

આ ગ્રન્થમાં અનુભવી યોગનું વર્ણન કરેલું છે તે પુરા ગુરૂની તાલીમ વગર પ્રયોગ કરવાથી અણધારી વિપત્તિ, વિઘ્નો તથા વ્યાધિનો સંભવ છે, માટે ખાસ વિનંતિ છે કે સદ્દગુરૂનું શરણ લઇ ગુરૂગમની યુક્તિથીજ અનુભવ સિદ્ધ કરવો.

પ્રકાશક.

### શ્રી છોટમકૃત કાવ્યસંગ્રહ ભાગ ૧ લો.

# સૂચિપત્ર.

# નવીન માસિક.

સર્વ પ્રકારની ઉન્નતિના આધારભૂત ધર્મતત્વનું પ્રતિપાદન કરતું, અને સમર્થ વિદ્વાનોના લેખથી દીપતું.

# સ્વધર્મ જાગૃતિ.

## નામનું અપૂર્વ માસિક.

આસો સુદ ૧૦ વિજયાદશમીથી પ્રકટ થશે.

તંત્રીઃ—બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી ભાસ્કર ગણેશ
સિદ્ધાશ્રમાધિપતિ.

નિવાસ ( રાવપુરા ) ગુરૂમઠ—વડોદરા.

પ્રકાશકઃ—કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા. બી. એ.
( માજી વિદ્યાધિકારી—ભાવનગર. )

વાર્ષિક લવાજમ ૩—૪—૦ ટપાલ ખર્ચ સહિત.

જીવન વૃદ્ધિના સર્વોપયોગી લેખો તથા વ્યાપારની ઉન્નતિ સંબંધી ખાસ વેપારી વર્ગને લાભકારક લેખો આ માસિકમાં વખતો વખત પ્રકટ થશે.

ગ્રાહક થનારે પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા બી. એ.

ગાંધાડીઆવાડ—સુરત.

॥ ॐ तत्सत् ॥

# પ્રસ્તાવના.

શ્રી સદ્‌ગુરૂ પરમાત્માની અપાર દયામય સ્ફુરણાથી સહજ રીતે જ્ઞાન વિજ્ઞાનના ભંડારરૂપ આ અનુભવવાણી પ્રકટ થવા પામી છે. સ્વભાવિક રીતે અમદાવાદમાં કાંકરીયા તળાવ તરફ ફરવા જતાં, પ. પ્ર. શ્રી વાસુદેવાનંદતીર્થ (શ્રી વિનાયક યોગી માહારાજ) ના આશ્રમમાં જવાનું થયું. ત્યાં તે એકાન્ત પવિત્ર આશ્રમમાં એક પરમ યોગેશ્વરની દેખરેખ નીચે બનાવેલી ગુફા છે. તે ગુફાના દ્વાર ઉપર "શ્રી છોટમ ગુહા" એ અક્ષરો લખેલા હતા. સ્વામિશ્રીની જોડે વાતચીત થતાં જાણવામાં આવ્યું કે પોતે પૂર્વાશ્રમમાંથી ભક્ત કવિશ્રી છોટમલાલના શિષ્ય છે, અને તેમના કેટલાક અપ્રસિદ્ધ કાવ્યોતેમની પાસે છે.

ત્યારપછી કૈવલ્ય સ્વરૂપ ભક્ત જીવાજી કીશોરના ટ્રસ્ટ ફંડમાંથી આ કાવ્યો છપાય તો ઠીક એવી સ્હેજ સ્ફુરણા થતાં તે આ પુસ્તકરૂપે ફળીભૂત થાય છે.

એતો એક ઉત્તમ યોગ થયો છે કે એક ભક્તની સંપત્તિથી બીજા ભક્તની સંપત્તિ પ્રકટ થાય છે; જેથી હજારો આત્માને જ્ઞાનામૃત મળે.

ભક્ત જીવાજી કીશોરનું જીવન બ્રહ્મ જીવન હતું. તેમના ગુણોનું વર્ણન કરવું એ અનહદ સ્વરૂપ સાગરની અપાર ડુબકી જેવું છે. જીવ્યાં ત્યાં સુધી અચવ્યો બ્રહ્મરસ ચાખી જીરવ્યો. તે શાન્ત સાદુ એકાકી જીવન ગાળતાં હતાં. તેમનો વ્યવહાર સાદો; તેમની નિસ્પૃહતા અડગ હતી, તેમની કામનાઓ દગ્ધ, અને તેમની વાસના મુક્ત હતી. તેમનો જન્મ અમદાવાદમાં સંવત ૧૯૦૦ ના જન્માષ્ટમીની રાત્રે શ્રી કૃષ્ણ જન્મના ઉત્સવમાં સહજાનંદ રૂપ હતો. નાનપણથીજ તે સંતસાધુની સેવામાં તત્પર, સત્સમાગમમાં ઉત્સુક, સદ્‌ગ્રન્થો અને સ્તોત્રોનું પઠન કરવાં કુશળ હતા. તે તથા તેમના પરમ મિત્ર મોહલ્લાલભાઇ સદ્‌ગુરૂની શોધમાં રહેતા; પણ પૂર્ણ ગુરૂ કાંઈ એકદમ મળતા નથી. તેતો બ્રહ્મ સ્વરૂપની માફક લક્ષમાં અલક્ષ, વ્યક્તમાં

અવ્યક્ત, જડમાં અજડ, સંસારમાં અસંસારી, દેહમાં વિદેહી હોય છે.

શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂ નિર્લોભ, નિત્ય તૃપ્ત, શાંત, ઉદાર, પરમ કારૂણીક, સહજ સમાધિસ્થ અટળ કળાવાન હોય છે. એવા સદ્‌ગુરૂ તેમને ખોળ કરતાં કરતાં મળ્યા. તેમની ન્યાતના તેમના પરમ મિત્ર, મોહલાલભાઇએ શોધી કાઢી મેળવ્યા માટે તેમનો ઉપકાર કદી ભૂલતા નહોતાં. મોહલાલભાઇ અને જીવાજી બન્ને પરમાર્થના પરમ મિત્ર હતા. રાત્રે દરરોજ જ્ઞાનચર્ચા કરે, દીવસે વ્યવહારનાં કામ કરે; મોહલાલભાઇનો સ્વભાવ જરાક ઉગ્ર હતો; તે ખોટું સાંખી શકતા નહોતાં. જેવો માણસ હોય તેને તેવું કહી સુધારવા પયત્ન કરતાં. તે કોઇવાર ઉગ્ર થાય તોપણ જીવાજી ભગત તેમનાપર ખોટું નહોતા લગાડતા; તે કહેતાકે જેમણે આપણને આત્મજ્ઞાની સદ્‌ગુરૂની પ્રાપ્તિ કરાવી તેમનું ઋણ કદીપણ પુરૂ થાય એમ નથી. આમ આ બન્ને ગુરૂભાઇઓ નિત્ય સત્સમાગમ કરી પોતાનો અનુભવ ખીલવતા. જીવાજી ભગતના સદ્‌ગુરૂ પાટીદાર કોમના શાંન્ત સાદુ બ્રહ્મજીવન ગાળતા જીજીભગત હતા. જીજીભગતને નાનપણથી શ્રી સન્તરામ માહારાજ મળેલા અને તેમણે તેમના ઉપર કૃપાહસ્ત મુકી તાર્યા. શ્રી સન્તરામ માહારાજની જીવન્ત સમાધિ નડીઆદમાં છે; તેમની ગાદી, પાદુકા અને અખંડ જ્યોત પુજાય છે. શ્રી સન્તરામ માહારાજ તે શ્રી સાક્ષાત્ ગુરૂ દત્તાત્રેય ગીરનાર ગુફામાંથી આત્મ મોજે વિચરતા આવેલા. તે નામ બદલતા ચાલતા હતાં. મહીસાગરના તટ ઉપર રહ્યા ત્યારે શ્રી સુખસાગર નામ રાખ્યું; નડીઆદમાં આવ્યા ત્યારે શ્રી સન્તરામ એ નામ રાખ્યું. શ્રી સન્તરામ માહારાજે શ્રી લક્ષ્મણદાસ માહારાજને આત્મબોધ આપ્યો અને તેમણે યોગ સિદ્ધ કર્યો અને ઉપદેશ પ્રણાલીકા ચલાવી; તે શ્રી ગુરૂ પ્રતાપથી ચાલ્યા કરે છે. આ નડીઆદનું મંદીર કોઈ સાંપ્રદાયીક નથી. અહીંયાંતો શ્રી ગુરૂપાદુકા પુજાય છે. દક્ષિણમાં જેમ શ્રી ગુરૂદત્તાત્રેયના ગાણગાપુર કે નરસીંહવાડી સિદ્ધ સ્થાનો છે, જ્યાં દર પૂર્ણિમા ઉપર જાત્રાઓ ભરાય છે તેમ અહીં પણ શ્રી ગુરૂ પાદુકાનું પૂજન અને દર પુર્ણીમાએ યાત્રા ભરાય છે.

**અહીં પ્રેમ ભક્તિનોજ** સંગ છે. ધનસંગ્રહ, લોલુપતા કે કામના વગર ગાદી વ્યવહાર ચાલે છે. આ કેવલ શ્રી ગુરૂપ્રતાપથી ચાલતી ગાદી અદ્વૈત સિદ્ધાન્તમય નિશાન ડંકાવાળી, એકાન્ત બ્રહ્મચર્ય વાતાવરણમાં શુદ્ધ નિઃસીમ આત્મજ્યોતિનું દર્શન કરાવતી બીરાજે છે. જેમ દક્ષીણમાં આળંદીમાં અપાર પ્રેમ સમાધીમાં ડુલ્લતી શ્રી જ્ઞાનેશ્વર માહારાજાની જીવન્ત સમાધી, કે દેહૂમાં અદ્વૈત રસમાં રસબસીત થયેલી શ્રી તુકારામ માહારાજની સમાધી, કે શિરડીમાં અલક્ષ્ય મુદ્રાથી સુશોભીત શ્રી સાંઇબાવાની સમાધી—એ નિરૂપાધીક, નિર્વાણ, નિરંજન, સર્વમત સંતોષરૂપ સ્વતન્ત્ર ગુરૂપીઠ છે. અથવા પુર્વમાં બંગાળામાં શ્રી દાક્ષીણેશ્વરમાં શ્રી રામકૃષ્ણ પરમહંસની અપૂર્વ લીલામય અવધૂતપીઠ આખા જગતમાં સર્વાતમ ભાવથી ડિમ ડિમ ગાજી રહી છે. તે સન્ત યોગેશ્વરોની અવધુત સાંપ્રદાયિકવાટ છે; જે સદા જીવન્ત છે. નડીઆદનું શ્રી સંન્તરામ માહારાજનું મંદીર તે નિર્વાણ ઉપનિષદ્‌માં વર્ણવ્યા પ્રમાણે **एकान्त स्थानम् । आनन्द मठम् । उन्मन्यावस्था । शारदाचेष्टा । उन्मनिगति । निर्मलगात्रम् । निरालम्बपीठम् ।**—એટલે; તે એકાન્ત સ્થાન, આનન્દમઠ, ઉન્મનિ અવસ્થા, શારદાની ચેષ્ટા, ઉન્માનગતિ, નિર્મલ ગાત્ર, નિરાલમ્બપીઠ રૂપ છે. તે સન્તનું હૃદય મન્દિર છે; આત્મભાવનું જીવન છે; આનન્દ અમૃત અનહદ નાદનું ગાજતું સ્વરૂપ છે. તે શ્રી જગદ્‌ગુરૂની આદ્યપીઠ છે.

આ મન્દિરના આત્મા શ્રી સન્તરામ માહારાજની પૂર્ણ કૃપાના યોગે સિદ્ધ થયેલું જીવન તે જીજી ભગતનું હતું; અને તેજ તેવે રૂપે જીવાજી ભગતમાં ઉતર્યું.

જીવાજી ભગત તે ભાવસાર કોમના હતા અને કુન્દીનો ધંધો કરતા હતા. તે જેટલું મળે તેટલાથી સંતોષ રાખતા. ૨૫ વર્ષની વયે તેમની ભાર્યા ગુજરી ગઇ ત્યારથી તેમણે બીજી સ્ત્રી કરીનહીં. પોતાના ગુરૂશ્રીને વિનંતી કરી કે મને સંસાર ગમતો નથી. અને

મારે સાધુ થઇ જવું છે. શ્રી ગુરૂ જીજી ભગત કહે, "ભાઈ સંસારમાં રહીને ભક્તિ કરવી તે સાધુઓની ભક્તિ કરતાં પણ વધી જાય છે. તમે કોઇના આત્માને ઉદ્વેગ ન કરો. જગતના વ્યવહારનાં કાર્યો નિર્લેપપણે કરે જાઓ, સત્ય વચને રહો, અંતરથી સ્નાન કરી શુદ્ધ રહો, કામ ક્રોધાદિ છ શત્રુઓનો નાશ કરો, એજ પરમ ભક્તિ છે." આથી શ્રી ગુરૂનું વચન માથે ચડાવી પાછાં વ્યવહારમાં પ્રવૃત્ત થયા; તે ઠેઠ સુધી શાન્ત, નિસ્પૃહી, આનંદી, પરોપકારી, નિષ્કામરૂપ સાદું જીવન ગાળતાં. તેમને ઉપદેશ આપવાનો ડોળ નહોતો. કોઇપણ સ્વાદમાં આસક્તિ નહોતી; અન્તરમાં ભજનની ધુનમાં અખંડ મસ્ત રહેતા. સદા જ્ઞાન ધ્યાન પરાયણ રહેતાં. મોજશોખ કે ખાસ જરૂરીયાત વસ્તુઓમાં પૈસો વાપરવા કંજુસ, પણ પરમાર્થમાં ખરચવામાં ઉદાર; કોઈની પાસે જરા પણ કામ કરાવતાં નહીં. પોતે જાતેજ પોતાનું કામ અશક્ત અવસ્થામાં કરતાં. પોતે જાતે કષ્ટ લઇને પણ બીજાને સન્તસમાગમ કરાવતાં. કોઈપણ પ્રાણીને કષ્ટ આપતા નહોતાં. પોતે જીવ્યા ત્યાં સુધી જાનવરથી ખેંચાતી ગાડીમાં બેઠા નથી. વૃદ્ધાવસ્થાથી ચલાય નહીં તોએ સત્સમાગમ કરાવવા ઘણાજ આનંદથી ચાલીને આવતા. સન્તના ભજનનો પાકો ભેદ જાણતા હતા. તેમની પાસે બેસતા જે અધ્યાત્મ જ્ઞાનની ચર્ચા ચાલતી તે રાતની રાત વહીજાય પણ આનંદ ખુટતો નહીં. કહ્યું છે કેઃ—

"સમઝ્યા સંતનીરે પરબ્રહ્મ પદનું દ્વાર,
સમજતામાં સ્વેજ થઇએ એવો તે બ્રહ્મ વિચાર;
ક્યારે બોલે નિજ ઘર રહી ક્યારે બોલે પ્રપંચ,
પણ વચન સમજે ગુરૂતણાં તેને ના લાગે માયાનો અંચ;
સુજમાં આવીને, મળીયો, ગુરૂએ કહ્યો ગુરૂભાગ,
ત્યારે અક્ષય સાગર ઉલટયો. ત્યાં નહીં રાગ વૈરાગ.

અખાજી.

આ અક્ષય સાગર બ્રહ્માનંદની ખુમારી તેમની ઉતરતીજ નહોતી. તેમના પ્રસંગમાં જે જે આવતા તે અમૃત બોધ પાને તૃપ્ત થતાં. વિદેહ થતાં પહેલાં ફક્ત ત્રણ માસ અગાઉ તેમના પિત્રાઈ કાકા તરફથી મળેલું રહેવાનું ઘર વેચી દેવડાવ્યું. ઘરના સાડાચાર હજાર રૂપૈયા ઉપજ્યા; તે બધાં સર્વ ભૂતાત્માની તૃપ્તિ અર્થે તેમણે જાતે પોતાને હાથે આપ્યાં. રૂ. ૧૦૦૦) સાધુ સન્તોના ભોજનમાં, રૂ. ૧૫૦૦) પોતાની નાતના ભોજનમાં. રૂ. ૫૦૦) પોળની પરબડીમાં રૂ. ૨૫૦) ઉમરેઠના શ્રી સન્તરામ મહારાજના મંદીરમાં આરતીમાં ( પોતે જાતે ઉમરેઠમાં પરમ જ્ઞાની યોગેશ્વર શ્રી ગંગારામ માહારાજના સમાગમમાં ઘણા વર્ષો સુધી રહેલા ), રૂ. ૨૫૦) લૂલાં લંગડા, પતીયાં નિરાધાર મનુષ્યોને, રૂ. ૨૫૦) તેમની નાતની લાયબ્રેરીમાં ધાર્મિક પુસ્તકોમાં, અને બાકીના રૂ. ૧૦૦૦) માંથી આ પુસ્તક છપાયું છે.

તેમની જીવ્હાગ્રે અખૂટ સન્તવાણીનો ભંડાર હતો. તેઓ શ્રી જ્ઞાનદેવ માહારાજ, શ્રી તુકારામ, શ્રી એકનાથના અનુભવી જ્ઞાન ભક્તિ યોગના ભજનનો ખુલાસો શ્રી સન્તરામ મહારાજની વાણીની સાથે અથવા શ્રી કબીર સાહેબ, ધીરા ભક્ત, ભોજાભક્ત, પ્રીતમદાસ, અખાજી, તુંલસીદાસ, નરસીંહમ્હેતા આદિ ભક્તોના ભજનોની સાથે એવી તો સરસ રીતે અનુભવથી મેળવતા કે કાંઇ પણ સંશય રહે નહીં. તેમાં પોતાનો યોગનો અનુભવ પણ અગાધ હતો. આ સર્વે સન્તો રાજયોગી હતા. અને પોતે પણ રાજાયોગી હતા. શ્રી છોટમ કવિ કપિલગીતામાં જેને રાજ રાજેશ્વર યોગ કહે છે તે સહજ ભક્તિયોગ સર્વ સન્ત પુરૂષો માન્ય કરે છે.

માહાત્માઓના વિદેહ કાળની અવસ્થા કાંઈ અલૌકિક ઐશ્વર્ય વાળી હોય છે. અતિ ભયંકર મરણકાળના પ્રસંગે પણ તેમની સહજ શાન્તિ ખંડોત થતી નથી. શ્રી ભગવાને કહ્યું છે તેમ **स्थित्वा स्यामंत कालेऽपि ब्रह्मनिर्वाण मृच्छति** ॥ ભગવદ્‌ગીતા

" એવા બ્રહ્મ સમાધીવાળા પુરૂષોની અંતકાળની દશા પણ તેવીજ અચળ રહે છે "

જેમ કોઇ માણસ પરદેશ જતો હોય અને સઘળું કામ આટોપી લઇ, ગાંસડા પોટલાં બાંધી તૈયાર થાય, તેમ પોતે ત્રણ જ માસમાં બધું બાહારનું જગતનું કાર્ય્ય આટોપી લઇ, ત્રણ દીવસમાં તત્વે તત્વનો લય કરી ઉર્ધ્વમાં પ્રાણ ચડાવી, પ્રણવને સાથે રાખી શ્રી સદ્‌ગુરૂનું સ્મરણ કરતાં કરતાં, સહજ સુખમાં સમાધિસ્થ થયા. ત્રણ ઘડી અગાઉ "શ્રી માહારાજની મંડળી તેડવા આવી છે, પ્રસાદ લો એમ કહી ત્રણ તાળીઓ વગાડી મૌન થઇ રહ્યા. સંવત ૧૯૭૭ ના પોષ શુદી ૧૦ ને મધ્યાન્હકાળે શીતોત્તેર વર્ષની વયે વિદેહ થયા. તેમનું ઉત્તરકાર્ય્ય તેમના પિત્રાઇ ભત્રિજા ભાઇ દલસુખરામે યોગ્ય રીતે કર્યું.

આવા સત્પુરૂષની સ્થીતી તો શ્રી ગુરૂપ્રસાદના વૈભવરૂપ હોય છે. જેમનો અહંકાર જીવતાંજ સદંતર લય પામ્યો છે તેવા અનુભવી સત્પુરૂષો જીવતાંજ મરેલાં છે અને મરેલાં જીવતાં છે. તે અખૂટ બ્રહ્મરસથી ભરેલાં ગુપ્ત પ્રકટ અકળ કળામાં વિચરતાં માહાત્માઓ છે. આ અકળકળાની ખુબી શ્રી સદ્‌ગુરૂની કૃપાથી સમજાય છે.

" સદ્‌ગુરૂનો જે કળા સમજે, તે તરીને બેઠા તીર,
સિન્ધુ માંહે રવિ રમે, તેને નોશ્ચય ન બોળે નીર;
નિસ્પૃહી નિર્લેપી નિર્ગુણ, અનુભવના ભંડાર,
કહે અખો પરિબ્રહ્મ પૂરણ, તત્વ તદાકાર.

—અખાજી—

**अहोज्ञान महोज्ञान महोसुख महोसुखम् ।**
**अहोशास्त्र महोशास्त्र महोगुरु रहोगुरुः ॥**

અહો જ્ઞાન ! અહો જ્ઞાન ! અહો સુખ ! અહો સુખ !
અહો શાસ્ત્ર ! અહો શાસ્ત્ર ! અહો ગુરૂ ! અહો ગુરૂ !

શ્રી અવધૂત ઉપનિષદ્.



# શ્રી છોટમ કવિ.

શ્રી છોટમ કવિનું જીવન શાન્ત બ્રહ્મ જીવન હતું. તેમનો જન્મ સંવત ૧૮૬૮ ના ચૈત્ર શુદ ૧૨ ને મંગળવારે પેટલાદ તાલુકાના સોજીત્રા ગામ પાસે મલાતજ ગામમાં થયો હતો. જાતે સાઠોદરા નાગર ગૃહસ્થ હતા. નાનપણથીજ જ્ઞાન સંસ્કારી હતા. તેમના પિતાશ્રીનું નામ કાળીદાસ હતું. તેમને હીરાભાઇ, શંભુપ્રસાદ, અને અને વ્રજલાલ નામના ત્રણ ભાઇ હતા. હીરાભાઇ જ્યોતિષ વિદ્યામાં પ્રવીણ હતા. વ્રજલાલભાઇ ષટ્શાસ્ત્ર સંપન્ન વિદ્વાન પંડિત હતા. શંભુપ્રસાદ કર્મમીમાંસા અને ધર્મશાસ્ત્રના જ્ઞાતા હતા, અને વ્યવહાર કામમાં નિપુણ હોવાથી ઘરની બધી વ્યવસ્થા રાખતા. આમ ચારે જણા ધર્મ અર્થ કામ મોક્ષના સાક્ષાત મૂર્તિમાન સ્વરૂપ હતા. તેમને દીવાળીબા નામના એક બ્હેન હતાં, તે બાળરાંડ હોવાથી તેમને ત્યાંજ રહેતા અને રસોઈ વિગેરે ઘરનું બધું કામ કરતાં. વ્રજલાલ શાસ્ત્રી સંસ્કૃત ભાષાના મહાન પંડિત હતા; અને દેશ દેશના લોક તેમને ત્યાં શીક્ષણ લેવા આવતાં. તેમણે સાહિત્ય ક્ષેત્રમાં પણ ઘણું કામ કર્યું છે. તેમના લેખો અતિ વિદ્વતાથી ભરેલા, શોધક બુદ્ધિવાળાં ગૌરવ ભાષાથી લખાયેલાં છે. ગુજરાતી ભાષાની ઉત્પત્તિ સંબંધી શોધક બુદ્ધિવાળા લેખો પડેલાં તેમણેજ લખેલાં; તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં સેક્રેટરી તરીકે થોડો વખત કામ કરેલું.

શ્રી છોટમ કવિનું જીવન એક બ્રહ્મવિષયિ જીવનજ હતું તેમના વ્યવહારીક જીવનમાં કાંઇ પણ ફેરફાર નથી થયાં. પૂર્વના કોઈ યોગભ્રષ્ટ પુરૂષ હશે કે આ જન્મમાં તેમને કોઇપણ પ્રકારની બહારની જીવન વ્યવહારની ઉપાધી નડી નથી. વ્યવહાર તો એટલો ન્યૂન કરી નાંખેલો કે કોઇની સાથે વ્યવહાર સંબંધી વાતચીત પણ ન કરવી પડે. તેમને આજીવીકા સંબંધી ચિન્તા નહોતી રહેતી. પૂર્ણ બ્રહ્મચ-

ર્યમય આખું જીવન ચાલ્યું તેથી નાત જાતનો વ્યવહાર પણ લોપ. આખો સમય પોતાનાજ ઘરમાં કથા શ્રવણમાં, યોગાભ્યાસમાં અને બ્રહ્મચિન્તનમાં ગાળતાં. તેમના ભાઇઓ પણ ઘણા સારા કે તેમને અધ્યાત્મ જીવનમાં મદદરૂપ નીવડયા.

શરૂઆતમાં થોડોક સમય તેમણે તલાટીનું કામ કરેલું. તે દર્મ્યાન ગામના ચોરા ઉપર કોઇ એક ફરતા સાધુ આવી ચઢેલા તેમણે શ્રી છોટમ કવિને જોઇને કહ્યું કે "છોટમલાલ ! તમે કોઇ પૂર્વજન્મના યોગભ્રષ્ઠ જ્ઞાની છો. તમારાં હૃદયમાં પ્રાક્તન જ્ઞાન સંસ્કાર એટલા બધા બળવાન છે કે તે તમને નોકરી નહીં કરવા દે; અને તમે આખું જીવન ભક્તિમાં ગાળશો." થયું પણ તેમજ. એ પરાપૂર્વ સંસ્કારનો યોગ નજદીક આવ્યો; કાર્તીક માસની પુનમે શ્રી નર્મદા નદીના કીનારે સીનોર ગામના સામે કાંઠે ગાઢ જંગલમાં શ્રી કાર્તિકેશ્વર માહાદેવની જાત્રા દરવરસે ભરાય છે. તે યાત્રામાં શ્રી વ્રજલાલ શાસ્ત્રી તથા શ્રી છોટમકવિ ગયા. ત્યાં તેમના સાંભળવામાં આવ્યું કે, 'શ્રી પુરૂષોત્તમ આચાર્ય' નામના સિદ્ધ યોગેશ્વર આ યાત્રામાં આવી ભાવિક પુરૂષોને દર્શનનો લાભ આપે છે. શ્રી વ્રજલાલ શાસ્ત્રી તે ઉપરથી તે ગાઢ જંગલમાં શોધ કરવા લાગ્યા; અત્યંત તીવ્ર મુમુક્ષુતા હોવાથી તેમને તે માહાત્માના દર્શન થયાં, અને પોતાના નાના ભાઈ શ્રી છોટમ કવિને પણ દર્શનનો લાભ અપાવ્યો. શ્રી છોટમ કવિએ અષ્ઠ સાત્વિક ભાવથી આચાર્ય્ય શ્રીના ચરણ કમળમાં દંડવત પ્રણામ કર્યા. વારંવાર બન્ને ભાઇઓને દંડવત કરતાં જોઇને સદ્‌ગુરૂએ પોતાના સુકુમાર હાથથી તેમને ઉઠાડી અમૃતવાણીથી અભય દાન આપ્યું.

શ્રી પુરૂષોત્તમ યોગેશ્વરનું સ્વરૂપ કવિ ભાવથી આલેખે છે કેઃ—

## ગીતિ.

"ગૌર મનોહર કાન્તિ, શાન્તિનો પણ સાગર હોય જેવો,
ભાગે મનની ભ્રાન્તિ, શબ્દ મધુર મુખ ઉચ્ચારે એવો;"

સહુ વિદ્યાઓ સાધિ, ચાર વેદ છે જીવ્હાગ્રે જેને,
પ્રણવ બ્રહ્મ આરાધિ, શુદ્ધ સમાધિ સદા રહે તેને"

આતો તેમનું અંતર સ્વપ્રકાશાત્મક સ્વરૂપ. હવે બાહારનું સ્વરૂપ પણ તેવુંજ ભવ્ય શાન્ત તેજો રૂપ.

દોહા.

"દંડ કમંડલ હાથમાં, મુનિપટનું પરિધાન,
ઉપવિત અંગે ઓપતું, કાન્તિ કનક સમાન.
શિરપર શોભે બાબરી, તપ નિધિ તેજ નિધાન;
પુરૂષોત્તમ યોગેન્દ્રએ, છે શુકદેવ સમાન.
તાડપત્ર માંહે લખ્યું, પુસ્તક શોભે પાસ,
વાંચે સૂત્ર વેદાન્તનાં, કરી એકાન્તે વાસ.
કૃષ્ણા જીનને આસને, હતા બીરાજ્યા આપ;
દીઠા એવા દેવને, ટળ્યા ત્રિવિધિ તાપ."

આટલું તો દિવ્ય દર્શન, હવે પ્રતીતિ-

"વણ પૂછે તે યોગીએ, કહ્યું હમારૂં નામ,
આવ્યા જો એકાન્તમાં, બેસો આણે ઠામ,
સંશય હોય સ્વરૂપનો, સુખે પુછો સોય."

ત્યાર પછી તે એકાન્ત શાન્ત સિદ્ધ ભૂમિ ઉપર, પરમ કારૂણ્ય ભાવથી, પૂર્ણ આનન્દ યોગે, શ્રી પુરૂષોત્તમ સિદ્ધ યોગેશ્વરે એક નિમેષ માત્રમાં તેમને બ્રહ્મનો ઉપદેશ કર્યો.

દોહા.

"વાચ્ય ભાગ છે પ્રણવનો, નામ તથા આકાર;
કેવલ ચૈતન્ય લક્ષ્ય છે, વ્યાપક બ્રહ્મ અપાર."

આ ઉપદેશનું રહસ્ય સાંભળી શ્રી છોટમ કવિ અપાર સહજ સુખમાં લીન થયા, શ્રી છોટમ કવિ કહે છે.

ઉથલો.

" જ્યારે ચિદાનંદનું રૂપ સઘળે, દૃષ્ટિગોચર થાય,
નેત્ર આગળ જોત્ય છે, તે વર્ણવી નવ જાય.
સદ્દગુરૂની કૃપા હોય તો, પામે એવું ધ્યાન;
પ્રગટ પ્રભુને દેખીએને, હોય નિરમળ જ્ઞાન.
શ્રી પરમેશ્વર ગુરૂરૂપ થઇને, પ્રગટ કરે છે જ્ઞાન;
ઇશ્વરના કોઇ જીવને ભાઇ, નથી એવું ભાન.
કૃષ્ણે કહ્યું અર્જુન પ્રત્યે, ઉદ્ધવને અતિસાર;
સનકાદિકને બ્રહ્મ સારૂ, હંસે ધર્યો અવતાર.
દત્તાત્રેયને સિદ્ધ પ્રત્યે, સાથે હતા નવનાથ;
તેને કહ્યું શ્રી શંકરે, જે તત્વ હાથો હાથ.
સીતા વિજોગ રામ રોતા, ત્યારે મળ્યા શીવ માહારાજ;
ફરશુરામને મળ્યા જ્યારે, દત્ત ગુરૂ મહંત.
આત્મ વિદ્યા આપી જ્યારે, ત્યારે થયા નિરમળ સંત.
*પાર્વતીને બહુ પ્રકાર, શિવે કહ્યું જે સાર;

---

* જુઓ અનુભવની એકતાની ખૂબી.

" शून्या चा शेवट डोळां पाहा निराळा।
निळ बिंदु सांवळा प्रकाशला. ॥ १ ॥
ब्रह्म ज्योतिरुप विसावलें जेथ ।
अनुभव सार्थत पाहा तुम्ही ॥ २ ॥
पसें कैलासनाथें सांगीत लें पार्वती ।
ज्ञान देवा निवृत्ति तेची सांग ॥ ३ ॥

શૂન્યનું છેવટનું નિરાળું તત્વ નજરે દેખાય છે. શ્યામ નિલ બિંદુ લખલખીટ પ્રકાશ્યું છે. જ્યાં બ્રહ્મ જ્યોતિરૂપે વિશ્રામો લે છે તે અનુભવ બરોબર તમે લ્યો. એવું કૈલાસનાથ શંકરે પાર્વતીને કહ્યું; અને જ્ઞાનદેવને તેમના ગુરૂ નિવૃત્તિએ પણ તેજ કહ્યું—જ્ઞાનદેવના યોગપરના અભંગમાંથી—

પ્રત્યક્ષ જ્યોતિ દષ્ટિગોચર, દેખાડી નિરધાર.
અક્ષર નામ તે આત્માને, ક્ષર જાણો આ દેહ;
એ અક્ષર આ ક્ષર રૂપે થયો, તે ઓંકાર આપે એહ,
સાક્ષાત શિવ સ્વરૂપ થાયે, જન જપે જુગતે જેહ.
રાજ રાજેશ્વરી વિદ્યા, અમો લહી નિરધાર;
સાષ્ટાંગ દંડવત કર્યો સરવે, આણી હરખ ઉમંગ."

શ્રી છોટમ કવિએ ત્યાર પછી તેમના સદ્‌ગુરૂની સાથે ઘણી વાતો કરી છે; તે વાતચીતનો પ્રસંગ તેમણે શ્રી પુરૂષોત્તમ આખ્યાનમાં મૂક્યો છે:—તેમાં ખાસ કરીને ધાર્મિક તત્વ દષ્ટિના અભ્યાસકોને ઘણું નવીન જાણવાનું મળે છે. શ્રી પુરૂષોત્તમ યોગેન્દ્ર ઘણા કાળના યોગી છે અને તેમને પણ શ્રી નિત્યાનંદ યોગીનો સાક્ષાત્કાર થયેલો જેમને શ્રી ગૌડપાદ આચાર્ય શ્રી શંકરાચાર્યના પરમગુરૂનો સાક્ષાત સમાગમ થયેલો. વળી તેમને શ્રી સિદ્ધ યોગેશ્વર ચોરંજીવ ગોરક્ષ સાથે પણ સમાગમ થયેલો. તે બધાના સમાગમથી આપણા આર્યાવર્તમાં ધર્મની અવનતિ કયે કયે કાળે કેવી રીતે થઇ તેનો એક ધાર્મિક ઇતીહાસ જડી આવે છે. આર્યાવર્તની પડતીના કારણો તેમાંથી નીકળે છે.

વિક્રમના સમયમાં આર્યાવર્તની ગૌરવ સ્થીતિનું શ્રી ગોરક્ષનાથના મુખથી કવિ વર્ણવે છે કે:—

'સમય થયો વિક્રમ રાણો, જેવો સમય શ્રી રામનો.'

### દોહા.

"લક્ષ્મીને વળી સરસ્વતિ ઘેર ઘેર કરે વિલાસ."

પછી સંવત બારસેંમાં સ્વધર્મ મૂકી દેવાથી પડતી થઇ. ગોરક્ષમુનિ કહે છે—

"જોયું ભરતખંડની માંય, સમય ફરેલો દીઠો ત્યાંય;
ક્ષત્રી સઘળા ઉત્પન્ન થયા, દેશ મુકીને નાઠી ગયા.

પરદારા પરધનને હરે, ધર્માચરણ કોય ન કરે.
નીચ જાતની નારી જેહ, રાજાઓ સહુ રાખે તેહ,
તેથી પ્રજા ઉપજે જેહ, કરે અધર્મ અતીશે તેહ.
પછી યવનોની આવી ધાડ, સઘળે ઉગ્યાં દુઃખનાં ઝાડ.
લાગ્યાં યવનો લુંટવા, ભરતખંડની માંય,
ક્ષત્રી સહુ યુધ્ધે ખપ્યા, જોર રહ્યું નહિ કાંય."

હાલની સ્થિતિ પણ એવીજ છે.

"આ કળીયુગ આવ્યો હવે, મહા મલીન મળ મૂળ;
વર્ણ માત્ર સહુ વર્તશે, વેદધર્મ પ્રતિકૂળ.
હીન જાતિના ગુરૂ થઈ, કથશે બ્રહ્મજ્ઞાન
માહા વાક્યના લક્ષનું, કોયને નહિ હોય ભાન."

આમ સર્વ સંશયોથી નિવૃત્ત થતાં શ્રી પુરૂષોત્તમ યોગેન્દ્ર શ્રી છોટમ કવિને આજ્ઞા કરે છે કેઃ—

"છોટમ તુજમાં સત્વગુણ, જાણી આપ્યું જ્ઞાન;
એકાન્તે એક ચિત્તથી, ધરજો તેનું ધ્યાન.
અનુભવ ઉરમાં વાધશે, રચજો રૂડાં ગ્રંથ,
તેમાં ખંડી નાંખજો, પાખંડીના પંથ.
પાખંડીને ખંડતાં, નીતિ ધર્મ સ્થપાય,
જે વાંચે જે સાંભળે, તે જન સુધરી જાય."

આમ શ્રી સદ્‌ગુરૂ પાસેથી બ્રહ્મવિદ્યા મેળવીને, તેમની આજ્ઞા માથે ચઢાવી, શ્રી છોટમ કવિ પોતાના ગામમાં પધાર્યા. અને પછી તેમણે શાન્ત એકાકી જીવન ગાળ્યું.

## શ્રી છોટમ કવિની કવિતા.

તેમનું બ્રહ્મ ચિન્તન પરિપક્વ બન્યું; તેમના નિવૃત્તિકાળમાં તેમણે સ્વાનુભવથી પ્રેમરસથી ઉભરાતાં, શાન્ત રસથી ઝરતા, અદ્વૈત તત્વજ્ઞાનથી પ્રકાશતાં, અનેક સરળ સાદી ભાષામાં કીર્તનો, આખ્યાનો,

પદો, જોડવા માંડયાં. તેમનો પરાપારનો અનુભવ રસ પરામાં ઉતરી, તેવાને તેવો તેવેજ રૂપે વૈખરીમાં કલ્લોલ કરતો શાન્ત કાવ્ય રસમાં ઝરવા લાગ્યો. આજ એમનું કવિત્વ; જે કવિત્વ છન્દ બંધમાં વહેતું છતાં તેના નિયમોથી પર છે, જે કૈવલ્ય જ્ઞાનામૃતનું આપોઆપ વહેતું દિવ્ય ઝરણું છે, જે કવિતા રચવાની ઇચ્છા વગરનું સ્ફુરતું કવિત્વ છે, જે અગમ અગોચર અવ્યક્ત અક્ષરનું ક્ષરતું સ્વરૂપ છે, જે બાવન બ્હારના ચિદંબરના ખેલનું પ્રકટ નાટક છે, જે માહા યોગેશ્વરોની જાગેલી માહા ચિતશક્તિ કુંડલીની ગર્જના છે, જે સદ્‌ગુરૂની આજ્ઞાધારી કૃપા લહરી છે.

આવા ભક્તોની કવિતા સાધારણ કવિજનની કવિતા જેવી નથી. ભક્ત કવીઓનું કવન સાધારણ છન્દ બંધ, માત્રામેળ, આદિ પિંગલ શાસ્ત્રના નિયમોથી મુક્ત છે; તેમની કવિતા એ તો પ્રણવ અક્ષરની અર્ધમાત્રાથી અખંડ ગાનરૂપ કળાનું પ્રકટ ગાન છે. તેથી તે પ્રાસાદિક કહેવાય છે. શ્રી તુળસીદાસ સન્તની અમર વાણી કે શ્રી નરસીંહ મ્હેતાની અખંડ રાસલીલાથી ઝરતી રસમય વાણી, કે શ્રી પ્રીતમદાસની પ્રેમવાણી ત્રિવિધ તાપને શમન કરતી જ્ઞાન ગંગાજ છે.

કવિ પોતેજ પ્રલ્હાદ આખ્યાનમાં (અપ્રસિદ્ધ) કહે છે કે:—

"ભુચર ભૂમિ ઉપર ફરે, ઉડે ખેચર આકાશ,
કવિજન કહે દીઠી સાંભળી, કરીવાણી વિલાસ;
વિશ્વ થકી આઘા વહે, એવા અનુભવી કોય,
ઉત્પત્તિ સ્થિતિ પ્રલયની, આપે સમજણ સોય.
અનુભવી કવિ સરખા ગણે, એતો મૂઢ અજાણ.
આકાશ આધેરી વાસના, કહે કવિજન કોણ;"

શ્રી છોટમ કવિની વાણી આવીજ દૈવી પ્રસાદથી ઝરતી, અકળકળાવાળી છે.

આમ આખું જીવન યોગાભ્યાસ બ્રહ્મચિન્તન અને પરમાર્થ માટે કાવ્ય રચનામાં ગાળ્યું. પોતે ઉપદેશ આપવા, કે ગાદી સ્થાપના કરવા, કે દેશ દેશાન્તર ફરી વાદવિવાદ કરવા, કે કોઇપણ પ્રકારે પ્રસિદ્ધિમાં આવવા ઇચ્છા કરી નથી.

કોઇ અધિકારી સજ્જન પાસે આવે તો બ્રહ્મચર્ચા આનન્દથી કરતા; તેમણે ફક્ત સાત કે આઠ પુરૂષોનેજ બોધ આપ્યો હોય એમ લાગે છે. સંવત ૧૯૪૧ ના આસો વદ ૧૩ ને દીવસે ૭૩ વર્ષની વયે પોતે શાન્તિથી નિર્વાણ પામ્યા. તેમની મુખમુદ્રા શાન્ત, વચન અમૃત સમાન મિષ્ટ, દૃષ્ટિ બ્રહ્મ વિચારથી ઉદાર, પગલાં અરૂણોદય સમ રક્ત સુકોમલ, ગતિ શ્વાસ પ્રશ્વાસથી શિથિલ થએલી ગંભીર, અને તેમનું મસ્તક બ્રહ્મ વિચારથી મસ્ત હતું.

## શ્રી છોટમ કવિની કવિતાની ખૂબી.

તેમનું જીવન તેમના ગ્રન્થથી અમરજ છે. તેમની જ્ઞાન વિજ્ઞાન ભક્તિરસથી રસબસી થએલી તત્ત્વ વિચારથી ગહન, પ્રૌઢ, અને ગંભીર, છતાં, અત્યંત સરળ, સાદી અને સહજ વેગવાળી છે. તેમની વાણી એક નાનું બાળક, અભણ ખેડુત, મજુર કે મંદજન પણ ગાતાં ગાતાં બોધ લઇશકે એવી છે.

દાખલા તરીકેઃ— આ પુસ્તકમાં છપાએલા ભજન ૧૪ માં સમાધીની સાત ભૂમિકાના વર્ણનમાં સંસ્કૃત અઘરા શબ્દનું અને અઘરા વિષયનું કેટલી બધી સરળવાણીમાં વર્ણવે છે !

" તનુ માનસા છે ત્રીજી ભોમી, પ્રકટ કરી દેખાડું જોને,
ચંચળ મન બહુ વસ્તુમાં, થયું ભમીને જાડું જોને:
જાડું મન તે બ્રહ્મ લક્ષમાં, અકાગ્રતા ના થાય જોને,
નિત્ય દીવસ અભ્યાસ કર્યાથી, મન ઝીણું થઇજાય જોને;
તનું નામ છે ઝીણા કેરૂં, મનસા મનનું નામ જોને,
જે જ્ઞાનીના ચિત્તની વૃત્તિ, ધ્યાને ઝીણી થાય જોને;
તનુ માનસા ભોમી કેરા તે જ્ઞાની કહેવાય જોને. "

તેમની સૂક્ષ્મ અવલોકનશક્તિ નીચેની સરળપંક્તિઓમાં જુઓ.

" યોગી કેમ જણાય, પરિક્ષા કહું તેની,
સબળ હોય કૃશ દેહ, ચળકની કાન્તિ એની;
વદન સદાય પ્રસન્ન, નેત્ર નિરમળ સુખકારી,
રણકે ઘટમાં નાદ, વદે મુખ વાણી સારી;
વળી બિન્દુ અચલ આરોગ્યતા, જઠરા નલ જાગ્રત રહે:
લાગ્યું રહે મન લક્ષમાં, માહાયોગીજન તેને કહે." પાનું ૧૫૫

આમ સરળ શાન્ત ગહન રસથી સ્રવથી તેમની વાણી ચાલે છે. પરમજ્ઞાની કવિ અખા ભક્તની વાણીનો પ્રવાહ દિવ્ય નાદથી સડસડાટ વહેતી ગંગા નદીના ખળભળાટવાળો છે; પરમ જ્ઞાની ધીરા ભક્તની વાણીનો પ્રવાહ ગહન જંગલના સિંહનાદ જેવો મહત્તાવાળો છે. તે એકલો કોઈની પરવા કર્યા વગર નિડરપણે નિર્ભય ગાજી રહ્યો છે. અને પરમજ્ઞાની છોટમ કવિની વાણીનો પ્રવાહ રામ રાજ્ય અયોધ્યા નગરીના દિવ્ય તટ ઉપર વિલસતી શાન્ત ગંભીર ચિન્મયિ સરયૂનદી જેવો શાન્ત, અર્થસૂચક, ગંભીર, ચિન્મય છે. આ સર્વે કવિઓ મહાન્ છે; જેમણે પ્રાકૃત ભાષામાં, સકળ લોકના ઉદ્ધાર અર્થે સંસ્કૃત વાઙ્‌મય અને તેથી પણ પર, પરાપારની અમૃત સેર વહેવડાવી છે.

શ્રી અખાજીની વાણી અને શ્રી છોટમની વાણીની ખુબી એકજ વિષયના વર્ણનની સરખામણીથી સમજાશે.

### પૂર્વછાયા.

" ભાઇ પરાપારથી શબ્દ ઉઠે, તે જુગતે જાદો થાય,
પાર છે પરમાતમા તે, સર્વે ચૈતન્ય ઘનરાય".
તે મન દ્વારાયે માહાતમ ધરે, તે મનને ઉઠે કલ્પના,
કલ્પનામાં કામના છે, તે કરે બહુ જલ્પના.

પરાતીતશું હોય પોપણુ, તે શબ્દરૂપ પરા કરે,
તે પશ્યંતિયે થાય જાડો, અરૂપ ફીટી રૂપ ધરે.
મધ્યમાથે ઘાટ ઘડાયે, અને વૈખરી થઇ વિખરે,
સંસ્કૃત્ય વાધે શબ્દ કેરી, અનંત પ્રકારે ઓચરે ”

( અજોગીતા )

## દોહા.

શ્રી છોટમકવિ કહે છે.

“ પરા પશ્યંતિ મધ્યમા, વૈખરી વાણી ચાર,
શ્રોતા જનને સમજવા, તેનો કહું પ્રકાર. ૧
ચેતન નિજ ઇચ્છા ધરે, શબ્દ બોલવા જેહ;
પ્રણવ રૂપ એ પ્રથમ છે, પરા જાણવી તેહ. ૨
અર્થવાન બહુ શબ્દનો, જેમાં ઘાટ ઘડાય,
અક્ષર ગોઠવણી બને, તે પશ્યંતિ થાય. ૩
સૂક્ષ્મ વાણી મનમાં બને, પુસ્તક વાચન થાય,
તેજ જાણવી મધ્યમા, બાહર તે ન જણાય. ૪
શ્રોતાજન શ્રવણે ધરે, એવો જે ઉચ્ચાર.
વાણી તે છે વૈખરી, બોલે તનુ ધરનાર. ૫
આદ્યાક્ષર ૐકાર એ, બ્રહ્મ તણું છે નામ,
આરાધન એનું કરે, તેનું સુધરે કામ. ૬
અઉમ એ ત્રણના, સંધિથી ઉચ્ચાર,
ૐ એવો એ થાય છે, મુનિ બોલે નિર્ધાર. ૭
અકાર બ્રહ્મ જાણીએ, ઉકાર વિષ્ણુરૂપ,
મકાર તે શિવરૂપ છે, અર્ધમાત્ર ચિદ્રૂપ. ૮
અર્ધ માત્ર અહીં જે ગણી, તેનો નહિ ઉચ્ચાર,
ગુરૂગમથી એતો જડે, શાસ્ત્ર કહે નિર્ધાર.” ૯

( શ્રી પ્રશ્નોત્તરમાળા )–પ્રસિદ્ધ ક.ચ્ય.

ટુંકામાં શ્રી છોટમ કવિની વાણી અત્યંત બોધ પ્રદ, શાન્ત રસથી સ્રવતી સરિતા છે; અને આપણા આદ્ય વેદાન્ત કવિ અખાજીની વાણી, અત્યંત બોધપ્રદ, ઉગ્ર તેજથી તપતી, સવિતાના પ્રકાશ જેવી અજ્ઞાન રૂપી રાત્રિનો નાશ કરે એવી છે.

હવે ધીરા ભગતની સિંહ ગર્જનાની ખૂબી જોવા જેવી છે.

" આત્મ તત્વ શોધોરે, જ્ઞાની જન ગોતો ઘરમાં,
બોલે તે બીજો નહીંરે, ઓળખી લેજો અંતરમાં. આત્મ૦ ટેક.

વિશ્વંભર દરીયો સભર ભર્યો, માંહી રવિ શશિ તેજની જ્યોતિ,
શરા પૂરા તારા એ જળમાં ઝંપલાવે, કોઇ મરજીવા લાવે મોતિ.
કોઇ પહેરે પનોતિરે, અખંડ ચૂડી કરમાં. આત્મ૦ ૧

કાગડાં બગલાં હોલાં કાંઠે, હરિયો તો જડે નહી આરે,
માનસરોવર માંહી મુક્તાફળ કોઇ હંસ ચરે તેને ચારે;
ખીર ને નીર ભેળાં રે, જુજવાં કરી પીયે પળમાં. આત્મ૦ ૨

સદગુરૂ સંગતમાં જે જન સમજે, તેનું નિશ્ચે થાશે કાજ,
દર્પણ તન દર્શે પોતાનું, એમ માંહીથી મળે મહારાજ;
પોતાને પોતે પરખોરે, ભર્યો સભરાભરમાં. આત્મ૦ ૩

હરિ ગુરૂ શિષ્ય સ્થિર રૂપ તે, જંત્ર વાજંત્ર બનાવે,
શબ્દ ઘટાવ લક્ષણી મધ્ય ડોલે, હરિનાદે નામ તે ઘેર આવે:
ધીર સુખ સાગર રે, નિરખો નિજ અંતરમાં. આત્મ૦ ૪

## શ્રી છોટમ કવિનું ધર્મ જ્ઞાન.

શ્રી છોટમ કવિના ગ્રંથોમાં મુખ્યત્વે કરીને સદ્ધર્મનું વિવરણ છે, અને શુદ્ધ સનાતન ધર્મ ઉપર તેમનો ખાસ આગ્રહ છે; જો કે મત મતાન્તરનું ખંડન મંડન એમને કરવું પડયું છે, તથાપિ તેમની દૃષ્ટિ સંકુચિત નથી.

### ચોપાઇ.

" મુરખવાદ કરીને વઢે, કુશકા કૂટે કણુ ના જડે,
જ્ઞાની સાક્ષિ રહીને જુએ, વૃથા વાદમાં શ્વાસ ન ખુવે:
જ્ઞાની મગ્ન શાંત રસમાંય, કોઇનો દ્વેષ કરે નહિ કાંય,
હોય વીર રસ જુદ્ધે જેમ ચડે વીર રસ વાદે તેમ;
જ્ઞાની રહે શાંત રસમાંય, વ્યાપે નહિ વીર રસ ત્યાંય.

( પ્રશ્નોત્તરમાલા )—અને આપણા આર્યાવર્તની અવનતિ, મતમતાન્તરના ઝગડાથી થઇ છે તે વિશે પોતે કહે છે કેઃ—

### દોહા.

મુસલમાનની જાતિમાં, સિયા સુની છે જેહ,
સામાસામી દ્વેષથી, લડી મરે છે તેહ;
એમજ હિંદુ લોકમાં, શિવ વિષ્ણુના ભેખ,
એક એકને મારતા, મરતા મૂઢ અલેખ.
એક બ્રહ્મ હોય જાણીતા, કરે ન એવા કામ,
માટે કલ્પિત જીવના, જૂઠા ધર્મ તમામ.
વાણી પ્રભુની વેદ છે, ખરો ધર્મ છે જેહ;
કરી કીતાબો માણુસે, દ્વેપ ભરેલી તેહ,
ધર્મ પોતાનો પાળવો, પ્રભુ પર કરવી પ્રીત;
આગ્રહ કરવો અન્યને, એ નહિ રૂડી રીત.

વળી કેટલાક વેદાંતના ગ્રંથો વાંચી 'અહંબ્રહ્માસ્મિ' મુખથી બકતા, જ્યાં ત્યાં વિધિમાર્ગનો લોપ કરતાં ફરે છે તેવાં જ્ઞાનીઓપર તેમનો કટાક્ષ પણ ઓછો નથી.

" મહાવાક્ય વચનો સુણી, વિન સાધનથી આપ,
જ્ઞાની નહિ તે પશુ થકી, અધમ જાણજો સાર;
બ્રહ્મ બને તો ભૂખ શી ?, રંક ન હોવે રાય,

તૃષ્ણાનો તાણ્યો વહે, તેજ જીવ કહેવાય.
બ્રહ્મદશા દુર્લભ છે, દોષ રહિતને હોય;
કોટિ જ્ઞાનીમાં કોયને, સમજે આવે સોય. "

( પ્રશ્નોતરમાળા. )

સાચું જ્ઞાન તો સ્હેજ મળતું નથી. તેની નીસરણી દર્શાવે છે.

" ધર્મ વિષે દઢતા ધરી, જીવ ભજે કર્તાર;
ઐશ્વર્યાદિક ગુણ સકળ, પ્રભુ આપે તે વાર.
પ્રભુ ભજવાથી પુણ્ય ફળ, ઉદય થાય છે જેહ;
એક એકથી કોટિ ગુણ, ચડીઆતાં છે તેહ.
પૂજાથી કોટિગણું, પુણ્ય સ્તોત્રથી હોય,
સ્તોત્રથી કોટીગણું, મંત્ર જપે ફળ સોય.
જપ કરતાં કોટિગણું, ધ્યાન થકી ફળ સાર,
તેથી થાય સમાધિ તો, પુણ્ય તણો નહિ પાર.
પ્રકટે પુણ્ય સમાધીયે, તેહ તણો નહિ અંત,
એ અભ્યાસે જીવ પર, કૃપા કરે ભગવંત,
અગ્નિમાં હુત હોમતાં, અગ્નિરૂપ થઇ જાય,
બુદ્ધિ અર્પે બ્રહ્મમાં, જીવ બ્રહ્મમય થાય.
સાધન છે બીજા બહુ, અવનિ માંહી અપાર;
ધ્યાન સમાધિ યોગ સમ, નહિ ફળનાં દાતાર.
અપાર પુણ્ય પ્રતાપથી, કૃપા કરે કર્તાર;
તેને ગુરૂ આવી મળે, યોગ કળા દાતાર.
સદા સમાધિ યોગથી, માયાના ગુણ જાય,
ષટ્ભગ જે ઇશ્વર તણા, પ્રકટ પછીથી થાય. "

પછીજ સાચું જ્ઞાન આપોઆપ પ્રકટે.

## ચોપાઇ.

" શ્રૌત તત્વ સદ્ગુરૂનું જ્ઞાન, પામી ધરે બ્રહ્મનું ધ્યાન,
શુદ્ધ સમાધિ જ્યારે થાય, પાપ પંકથી અળગો થાય."

( પ્રશ્નોત્તરમાળા )

શ્રી છોટમ માહારાજનું આખું જીવન બ્રહ્મ ચિન્તનમાં ગયેલું છે. તેમાં તેમણે સહજ યોગ સિદ્ધ કર્યો છે. તેમનાં છૂટક કીર્તનોમાં શ્રી છોટમ કવિનું યોગજ્ઞાન જ્યાં ત્યાં ધ્યાન યોગનો પ્રકાશ નજરે પડે છે. આ અપ્રસિદ્ધ કાવ્ય સંગ્રહમાં તો તેમણે રાજયોગ સર્વાંગ નિરૂપણ કર્યો છે. મદાલસા આખ્યાનમાં, જડમુનિ આખ્યાનમાં, અને હંસ ઉપનિષદ્‌માં સંપૂર્ણ અષ્ટાંગ સહજ રાજ રાજેશ્વર યોગનું નિરૂપણ છે; અને કપિલ ગીતામાંતો યોગયુકત જ્ઞાનનુંજ સાંગોપાંગ સરહસ્ય વર્ણન છે.

શ્રી છોટમ કવિ સ્વાનુભવ સિદ્ધ યોગ નિરૂપણ કરે છે; પ્રણવ ઉપાસના—હંસ ઉપાસના એ આ સહજ યોગનું મુખ્ય બંધારણ છે.

" અકારને ઉકારનો, ત્રીજો વળી મકાર,
ત્રણે ગુણ છે તેહના, રજતમ સાત્વિક સાર
નિર્ગુણ અર્ધમાત્રા તણું, ધરે યોગીજન ધ્યાન,
બ્રહ્મરંધ્રમાં તે રહે, સૂક્ષ્મ બ્રહ્મ સમાન.
યોગી મુનિ સ્થાનમાં, જપે સદા ઓમ્કાર,
આપે અક્ષર બ્રહ્મમાં, વરતે એકાકાર.
પ્રાણ ધનુષ્ય આત્મા, બ્રહ્મ વેધ્ય કહેવાય,
યોગી વેધે તેહને, સર્વ તન્મય થાય." પાનું ૧૦૧

તે પ્રણવનું સ્વરૂપ શું છે? કવિ કહે છે:—

" ત્યારે શિવ કહે તમે શિવા સુણો, એ વાત છે મહાગૂઢ;
ૐકાર કહુંછું કરણમાં, તે મોક્ષ પામે મૂઢ.

માહામંત્ર મોટો સર્વથી, એ પરમ દૈવતવાન,
ગુરૂ મુખે જે જન લહે, તેને મળે શ્રી ભગવાન.
બિંદુ સહિત ૐકારજે, તેનું ધરે જોગી ધ્યાન,
તે મધ્યે નિજ તત્વ છે, તે સ્વયંરૂપ ભગવાન.
જગતગુરૂ છે નામ જેનું, એકાક્ષર એ બ્રહ્મ,"
જીવન સરવે જગતનું, તે જાણે વિરલા મર્મ. પાનું ૨૩૪

અને આજ ઉપનિષદ્દનું તત્વ તેમણે પોતાની વાણીમાં ગાયું છે. કહ્યું છે કે.

सर्वे वेदायत्पद मामनन्ति ।
तपांसि सर्वाणिच यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्य्यं चरन्ति ।
तत्ते पदं संग्रहेब ब्रवीम्यो मित्ये तत् ॥

"સર્વે વેદો જે પદનું નિરૂપ પણુ કરે છે; અને સર્વ તપો જે કહે છે, જેને માટે બ્રહ્મચર્ય પાળવામાં આવે છે, તે પદ ટુંકામાં નિરૂપણુ કરીએ છીએ કે તે ઓમકાર છે."

( કઠોપનિષદ્ )

તે પ્રણુવનું ગુહ્ય સ્વરૂપ પ્રકટ કરે છેઃ કે
"સહુ શાસ્ત્રમાં ગોપ્ય છે, નથી વેદાંતે વિસ્તાર,
તે સાંભળજો સિદ્ધ સરવે, કહું સરવે નિરધાર.
સર્વ થકી જે તત્ત્વ મોટું, તે દષ્ટિગોચર થાય,
બાહ્ય ભિતર રહ્યો સ્વતંતર, પ્રત્યક્ષ રૂપ જણાય.
પ્રથમ મન જો નાદે વળગે, વળતી બિંદુ જણાય,
ત્યારપછી તે કળા નિરખે, એમ જ્યોતિ પ્રગટ થાય.
અકાર તે નાદરૂપ જાણો, બિંદુરૂપ ઉકાર,
મકાર તેતો કળા કહીયે, એમ જ્યોતિર્મય ૐકાર.

આ નાદ,, જ્યોતિ, અને કળાના અનુભવની શી જરૂર છે શ્રી છોટમ કવિતા તે ઉપર કહેછે કે:-

" સર્પ મોહેનાદથી, જેમ ઘંટા નાદ કુરંગ:
પતંગ મોહે દીપથી, એમ મન નાદની સંગ.
જેમ લોહ ચમકને દેખતાં, જઈ ચમકને લપટાય.
તેમ નાદ સુણતાં વિષય તજી, મન ઉન્મન થઈ જાય, "

—કપિલ ગીતા—

જ્યાં સુધી બ્રહ્મ સ્વરૂપ પ્રકટ દીસતું નથી ત્યાં સુધી મન લય પામતું નથી; અને જ્યાં સુધી મન લય પામતું નથી ત્યાં સુધી ફક્ત બોલવાનું મિથ્યા જ્ઞાન છે.

" લવણ જેમ જળમાં પડયું, તે એક સ્વરૂપે કહેવાય.
તેમ આતમને સંગે કરીને, મન ઉન્મુનિ હોય.
નેત્ર આગળ રૂપ દરશે, ત્યાં લય પામે તે સહી. "

એ નેત્ર આગળનું રૂપ કેવું છે ? કવિ કહે છે:—

" નિત્યરહ્યું જે નેત્ર આગળ, સ્ફાટિક મણી સમરૂપ,
તે જોતાં ગુરૂગમ થકું ભાઈ, પડે નહિ ભવ કૂપ. "
" ચક્ષુ મધ્યે રહ્યું છાનું, અંગુષ્ઠ પ્રત્ર સમાન,
તે ઉપર પરવતુ અરધ છે, તેની અગ્ર સૂક્ષ્મ ધ્યાન.
અંતર દષ્ટે તારના તૂટે, તો બ્રહ્મ પ્રગટ જણાય. "

એમણે સર્વ ઉપનિષદ્‌ના સિદ્ધાન્તોનું દોહન પોતાના ગ્રંથોમાં કર્યું છે:—

યોગ શીખા ઉપનિષદ્‌માં કહ્યું છે કે:—

" मनसा मन आलोक्य वृत्ति शून्यं यदाभवेत्
ततः परं ब्रह्म दृश्यते च सुदुर्लभम् ॥
मनसा मन आलोक्य उन्यन्यन्तं सदास्मरेत् ।
मनसा मन आलोक्य दृश्यन्ते प्रत्यया दश ॥

મનથી મન જોઇને જ્યારે સકલ વૃત્તિથી રહિત થવાય, ત્યારે પર બ્રહ્મ જે અત્યંત દુર્લભ છે તે જણાય–પ્રત્યક્ષ થાય. મનથી મન જોઇને ઉન્મની સુધી ધ્યાન કરવું. આમ શુદ્ધ મનથી મન જોવા માંડે ત્યારે દશ પ્રકારના પ્રત્યય—દેખાય છે.

" बिन्दु नादकला ज्योति रविन्दु ध्रुव तारकम् ।
शान्तं च तदतीतं च परंब्रह्म तदोच्यते ॥

योगशि० उ.

" બિન્દુ, નાદ, કલા, જ્યોતિ, સૂર્ય, ચન્દ્ર, ધ્રુવ, તારા, એ શાન્ત સગુણ સ્વરૂપ, અને એથી પર નિર્ગુણ અનિર્વચનીય કૈવલ્ય સ્વરૂપ-એ પરબ્રહ્મનો સાક્ષાત્કાર કહેવાય છે." એની કુંચી બ્રહ્મનિષ્ઠ કવિ એક લીટીમાં જણાવે છે:—

" અંતર દ્રષ્ટે તાર ના તુટે, તો બ્રહ્મ પ્રગટ જણાય."

આ અનુભવ સહજ યોગ ભક્તિનો છે. આમાં હઠયોગના કલેશની, જરૂર નથી. કેવલ સદ્ગુરૂની કૃપાથી અંતરદષ્ટિના અખંડ તારની કુંચી મળવી જોઇએ; અને આ પરમ સન્ત યોગેશ્વરોનો એક નિશ્ચિત્ સિદ્ધાન્ત છે.

શ્રી જ્ઞાનેશ્વર માહારાજ તેજ કહે છે:—

" प्रणव जे गुह्य ॠषि योगी यांचे ।
सर्वावरिष्ठ साचें वेदआज्ञा ॥

" પ્રણવ જે ઋષિ યોગીઓની નિજગુજ વસ્તુ છે. જે સર્વથી શ્રેષ્ઠ સાચી વેદની આજ્ઞા છે."–યોગપરના અભંગમાંથી–

नयनाचें आंगणी तुर्येचा प्रकाश ।
उन्मनि उल्हास तयावरी ॥

" નયનને આંગણે તુર્યાનો પ્રકાશ છે, ઉન્મનિનો ઉલ્લાસ ત્યાંથી શરૂ થાય છે. "—યોગપરના અભંગ—

ભક્ત કવિ નરસીંહ મહેતાનો એજ પરમ અનુભવ છેઃ—

## પ્રભાતીઉં.

"ધ્યાન ધર, ધ્યાન ધર, નેત્રમાં નાથ છે. અખંડ ભાળની એક સુરતી,
દેહીમાં દરસશે, પ્રેમથી પ્રસરશે, અજબ અનોપમ અધર મુરતી;
મોરલીના નાદમાં, શ્રવણના સાદમાં, ઝાંઝરી ઝાલરી ડમકવાજે,
તાલ મૃદંગ ચંગ, ઉપણા ઘણી, ભેરીનો નાદ, બ્રહ્માંડ ગાજે;
મન પરસન થશે, કર્યાં કર્મ નાસશે, ભાસશે બ્રહ્મ વ્રજવન વેલી,
કુંજ લલિત માંહે, શ્રી કૃષ્ણુ લીલા કરે, નિરખની નૌતમ નિત્યકેલી;
સુરત સંગ્રામમાં, વિલસે રંગમાં, દરસશે દેહીનું માન મરતાં,
નરસૈંયાચા સ્વામી, સર્વ સુખ આપશે, દુકોત કાપશે ધ્યાન ધરતાં.

અને ભોજા ભક્ત પણ એક પદમાં એજ અનુભવની ભક્તિ ગાય છે કેઃ—

" એ તો સંત નિર્મળ નિરખશે, શૂન્ય શિખરપર શ્યામ,
અદ્ભૂત અવિનાશી, ઓળખ્યા પછે, રોમે રોમે પ્રગટ્યા રામ;
વણુ વાદળ વીજ ચમકે, ઘનઘોરે ઘન આયો,
આપે પ્રગટયો આપમાં, નયણે નૂર વરસાયો.
નાદ ધુની વાગી રહી, પૂરણુ પરચા પાયા,
ઉલટા ગુરૂગમસે ખેલી, જઈ શૂન્યમેં ડંક બજાયા;
વળગ્યા નહિ કોઈ વાતમેં, રામસેં રાજી રહ્યા,
ભોજોભગત કહે ગુરૂપ્રતાપે, એનર અણુભે થયા. "

મહાત્મા પ્રીતમદાસ કહે છેઃ—

" દ્વાદશ આંગુલ દર્શેરે, પરશે કોઇ પુરા,
અણિ અગ્ર પર ખેલેરે, સાચા સન્ત શુરા. "

મૂળ પ્રણવ ધુન્ય સ્નેહધરી સાંભળીએરે,
ભજન કરીને બ્રહ્માનંદમાં ભળીએરે;
અખંડ સુરની સ્હેજ સમાધિ લાગેરે,
પ્રીતમ પ્રભુને ભજતાં ભવદુઃખ ભાગેરે. "

અખાજીના શિષ્ય શ્રી લાલદાસજી આ દિવ્ય દૃષ્ટિની ખુબી વર્ણવે છે કે.

"રાજના મુખડાંમાં દીઠા મ્હેં ચૌદે લોક,
જેણે તમારી ભક્તિ ન જાણી જીવિત તોકો ફોક. રાજના૦
બ્રહ્મા ઇન્દ્ર મર્મ ન જાણે, જાણે જવલ્લા કોક;
કહે લાલદાસ વ્હાલે કૃપાકીધી, મટીગઇ ચિન્તાને શોક." રાજના૦

અને સકલ તન્ત્રોનો પણ એજ અનુભવ છે.

" यत्र गत्वा तु मन सो मन स्त्वं नैव विद्यते ।
उन्मनी सा [illegible]ता सर्व तन्त्रेषु गोपिता ॥
सहस्त्रार कर्णिकायां चन्द्र मण्डल मध्यगा ।
सर्व संकल्प रहिता कला सप्तदशी भवेत् ॥
उन्मनीं नाम तस्याहि भव पाश निकृन्तनी ॥"

" જ્યાં જવાથી મનનું મનપણું રહેતું નથી તેને ઉન્મનિ કહેછે, જે સર્વ તન્ત્રોમાં ગુપ્ત છે. હજાર પાંખડીમાં રહેલા ચન્દ્ર મણ્ડલના મધ્યમાં, સર્વ સંકલ્પોથી રહિત સત્તરમી કળા રહે છે. તેનેજ ઉન્મનિ કહે છે જે સંસારની પાશને કાપવા વાળી છે. "

—કંકાલ માલિની તંત્ર—

-આજ તત્વ શ્રી છોટમ કવિમાં આબેહૂબ મળતું આવે છે.

" તેમ આતમને સંગે કરી, મન ઉન્મુનિ હોય;
" માટે મનવડે સહુ પાપ, મન થયું જો ઉન્મુનિ

તો ટળે પુણ્યને પાપ. "

" આ શેષ તત્વ તમને કહ્યું, તે પ્રગટ હાથોહાથ,
'ઉન્મનિ નિરંતર તેહને, જે પરાત્પર નિરખે ધામ;
આત્મા જ્ઞાને નિરખીયો, જે પ્રત્યક્ષ રમતો રામ. "
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરિયા, મધ્યે જેનો વાસ,
નખ થકી તે શિખા લગી, પુરણ મુરતી જેહ;
અચળ દૃષ્ટે જે કોઈ જોશે, તેને દરશે તેહ.

—કપિલગીતા—

આટલું બધું લાંબું વિવેચન કરવાની ક્ષમા માંગીએ છીએ; શ્રી છોટમ કવિનું જ્ઞાન એ સર્વ ઉપનિષદ્ શાસ્ત્રના સાર રૂપ છે. તેમની વાણી અનુભવી સન્તોની અનુભવી વાણીના સુન્દર મિષ્ટ અતીરસ સમ સાર રૂપ છે એ જણાવવાની અગત્ય છે. શ્રી છોટમ કવિની કીર્તન માળાઓ છપાઇ ગઇ છે. તેની આવૃત્તિ પર આવૃત્તિ છપાયા જાય છે તે ઉપરથી પોતે ઘણાં લોકપ્રિય થઇ પડયા છે એ તો નિર્વિવાદજ છે. આ ગ્રંથમાંથી તેમની સાદી સરળ શુદ્ધ ભાષામાં, આપણને ઉપદેશ પદ્ધતિથી બોધ મળે છે એ વિશેષ લાભ છે. પોતે આખ્યાનની પદ્ધતિથી, સાધારણ જનસમાજ પણ સમજે એવી સરળ ભાષામાં, અનુભવી ઉપનિષદ્ ગમ્ય તત્વો આપણી આગળ મૂકયાં છે. એ સાહિત્યની દૃષ્ટિએ જુઓ કે યોગની કે જ્ઞાનની દૃષ્ટિએ જુઓ પણ હીરાના તેજની સમાન તેનો દેદીપ્યમાન પ્રકાશ બધાને પ્રત્યક્ષ ખાતરી આપશે તેમાં લાંબું વિવેચન કરવાનો જરૂર નથી.

એક આધુનિક વિદ્વાન લેખક લખે છે કે ઉત્તમ વાંઙમય તેને કહેવું કે જે વાંચવાથી સવિકલ્પ સમાધિ થાય. આ તેમની દષ્ટિ ખરેખર ધન્યવાદને પાત્ર છે. એ રીતે શ્રી છોટમ કવિ ઉત્તમ ભક્ત કવિની પંક્તિમાં મૂકી શકાય. આજ ઉત્તમ વાંઙમય છે. અને આજ ચિરંજીવી સચેતન અમૃત તત્વમય વાંઙમય કહેવાય. જે જીવનને રસમય કરી, રસથી બોધ લઇ, રસથી તૃપ્ત કરી, રસથી રસરૂપ કરે; **રસૌવૈસઃ** 'ખરેખર' પરબ્રહ્મ રસરૂપ છે; એ ઉપનિષદ્ સૂત્ર પ્રકટ સ્વરૂપ સન્તની વાણીમાં અનુભવાય છે. સન્તની વાણી અક્ષરે અક્ષરે ઇન્દ્રીયોને આનંદ આપી તન્મય કરતી બોધ અપતી વહે છે. તે એકી વખતે, આનંદ, તન્મયતા, પવિત્રતા, રસરૂપતા, અમૃતા અર્પે છે. ને રસ સિદ્ધ કવીશ્વરો જય પામો. શ્રી છોટમ કવિની વાંઙમયતા આવી છે.

શ્રી છોટમ કવિનો સંત માહાત્મા કુબેરદાસજી (સારસાનુંાળા) ની સાથે સંબંધ હતો એમ જણાય છે.

શ્રી છોટમ કવિએ પોતાની હૈયાતીમાં ફક્ત સાત આઠ જનને બોધ કર્યો, હશે એમ લાગે છે.

તેમના શિષ્યોમાંથી એક શિષ્ય મરઘાભાઇ પટેલ હતા, તેમણે નાનાં કાવ્યો લખ્યાં છે, તેમાંથી એક પોતાના ગુરૂની સ્તુતિ વિશેનું છે કેઃ—

સોરઠા.

" સંતશરા છે જેહ, તિવ્ર વૈરાગ મનમાં તપે,
કર્મ એકે નહિ કાંય, ભસ્મ કરે બીજ વાસના;
અતિ સદ્‌ગુણુ આગાર, બ્રહ્મનિષ્ઠ ગુરૂ આસને,
નાગર કુલ પવિત્ર. વાસ મલાતજમાં વસે;
બેઠા માંડી હાટ, લક્ષ રૂપી ધનનું,
આપે આણી મ્હેર, લેનાર હોય જો લાલચુ;
સકલ શાસ્ત્ર સંયુકત, સાર ચાર વેદાંત તણો,
શોભે જીહ્વા અગ્ર, અંતર અનુભવ અર્કસમ;
રચ્યા ગ્રંથ રસાળ, પાવનકારી લોકને,
મહા ગૂઢાર્થ જ્ઞાન પ્રેમ ભક્તિ પુરણ ભર્યાં. "

અમારી પાસે હજુ પણ શ્રી છોટમ કવિના અપ્રસિદ્ધ આખ્યાનો છે. તે શ્રી હરિની ઇચ્છા હશે ત્યારે પ્રકટ થશે.

આ ગ્રંથ પ્રસિદ્ધ થવામાં, અમને રા. રા. શિવપ્રસાદ મણીલાલ, રા. રા. ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા, રા. રા. બાળકૃષ્ણ હરિકૃષ્ણ વૈદ્યરાજ, રા. રા. રસીકલાલ વાસુદેવ, રા. રા. જેશંગભાઇ ચુનીલાલ, રા. રા. ઉમેદરામ બાપરભાઇ આદિ સદ્‌ગૃહસ્થોએ કિમતી મદદ કરી છે તેને માટે તેમનો ખરા અંતઃકર્ણથી ઉપકાર માનીએ છીએ. વળી આ ગ્રન્થ છપાવતાં જે જે દોષો હોય તેની ક્ષમા ચાંહીએ છીએ.

વળી આ ગ્રન્થ જે પ્રગટ થાય છે તેનું ખરૂં માન તો પ. પ. શ્રી વાસુદેવાનંદ તીર્થશ્રીને ઘટે છે, જેમણે ઘણીજ મહેનતે ખરા ભાવથી શ્રી છોટમ કવિના હસ્ત લિખીત ગ્રન્થો સાચવી રાખ્યા. પોતે પૂર્વાશ્રમના શ્રીયુત કેશવલાલ મગનલાલ રાયપુર પખાલીની પોળના શ્રી છોટમ કવિના શિષ્ય હતા. હાલ પોતે કાંકરીયા તળાવ પાસે એકાન્ત પવિત્ર આશ્રમમાં શાન્ત બ્રહ્મચિન્તન કર્યા કરે છે. પોતે ઘણાજ સાદા નિરહંકારી, શાન્ત બ્રહ્મનિષ્ઠ પુરૂષ છે. તેમણે ઘણા પ્રેમથી પોતાના સદ્‌ગુરૂશ્રીના ગ્રંથો આપ્યા અને સર્વના કલ્યાણ માટે છપાવવાની આજ્ઞા કરી, જે આ ગ્રન્થ રૂપે બ્હાર પડે છે. આ ગ્રંથમાં છપાવવામાં જે ભૂલચૂકો થઇ છે તે માફ કરશો એજ વિનંતિ છે. આ ગ્રંથ ભગત જીવાજીના ટ્રસ્ટમાંથી પરમાર્થ માટે છપાય છે તેથી નફો લેવાનો નથી માટે તેની કિમ્મત વધારે રાખી નથી. શ્રી પુરૂષોત્તમ યોગેન્દ્રથી પ્રેરાયેલી માહાત્મા શ્રી છોટમ કાવની પરાવાણી સર્વને અમૃતરૂપ કરો એજ અમારી સર્વ પ્રાણીમાં રહેલા પરમાત્મા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

બન્સીલાલ મણીલાલ મહેતા.
સોમનાથ મનસુખરામ.
કૈવલ્ય સ્વરૂપ ભગત જીવાજી કીશોરદાસ સ્મારકના ટ્રસ્ટીઓ.

अथश्री

# छोटमकृत काव्य संग्रह.

## શ્રી પુરુષોત્તમ સિદ્ધયોગીનું આખ્યાન.

### દોહા.

પ્રથમ પૂરણ બ્રહ્મનું, ધરી હૃદયમાં ધ્યાન;
વળતી કહું વિગતે કરી, પુરુષોત્તમ આખ્યાન. ૧
પુરુષોત્તમ યોગેંદ્રનો, વિંધ્યાચળમાં વાસ;
ગુફામાં રહીને ઘણો, કરે યોગ અભ્યાસ ૨

### છપ્પો.

જેવા હોય વશિષ્ટ, શિષ્ટ વળી શંકર જેવા,
વિદ્યામાં જેમ વ્યાસ, અનુભવી દીસે એવા;
શુક જેવો વૈરાગ્ય, ત્યાગ પણ રાખે તેવો,
આ કળીયુગની માંય, અવર નર નહીં કોય એવો;
ભોગી બ્રહ્માનંદના, કલેશ લેશ ન મળે કદા,
તે મહંત મુજને મળ્યા, જ્યાં નિર્મળ વહે છે નર્મદા. ૧
સિદ્ધ યોગી ને સંત, હોય અવનિપર એવા,
આવે તીરથ કાજ, વહે જ્યાં નિર્મળ રેવા;
લોક ન દેખે લેશ, એમ એ અદૃશ્ય રહે છે,
હોય પૂર્વનાં પુન્ય, તેહને દર્શન દે છે;
એવી વાણી સાંભળી, પછી તે તીરથ કરવા ગયા;
સુંદર સરિતા જોઇને, ત્યાં સ્નાન કરી સુખીઆ થયા. ૨

## ચોપાઇ.

તે રેવાનું દક્ષિણ તીર, ગુણ તેના પણ છે ગંભીર;
સ્વામી કાર્તિકેશ્વર સાર, એ સ્થાનક છે દેવ ઉદાર.
પુનમ આવે કાર્તિક તણી, ભાવિકજન આવે ત ભણી;
દાનવ દેવ મનુષ્યને જક્ષ, કિન્નર ગાંધ્રવ આવે લક્ષ. ૨
યોગી સિદ્ધ મુનિ ગુણવંત, આવે તે સ્થળ લોક અનંત;
તે તિરથ કરવા હું ગયો, શંકર દેખી સુખીઓ થયો. ૩
વરજલાલ મુજ ભ્રાતા જેહ, મારી સાથે હતા તેહ;
તેણે મુજને કહી એક વાત, સિદ્ધ કોઇ અહીં છે સાક્ષાત. ૪
એકાંતે એક શાળામાંય, બેઠા દીઠા છે મેં ત્યાંય;
તેવા તનનું દેખી તેજ, હું જાણું છું શંકર એજ. ૫
પ્રજ વચને આવ્યો વિશ્વાસ, ગયા તરત તે જોગી પાસ;
કરી દંડવત ચરણે નમ્યા, કુતર્ક સઘળા મનના શમ્યા. ૬
ઘણા કાળના યોગી એહ, દિવ્ય થયેલો દીસે દેહ;
વય તેનું વરત્યું ના જાય. કઠણ થયેલી દીસે કાય. ૭
જીતેલા છે પંચે કલેશ, શુક નારદના સરખો વેશ;
પંચ અવસ્થા ચિત્તની જેહ, જીતી સિદ્ધ થયેલા તેહ. ૮
ઋતંભરા પ્રજ્ઞા થઇ રહી, મધુમતીએ પહોંચેલા સહી;
ત્રણે ગુણ જીતેલા તેહ, તેથી દિવ્ય થયેલો દેહ. ૯

## ગીતિ છંદ.

ગૌર મનોહર કાંતિ, શાંતિનો પણ સાગર હોય જેવો;
ભાગે મનની ભ્રાંતિ, શબ્દ મધુર મુખ ઉચ્ચારે એવો. ૧
સહુ વિદ્યાઓ સાધી, ચાર વેદ છે જીહ્વાગ્રે જેને;
પ્રણવ બ્રહ્મ આરાધી, શુદ્ધ સમાધિ સદા રહે તેને. ૨

## દોહા.

દંડ કમંડલ હાથમાં, મુનિપટનું પરિધાન;
ઉપવિત અંગે ઓપતું, કાંતિ કનક સમાન. ૨
શિરપર શોભે બાબરી, તપનિધિ તેજ નિધાન,
પુરૂષોત્તમ યોગેંદ્ર એ, છે શુકદેવ સમાન. ૨
તાડપત્ર માંહે લખ્યું, પુસ્તક શોભે પાસ;
વાંચે સૂત્ર વેદાંતનાં, કરી એકાંતે વાસ. ૩
કૃષ્ણાજીનને આસને, હતા બીરાજ્યા આપ;
દીઠા એવા દેવને, ટળ્યા ત્રિવિધિ તાપ. ૪
વણપૂછે તે યોગીએ, કહ્યું હમારું નામ;
આવ્યા જો એકાંતમાં, બેસો આણે ઠામ. ૫
સંશય હોય સ્વરૂપનો, સુખે પૂછો સોય;
કરી યથાર્થ તમને કહું, વળતી ભ્રાંતિ ન હોય. ૬
પૂર્વ જન્મનો છે વળી, બુદ્ધિમાં સંસ્કાર;
તેથી આ જન્મે હવે, ઉદય થતાં નહીં વાર. ૭
સુણી વચન તે સિદ્ધનાં, અમે નમાવ્યું શીષ;
લક્ષ ભાગ મહાવાકયનો, કૃપા કરી કહો ઇશ. ૮
સિદ્ધ કહે મહા વાકય ને, પ્રણુવ શબ્દ છે જેહ;
અર્થ ઉભયનો એક છે, તેમાં નહીં સંદેહ. ૯

ચૈતન્યયુકત સ્થુલ જેટલું, વાચ્ય અકારતણું તેટલું;
સૂક્ષ્મ સ્થૂલ ઉપાધિ સઘળી તજો, લક્ષ્ય ભાગ ચૈતનને ભજો. ૧
ચેતનયુક્ત સૂક્ષ્મ છે જેહ, વાચ્ય ઉકારતણું છે એહ;
વાચ્ય ભાગનો કરવો ત્યાગ, ચૈતન્ય લક્ષ્ય વિષે અનુરાગ. ૨
ચૈતન મિશ્રિત કારણ એમ, વાચ્ય મકારતણું છે તેમ;

વાચ્ય ભાગ સઘળો પરહરો, લક્ષ્યભાગ ચૈતન ચિત્ત ધરો.
એ રીતે સહુ માત્રામાંય, વાચ્ય ભાગને તજવો ત્યાંય;
લક્ષ્યભાગ છે ચૈતન શુદ્ધ, તેજ બ્રહ્મને લહે પ્રબુદ્ધ. ૪

દોહા.

વાચ્ય ભાગ છે, પ્રણવનો, નામ તથા આકાર;
કેવળ ચૈતન લક્ષ્ય છે, વ્યાપક બ્રહ્મ અપાર. ૧

ચોપાઇ.

લક્ષ ભાગ છે ચેતન જેહ, પ્રકટ મુને પરખાવ્યું તેહ;
આપ લહ્યાથી આનંદ થયો, તેથી સંશય સઘળો ગયો. ૧
વળી આચારજ બોલ્યા વાણ, છોટમ્ ! બ્રહ્મરૂપ તું જાણ;
ભેદ દૃષ્ટિનો કરવો ત્યાગ, એક બ્રહ્મમાં કર અનુરાગ. ૨
હવે પ્રશ્ન જે પૂછવું હોય, સુખેથી પૂછી લ્યો સોય;
એવી આજ્ઞા ગુરુની થઈ, પછી પ્રશ્ન મેં પૂછયું સહી. ૩

દોહા.

બ્રહ્માદિકની પ્રાર્થના, સુણી પ્રભુએ જે વાર;
ધર્મ સ્થાપવા કારણે, ધર્યો કૃષ્ણ અવતાર. ૧
ભામિનીઓ ભરવાડની, નગ્ન નિહાળી અંગ;
વળતી રમતાં રાસમાં, કીધો તેનો સંગ.
શ્રુતિયો ને સ્મૃતિયો વિષે, નિંદેલું છે જેહ;
તેજ કર્મ કૃષ્ણે કર્યું, એ મુજને સંદેહ. ૩
ઈશ્વર સ્થાપક ધર્મના, તેણે કીધો જાર;
કિર્તન ગાતાં તેહનાં કેમ સુધરે સંસાર. ૪
ડભોઈ નામે ગામમાં, દયારામ છે આજ;
જોડે કિર્તન જારનાં, કૃષ્ણ રીઝાવા કાજ. ૫

શીખે કે વળી સાંભળે, જે એ રસનાં ગીત;
પામર જીવને થાય છે, જાર કર્મ પર પ્રીત. ૬
વૈષ્ણવના ઉરમાં વસે, જારરૂપ ભગવાન્;
બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણનું, કેમ હોય તેને ભાન. ૭
એવો આર્યજનો વિષે, ઉલટો ચાલ્યો ધર્મ;
લક્ષણ લખતાં તેહનાં, મુજને આવે શર્મ.

## ચોપાઇ.

એમ સાંભળી મારી વાત, બોલ્યા પુરુષોત્તમ સાક્ષાત્;
છોટમ્ ! કૃષ્ણદેવ છે જેહ, છે અવતાર વિશ્નુનો એહ. ૧
વ્રજમાં વસ્યા વર્ષ અગીઆર, પોતે કર્યો નથી વ્યભિચાર;
આદિ શક્તિ મહામાયા જેહ, રાધારૂપે થઇ છે તેહ. ૨
તે ગાંધર્વ વિવાહે કરી, કાલિંદી ત્રટ કૃષ્ણે વરી;
તેની સાથે કર્યો વિહાર, પરનારી નથી ભજી લગાર. ૩
રાસલીલા કરવીતી જદા, વેણુનાદ કર્યો છે તદા;
સુણીને આવી વ્રજસુંદરી, ગીત નૃત્યથી રાજી કરી. ૪

## દોહા.

ભગવતના દર્શન થકી, કામવાસના જેહ;
તે ન રહી વ્રજનારીની, શાંત થઇ ગઇ તેહ. ૧
કામી કવિયો જે થયા, ગાયો રસ શણગાર;
તેણે ગોપી કૃષ્ણનો, ગ્રાઝો ગાયો જાર. ૨
વ્યાસમુનિએ ભાગવત, કીધું જેણી વાર,
અધ્યાય તેના ત્રણસે, બતરીસ છે નિર્ધાર. ૩
આજ ત્રણસે પાંતરીસ, ગણ્યે થાય છે જેહ;
કર્યું ઉમેરણ કાયથે, રાસકથા છે તેહ. ૪

## ચોપાઇ.

બંગ દેશનો રાજા જેહ, વયે વૃદ્ધ થએલો તેહ;
તેવે પરણ્યો હતો એક નારી, રૂપવંતી અતિશય સારી. ૧
હતો કાયથ તેનો પ્રધાન, કવિરાજ મળેલું માન;
થયો રાણીને તે પર પ્યાર, તેની સાથે કર્યો વ્યભિચાર. ૨
તેની નિંદા કરે કોઇ જ્યારે, દીધું કૃષ્ણનું દૃષ્ટાંત ત્યારે;
ત્રણ અધ્યાયમાં રાસ બનાવી, કથા ભાગવતમાંહી લખાવી.૩
આપ્યાં પુસ્તક દેશે દેશ, તેમાં સત્ય મળે નહિ લેશ,
પછી ચાલ્યો છે વૈષ્ણવપંથ, તેણે કીધા છે રાસના ગ્રંથ. ૪
પછી જે જે કવિજન થયા, ગીત રાસનાં ગાતા ગયા;
ગીત ગાય છે નરને નારી, જાણે કૃષ્ણ હતા વ્યભિચારી. ૫
બધા હિંદુના દેશોમાંય, જાર કર્મ વધી ગયું ત્યાંય;
જાર ભાવની ભક્તિ જેહ, કરે વૈષ્ણવ સઘળા તેહ. ૬
જ્ઞાન વૈરાગ ના ગમે તેને, જાર કર્મ છે વહાલું જેને,
વેદ ધર્મ સનાતન જેહ, નથી માનતા વૈષ્ણવો તેહ. ૭

## દોહા.

સ્વભાવથી સહુ જીવમાં, વસી રહ્યો શણગાર;
તેથી પ્રાણી સર્વને, વહાલો લાગે જાર. ૧
સ્વભાવથી પ્રિય જેહને, તેજ કરે ઉપદેશ;
તરત પંથ તેનો વધે, ફેલે દેશે દેશ. ૨

## છપ્પો.

જેને જે પ્રિયજ હોય, તેહને તેહજ ભાવે,
દે બીજામાં દોષ, છિદ્ર વળી શોધી લાવે;

જેને ન ગમ્યું સ્નાન, દોષ જળસ્પર્શે દે છે,
ગમ્યું મદીરા પાન, તેજ ગંગાજળ કહે છે;
વળી ભાંગ ભલી જેને ગમી, તેણે ભંગડ આયા શિવને,
એમ જે જેને જેવું રૂચે, તેજ ભજે તે જીવને. ૧
કામી કવિયો હોય, વિષય રસ ગાય વધારે,
ઈશ્વરના અવતાર, તેહને તેવા ધારે,
જાર ભરેલાં ગીત, નારીઓ શીખે નાની,
પતિવ્રતાનો ધર્મ, પછી તે પાળે શાની;
એમજ આખા દેશમાં, ધર્મ બધો ઉલટો થયો,
એ કરનારો કાયથ હતો, તે બહુને લઇ નરકે ગયો. ૨

દોહા.

નિજાનંદ યોગી હતા, મિત્ર અમારા જેહ;
કહી વાત કાયથ તણી, તમને કહું છું તેહ. ૧

ચોપાઇ.

ભગવતની વાણી છે જેહ, ગ્રંથ ભાગવત કહીએ તેહ:
તેમાં રાસ વધારી ગાયો, પ્રથમ દોષ તો એને થયો. ૧
બીજો રાજપત્નિસુ જાર, એવા છે બે દોષ અપાર;
તીવ્ર સંવેગે કીધું પાપ, થયો રોગ પામ્યો પરિતાપ. ૨

છપ્પો.

રાજપત્ની જે હોય, રમે તે સાથે જારી,
ગુરુની પત્નિ હોય, મિત્રની જો હોય નારી,
પત્નિ કેરી માત, માત પોતાના જેવી,
પંચે માત સમાન, જાણવી જનને તેવી;

જાર કર્મ તેશું કરે, તે ઘોર પાપીયો થાય છે.
સ્મૃતિકાર સઘળા કહે, તે રૈરવ નરકે જાય છે. ૧

ચોપાઇ.

પરદારા આલિંગન જેહ, શ્રુતિઓમાં નિંદ્યું છે તેહ;
તે રીતિ કૃષ્ણે નથી કરી, ગોપી મધ્યે રાધા વરી.
કૃષ્ણ વિના બીજો ભરથાર, રાધાએ નથી વર્યો લગાર;
જો જો સર્વ પુરાણોમાંય, રાધાકૃષ્ણ લખ્યાં છે ત્યાંય. ૨
ઈશ્વરને પારવતી જેમ, લક્ષ્મીને નારાયણ તેમ;
દેવી સહીત દેવ પૂજાય, એમજ રાધાકૃષ્ણ સહાય. ૩
જો જો મૂરતિ સઘળે ઠામ, નથી અવર ગોપીનું નામ;
જે જે દેવ પ્રતિષ્ઠા થાય, દેવી સહીત દેવ પૂજાય. ૪

દોહા.

દેવી દેવ પૂજાય છે, કારણ તેનું જેહ;
તે સમજી લેજ્યો તમે, મટે સર્વ સંદેહ. ૧
એક બ્રહ્મ પોતે હતો, સૃષ્ટિ ના થઈ કાંય;
અંગીકાર માયા તણો, તેણે કીધો ત્યાંય. ૨
તેથી સહુ સૃષ્ટિ તણો, વાધ્યો છે વિસ્તાર;
માટે સઘળા જીવને, છે માયા પર પ્યાર. ૩
કાર્યમાં કારણતણા, આવે ગુણ એ રીત;
તે માટે શૃંગારપર, છે સર્વને પ્રીત. ૪
સ્વભાવથી શૃંગાર વિન, રૂચે ન જીવને કાંય;
મલીન જીવો થઇ ગયા, તેથી માયામાંય ૫
પ્રવેશ પ્રભુ ભક્તિ તણો, મલીનને મન થાય;
વ્યાસ મુનિએ તે કર્યો, એવો એક ઉપાય. ૬

રામકૃષ્ણ આદિ લખ્યા, સ્ત્રીઓ સહિત સહુ દેવ;
સંસારી જન પ્રીતથી, કરે તેમની સેવ. ૭

ચોપાઇ

માયીક જીવને એ ઉપદેશ, પ્રભુ ભક્તિનો થાય પ્રવેશ;
માયીક જનને માયીક ગમે, ગાય ગીત આનંદે રમે. ૧
રામકૃષ્ણની લીલામાંય, રસીક સુણી મન રાચે ત્યાંય;
બ્રહ્મ નિરંજન લખીઆ હોય, મલીન જીવને ન ગમે સોય ૨
ત્યાગી સાધુ દેખે કોય, શુકન તેહના ના લે કોય;
તો તેને નિર્ગુણ કેમ ગમે, ભક્તિવિના સુધરે ન કયમે. ૩
વ્યાસે એમ વિચારી કરી, માયા સહિત ભજાવ્યા હરી;
કામી કાવચો ઝાઝા થયા, કૃષ્ણ દેવ વ્યભિચારી કહ્યા. ૪
જે જનને ઉપજ્યો વૈરાગ, તેણે માયા કીધી ત્યાગ;
બ્રહ્મ નિરંજન તેણે ભજ્યા, મોહ મદાદિક મનથી તજ્યા ૫
સગુણ બ્રહ્મ ઉપાસક જેહ, સકળ સિદ્ધિઓ પામે તેહ;
નિર્ગુણ ભજતાં મુક્તિ થાય, જેને જે ફાવે તે ધાય;
સગુણ બ્રહ્મસુ પ્રીતિ હોય સકળ મનોરથ પૂરે સોય. ૬

દોહા,

જે ભાવે જેણે કરી, પ્રભુની સાથે પ્રીત;
તેને તે ફળ આપીયું, એ ઇશ્વરની રીત. ૧
વચન જુવો શ્રીકૃષ્ણનાં, જે છે ગીતા માંય;
શાસ્ત્ર થકી ઉલટું જરી નથી કરતો કાંય. ૨
વર્તે નિજ ઇચ્છા વડે, તજે શાસ્ત્રને જેહ;
આ લોકે અપજશ મળે, દુઃખ પરલોકે તેહ ૩

વર્ણાશ્રમના ધર્મને, ત્યાગ કરે જો કોય;
શ્રેય મળે નહીં તેહને, સર્વ બહિષ્કૃત હોય. ૪
કામ ક્રોધ ને લોભથી, અથવા ભયથી જેહ;
ધર્મ તજે પોતા તણો, થાય બહિષ્કૃત તેહ. ૫

ગીતી છંદ.

ધર્મ સકળ સુખ આપે, ધર્મ તજે તો સુખ નથી મળતું,
મૂળ વૃક્ષનું કાપે, શુષ્ક થાય તે પછી તે નથી ફળતું. ૧

દોહા.

કોયક શ્રમ ધનનો કરે, કરે કામનો કોય;
ધર્મકાજ શ્રમ ના કરે, જેથી સહુ સુખ હોય. ૧
દુધ મળે તો દધી મળે, માંખણ ને ઘૃત હોય;
એમ એકલા ધર્મથી, મળે સકળ સુખ સોય. ૨
ઘણા તપસ્વીઓ તપ તજી, ભજ્યા ભામિની ભ્રષ્ટ;
દીઠા મેં દુનીયાં વિષે, નીચ થયેલા નષ્ટ. ૩

મોઇાઇ ત્રિતાલ.

વળી કહું છું અમારી વાત, સુરત ધરી સુણજ્યો સાક્ષાત;
શૂલપાણેશ્વર છે જ્યાંય, વન મોટું વિશાળ છે ત્યાંય. ૧
નિત્યાનન્દ યોગીનો ત્યાં વાસ, અમે ગયા હતા તેની પાસ;
વાદ બ્રહ્મવિદ્યાના જેહ, અમે કરતા પરસ્પર તેહ. ૨
દયાનાથ યોગીનું નામ, આવ્યા અંતરિક્ષથી એ ઠામ;
અમે વિધિએ વંદન કીધું, એક આસન બેસવા દીધું. ૩
અમે હેતથી જોડીને હાથ, કહ્યું ક્યાંથી પધાર્યા નાથ;
વળતા બોલ્યા યોગીશ્વર વાણી, અમે જોવા આવ્યા શૂળપાણી. ૪

હીમવંત છે પર્વત જ્યાંય, અમે વાસ કર્યો છે ત્યાંય;
ત્યાંથી આકાશ માર્ગે કરી, બધી અવની હું આવ્યો ફરી. ૫

દોહરા.

કેદાર કલ્પનો ગ્રંથ છે, ઉત્તમ ભલો ઉદાર;
ઔષધિયોની સિદ્ધિઓ, તેમાં લખી અપાર. ૧
વનસ્પતિની જાતિઓ, તે છે ભાર અઢાર;
પરથમ છે તે ગ્રંથમાં, સંખ્યાનો વિસ્તાર. ૨
ચાર કોટી ને ચાર લક્ષ; વળી દશ અષ્ટ હજાર;
બમણા કરતાં તેહને, સંખ્યા હોય એક ભાર. ૩
ચાર કોટી ફળવંત છે. અફળા કોટી ચાર;
ખટ્ કોટી છે વેલીઓ, કંટક કોડી ચાર. ૪
એવી ભાર અઢારના, કલ્પ કહ્યા છે જેહ;
તેમાં સઘળી સિદ્ધિઓ , અદ્ભૂત વિદ્યા એહ. ૫
ઔષધિઓને ઓળખે, કોઈક સિદ્ધ સુજાણ;
કલ્પ તેહના સાધતાં, ઈશ્વર હોય પ્રમાણ. ૬

ચોપાઈ.

અણિમાદિક મહાસિદ્ધિ જેહ, હોય સમાધિ કરતા તેહ;
બીજી તપનો હોય અભ્યાસ, આવે સિદ્ધિ તેની પાસ.. ૧
ત્રીજી સિદ્ધિ મંત્રોમાંય. સાધે તો હોય સિદ્ધિ ત્યાંય;
ચોથી ઔષધીઓમાં ગણી, ચમત્કારીયો તેમા ઘણી. ૨
એક ઔષધિનો રસ જેહ, લેપન કરે ચરણમાં તેહ;
તે ઉડી આકાશે ફરે, વળી વસુધાતલમાં વિચરે, ૪
એક ઘડીમાં કોશ હજાર, વેગે જાય ન લાગે વાર,

એક ઔષધિ એવી થાય, જેથી હોય અજરામર કાય;
કલ્પ તેહનો સાધે કોય, લક્ષ વર્ષનું આયુષ હોય; ૪
એક ઔષધિ સેવે જેહ, વજ્ર સરીખો થાયે દેહ;
શીત તાપ લાગે નહિ કાય, બેસે પાવક જ્વાલામાંય. ૫
એક ઔષધિ લેપે કાય, તે જળ ઉપર ચાલ્યો જાય;
એક ઔષધિ સેવે જદા, ભુખ તરસ પીડે નહીં કદા. ૬
સિંહ સમાન રહે બલવંત, બુદ્ધિબળ પણ હોય અનંત;
એક ઔષધિ સેવે જેહ, કંદર્પ સરખી દીપે દેહ. ૭
અનેક નારી સેઠે કોય, બિંદુપાત તેને નવ હોય;
એક ઔષધિ સેવે જેહ, પર્વત સરખો હોયે દેહ. ૮
એક બુટ્ટીનોએજ પ્રતાપ, અનેક રૂપ દેખાડે આપ;
દેવી દેવનાં ભિન્ન સ્વરૂપ, તે દેખાડે પરમ અનૂપ. ૯

## દોહા.

એક તણું અંજન થકી, કાયા હોય અદૃષ્ટ;
એક તણા અંજન થકી, દીસે સઘળી સૃષ્ટ. ૧
અંજન કરતાં એકનું, દાટયું ધન દેખાય;
એક તણું અંજનવડે, વિશ્વ સકળ વશ થાય. ૨
એક તણા અંજન વડે, અપાર દૃષ્ટિ થાય;
આખી સૃષ્ટિ એહને, હસ્તામલક દેખાય. ૩
મુકે ધન કે અન્નમાં, એવી બુટ્ટી એક;
ખરચે પણ ખુટે નહીં, એવાં વરસ અનેક. ૪
ચારણ બુટ્ટી કોઈને, જો સુંઘાડે જેહ,
થાય સમાધિ સર્વને, દીસે જડવત્ દેહ. ૫

ધાતુવાદની ઔષધિ, જાણે યોગી રાય,
જે ધાતુને રસ અડે, તેનું કંચન થાય. ૬
ખ્યાલી ઔષધિઓવડે, દેખાડે બહુ ખ્યાલ;
ખરે ઉનાળે ક્ષેત્રમાં, દીસે સર્વ રસાળ. ૭
ઝેર હરણની ઔષધિ, તેને યોગી ખાય,
ઝેર માત્રને જીરવે, કષ્ટ કશું નવ થાય. ૮
એવો રૂડો ગ્રંથ છે, નામ કલ્પ કેદાર;
ઔષધિયોથી સિદ્ધિઓ, એમાં લખી અપાર.

## ચોપાઇ.

દયાનાથનાં સુણી વચન, થયું અમને જોવાનું મન;
આપો ઔષધી ઉડવા તણી, મારે જાવું છે કૈલાસ ભણી. ૧
સુવર્ણસિદ્ધિની આદે જેહ, હું જાણું છું સઘળી તેહ;
ગગન ગામ્યની બુટ્ટી હોય, કૃપા કરીને આપો સોય. ૨
વળતી તે વનમાંહે ફરી, દેખાડી છે મુજને ખરી;
દયાનાથ તો અદ્રશ્ય થયા, અહીંથી અન્ય દેશમાં ગયા. ૩
અમે ઔષધિ લીધી એહ, ચરણે લેપન કીધી તેહ;
ગગન ગતિ તો અમને થઇ, ગયા હીમાલય ઉપર સહી. ૪
અદભૂત શોભા એણે ઠાર, જોતાં ઉપજે હર્ષ અપાર;
મોટા શિખર દીસે ઘણાં, ત્યાં ભવન સહુ દેવો તણાં. ૫

## દોહા.

જે ઠામે ગંગા તણો પ્રૌઢો થાય પ્રવાહ,
તેની શોભા શી કહું, વાહ્ના રસુસરી વાહ ! ૧
નીર ભરેલાં વાદળાં, અથડાયાં પગમાંય;
લેપ હતો બુટ્ટિ તણો, તે ધોવાયો ત્યાય. ૨

શક્તિ ગગન જવા તણી, વળતી ન રહી કાંય;
ફરવા લાગ્યો એ સમે, હું હીમાલય માંય. ૩
શિખર સહુ સોના તણાં, રત્નમણિની ખાણ્ય;
કોઇ સિદ્ધ ત્યાં સંચરે, નહીં બીજાને જાણ્ય. ૪

છપ્પો

વસે સિદ્ધ ગાંધર્વ, યક્ષ કિન્નર વિદ્યાધર,
ગુહ્યક પન્નગ દેવ, અનોપમ દીસે અપ્સર,
ભૂત પ્રેત પીશાચ, વીરગણ રહે છે વાસે,
વિકટાનન વૈતાળ, ભયંકર ભૈરવ ભાસે;
ઝાઝી રહે છે જોગણી, વળી સિદ્ધ તથા નવ નાથ છે;
એ હિમાલય પર્વત વિષે, દેવ સકળનો સાથ છે. ૧
કરે ગાંધર્વો ગાન, વિવિધ વાજીંત્ર બજાવે,
દેવ સભાની માંય, સર્વ સાંભળવા આવે;
કરે અપ્સરા નૃત્ય, ગાન વળી સુંદર તેનું,
ઉપજાવે મન મોહ, રૂપ વળી જોતાં જેનું;
વિહાર સ્થાનક દેવનાં, જોઇ જોઇ હું વિસ્મે થયો;
લેવા લેપન ઔષધિ, પછી કુમાર વન મધ્યે ગયો. ૨
કનીર ને કુંજોદ, કેતકી કેળ વખાણું,
કડો કેવડી કુંદ, કેસુલા કુંભી જાણું;
કેસર કુસુદ કરીર, ખાખરા ખેરજ કહીએ,
ગંગેટી ગુલબાસ, ગુગળી ગુડલ લહીએ;
વળી નારંગી ને નિર્મલી, નરેર કેરાં ઝાડ છે,
ચંપો ચંદન ચરચરો, એ વન ગુણવંતુ ગાઢ છે. ૩

જાતી ફળ જંબીર, જાંચ્ય જાંબુડાં જેમાં,
શાલી તાલ તમાલ, દાઢમી ડમરા તેમાં;
પીપર પાડલ પત્ર, પીપળા પીલુ કહીએ,
બીલી બકુલ બદામ, બોર બોરસડી લહીએ;
મરવો ને મંદાર છે, મીઢળ મેદી લીમડા,
વેણી સીસમ સાગ છે, વળી વડ દીસે તેમાં વડા. ૪

દોહા.

એવા વનમાં અતિ ઘણાં, વેલી વૃક્ષ અપાર;
કીર મોર ને કોકીલા, પંખી વિવિધ પ્રકાર. ૧
સ્વર બોલે સોહામણા, ઉપજાવે આનંદ;
વાયુ ત્રિવિધિ વાય છે, શીતળ સુરભી મંદ. ૨
જોતાં જોતાં આવીયું, આગળ સરોવર એક;
જળ પંખી બહુ જાતનાં, એમાં વસે અનેક. ૩
કમળ કુમુદ ખીલી રહ્યાં, ભ્રમર કરે ગુંજાર;
પરિમલ આવે પુષ્પના, ઉપજે હર્ષ અપાર. ૪
કનક ઘાટ સોહામણા, નિર્મળ જેનાં નીર;
સ્નાન કરે સુર સુંદરી, ગુણ જેના ગંભીર. ૫
જે સ્થાનક રહે છે વળી, ખટ્ઋતુ સદા સમાન;
ગાંધર્વ કિન્નર અપ્સરા, કરે મનોહર ગાન. ૬
તૃપ્ત થાય છે નાસિકા, પામી પુષ્પ પરાગ,
કાન તૃપ્ત થઇ જાય છે, સુણી મનોહર રાગ. ૭
નેત્ર તૃપ્ત થઇ છે, જોઇ રસીલાં રૂપ;
એવી એ પર્વત વિષે શોભા અધિક અનુપ. ૮

એ સરોવરની મધ્યમાં, ત્રણ શિખર છે જેહ;
સોના રૂપા રત્નનાં, ત્રણે સરખાં તેહ. ૯
ઉંચા છે તે અદ્રિ થકી, છે તેનું બહુ તેજ;
શિવ બ્રહ્મા વિષ્ણુ તણાં, ધામ જાણવાં એજ. ૧૦
અગ્નિ ને વાયુ તણી, ચોકી છે ચોપાસ;
ભક્તિ હોય ભગવંતની, તે પામે ત્યાં વાસ. ૧૧
પાંચે પાંડવ માંયથી, ગયા યુધિષ્ટર ત્યાંય;
બીજા ચાર ગયા ગળી, એ હિમાચળ માંય. ૧૨
બ્રહ્મશિખરની માંહ્યથી, આવે છે જલધાર;
તેને કહે છે સુરસરી, મહોમાવંત ઉદાર. ૧૩
શાખા એ હીમવંતની, અળગી ઉત્તર પાસ;
વાસ તહાં મહાદેવનો, તે પર્વત કૈલાસ. ૧૪
બ્રહ્મ શિખરથી ત્યાં જઈ, પડે સુરસરી ધાર;
તે જોવા મન માહ્યરે, હતો હરખ અપાર. ૧૫
વાહળે પગ ધોવાયા થકી, જઈ નાસ કર્યો ત્યાંય;
તેજ ઔષધિ શોધવા, વળી ભમ્યો વનમાંય. ૧૬

## ચોપાઈ.

વળી જાતાં મહાવનમાંય, આવી અપ્સરા ઉત્તમ ત્યાંય;
એનું રૂપ અનુપમ એવું, મોહ પામે મુનિજન તેવું. ૧
એનું વદન શરદ ચંદ, રૂડું રાજે છે હુદયાકંદ;
કુચ કંચન કળશની જોડય, નખશીખ સુધી નહીં કાંઇ ખોડય. ૨
રૂડું રૂપ અમારૂં જોઇ, એનું મનડું રહ્યું છે મોહી;
મુખે કરતી મધુરૂં હાસ, આવી ઉભી હમારી પાસ. ૩

મને કહેવા લાગી પછી એહ, શીદ તપ કરી બાળો છો દેહ;
સીદ સાધો છો અમથા જોગ, સુખે ભોગવો મુજસુ ભોગ. ૪
માહરૂં ચંદ્રાનના છે નામ, જોઈ તમને ઉદે થયો કામ;
જુઓ ઈશ્વિર નિમ વિચારી, રચ્યાં જુગલ સકળ નરનારી ૫
પ્રભુ ત્યાગેથી રીઝતા હોય, શીદ સુંદરી સરજે સોય;
ઘણાં પુન્ય કર્યાં હોય જ્યારે, ભેટે અપ્સરા તેને ત્યારે. ૬

## છપ્પો.

અવનીમાં અવતાર મળે માનવનો જેને,
વિદ્યાવંતા વિપ્ર દાન દીધાં હોય તેને;
વિધિએ સારાં વ્રત કરી ઉઝવ્યાં હોય આપે,
વસે સ્વર્ગમાં વાસ તેહના પુન્ય પ્રતાપે;
શ્રદ્ધાથી સુકૃત કરી શુદ્ધ હોય પ્રાણી ખરા,
તે પામે પરલોકમાં અનુપમ ભોગવે અપ્સરા. ૧
સ્વાહા સ્વતી સ્વધા વસ્યા હોય જે ઘર વાસે,
બિલિદળથી નિત્ય ઈશને જે ઉપાસે;
ચાંદ્રાયણની આદ્ય વ્રત હોય જેણે કીધાં,
ગંગાદિકનાં સ્નાન પાન તે જળનાં પીધાં;
વળી સૂર ધીર સત્‌વાદીયા, જે જગમાં હોએ ખરા,
એવા નર પરલોકમાં ભલી ભોગવે અપ્સરા. ૨

## દોહા.

એવાં વચન અતિ ઘણાં, કહ્યાં મને બહુવાર;
વળતી ઉત્તર એહને, મેં આપ્યો નિરધાર. ૧

છપ્પો.

ઇશ્વર ભક્તિ ઉદાર, હોય જન જે કરનારા,
યોગ કળા યોગ યુક્ત, ધ્યાનના જે ધરનારા;
મિથ્યા ચૌદે લોક, સ્વપ્નસમ ભાસે જેને,
તુચ્છ વિષયના ભોગ, પછી કેમ ભાવે તેને:
નારી પુરુષમય જગ્ત તે સર્વ અવિદ્યા રૂપ છે;
ચૈતન આત્મા સર્વમાં તે નિર્મળ બ્રહ્મસ્વરૂપ છે. ૧

ચોપાઇ.

વેદ ધર્મ કહ્યો છે જેહ, પ્રીત કરી મેં પાળ્યો તેહ;
પ્રથમ બ્રહ્મચર્યમાં રહી, સઘળી વિદ્યા શિખ્યો સહી. ૧
વળતી ગૃહસ્થાશ્રમની માંય, પ્રજા પ્રકટ કીધી છે ત્યંય;
હવે વાનપ્રસ્થની માંહે રહ્યો, યોગ સાધીને યોગી થયો. ૨
કઇ હવે નારીનો સંગ, તેથી થાય વ્રતનો ભંગ;
આપ્યો નિમ ગુરૂએ જેહ, પ્રીત સહિત પાળું છું તેહ. ૩
ગુરુ વચનનો જો હોય લોપ, તેથી થાય પ્રભુનો કોપ;
વચન ગુરુનું જો ન પળાય, તો સિદ્ધિ કયમે ના થાય. ૪

દોહો.

વેદ વચનને ગુરુ વચન, પાળે નહીં જન જેહ;
રૈરવ નરકે સંચરે, તેમાં નહીં સંદેહ. ૧

છપ્પો.

ગુરુ વચન વિશ્વાસ હોય નહીં જે જે નરને,
તેજ મંદમતી જીવ ખોળીએ પેસે ખરને;
તજી ગુરૂની સેવ અન્ય ઉપાસન કરશે.
તે ભટકે ભવમાંય લખ ચોરાશી ફરશે;
ગુરુનું લોપે વેણ કેહેણુ ના માને કોઇ,

તે જનમે ચાંડાળ જન્મ શત સુધી સોઈ;
એમ કહ્યું છે વેદમાં તે મેં માન્યું છે ખરૂં,
તે માટે પરનારનો સંગ કદાપિ ના કરૂં.
પામી ઉત્તમ દેહ વદે જે જુઠી વાણી,
પામી ઉત્તમ દેહ જીવતાં મારે પ્રાણી;
પામી ઉત્તમ દેહ હરે પરધન પરદારા,
પામી ઉત્તમ દેહ ભૂત ભૈરવ ભજનારા;
એવા નર આ લોકમાં પાપી પ્રેત થઈને ભમે,
રાખોડીના લાડવા પછી એ ઉતાર એને ગમે. ૨

દોહા.

પરનારી માતા સમી, પરધન પથ્થર જોય;
એ નરને આ જગતમાં, ગાંજી ન શકે કોય. ૧
એમ સાંભળી અપ્સરા, વળતી વદી વચન;
આ કળીજુગમાં આપને, દીઠા જોગી જન. ૨
બાકી ઠગ લે છે બહુ, વૈરાગીનો વેશ;
ઉપર દીસે ઉજળા, અંતર કાળા મેશ. ૩
મૂઢ લેખ માને નહીં, વેદ તણી મરજાદ;
નીચ નિરંકુશ થઇ ફરે, કરે ઘણા અપરાધ. ૪
એમ કહીને અપ્સરા, આપે ગઈ આકાશ;
હું પણ બુટ્ટી શોધતો, ચાલ્યો ચારે પાસ. ૫

ચોપાઇ.

આઘો ચાલ્યો ઉત્તર ભણી, પ્રૌઢ ગુફાઓ દીઠી ઘણી;
ગોડપાદ આચારજ જેહ, દુર થકી મેં દીઠા તેહ. ૧

પરાતીતશું હોય પોષણ, તે શબ્દરૂપ પરા ઠરે,
તે પશ્યંતિયે થાય જાડો, અરૂપ પીડી રૂપ ધરે.
મધ્યમાથે ઘાટ ઘડાયે, અને વૈખરી થઇ વિખરે,
સંસ્કૃત વાધે શબ્દ કેરી, અનંત પ્રકારે ઓચરે "

( અખેગીતા )

દોહા.

શ્રી છોટમકવિ કહે છે.

"પરા પશ્યંતિ મધ્યમા, વૈખરી વાણી ચાર,
શ્રોતા જનને સમજવા, તેનો કહું પ્રકાર. ૧
ચેતન નિજ ઇચ્છા ધરે, શબ્દ બોલવા જેહ;
પ્રણવ રૂપ એ પ્રથમ છે, પરા જાણવી તેહ. ૨
અર્થવાન બહુ શબ્દનો, જેમાં ઘાટ ઘડાય,
અક્ષર ગોઠવણી બને, તે પશ્યંતિ થાય. ૩
સૂક્ષ્મ વાણી મનમાં બને, પુસ્તક વાચન થાય,
તેજ જાણવી મધ્યમા, બાહર તે ન જણાય. ૪
શ્રોતાજન શ્રવણે ધરે, એવો જે ઉચ્ચાર.
વાણી તે છે વૈખરી, બોલે તનુ ધરનાર. ૫
આદ્યાક્ષર ૐકાર એ, બ્રહ્મ તણું છે નામ,
આરાધન એનું કરે, તેનું સુધરે કામ. ૬
અઉમ એ ત્રણના, સંધિથી ઉચ્ચાર,
ૐ એવો એ થાય છે, મુનિ બોલે નિર્ધાર. ૭
અકાર બ્રહ્મ જાણીએ, ઉકાર વિષ્ણુરૂપ,
મકાર તે શિવરૂપ છે, અર્ધમાત્ર ચિદ્રૂપ. ૮
અર્ધ માત્ર અહીં જે ગણી, તેનો નહિ ઉચ્ચાર,
ગુરૂગમથી એતો જડે, શાસ્ત્ર કહે નિર્ધાર." ૯

( શ્રી પ્રશ્નોત્તરમાળા )-પ્રસિદ્ધ ક.અ.

વળતી મેં મહામંત્રનો, મનમાં કર્યો વિચાર;
દૈવત પંચે દેવનું, પ્રકટ થયું તે વાર. ૬
અંધકાર અળગુ થયું, પ્રકટયો સુરજ પાસ;
વિખર્યો સહુ વંટોળીઆ, પડયો ભૂતને ત્રાસ. ૭
કરતાં એમ કૈલાસમાં, પહોંચ્યો હું પળમાંય;
શોભા જોતો શૈલની, તરતજ ઉભો ત્યાંય. ૮

ગીતિ છંદ.

શીખર મનોહર મણિનાં, ઘણાંક ઊંચાં ગગન વિષે ગાજે,
ભાળી કંચન ભોમી, તે પરવતપર તરૂ સુંદર રાજે. ૧
મંત્ર સિદ્ધિ તપ સિદ્ધિ, ઓષધિ સિદ્ધિ સમાધિઓવાળા;
કીન્નર ગાંધર્વ રહે છે. નૃત્ય કરે છે સ્વર્ગનટી બાળા. ૨
દ્રુમ લતાઓ ભારી, સુમન સુગંધી પ્રસરે છે સારી;
મંદ મંદ વહે વાયુ, શિતળ સુરભી સંયુત સખકારી. ૩
ઝણુ ઝણુ બોલે ઝરણાં, નિર નિર્મળાં સરીતા થઇ વહે છે;
ફરે હરાયાં હરણાં, વાઘ સિંહને વાનર પણ રહે છે. ૪
મોર મધુરા બોલે, કીર કોકીલા શબ્દ કરે સારા;
મુનિજનનાં મન ડોલે, ગાન કરે છે દેવતણી દારા. ૫
ચંપક બકુલ ચંબેલી, કદંબ કેસર દાઢમ ને ડમરા;
સરસ સુગંધી લેવા, ભાત્ય ભાત્યના ભ્રમણ કરે ભમરા. ૬

છંદ હરિગીત.

મણિ ભોમી રાજે સહિત છાજે તેજનો અંબાર છે,
ત્યાં ઉમા ગવરી સમેત હરગણ પરમસુખનો ઠાર છે; ૧
ત્યાં નાદ વાગે અતિ ઘણા ગાંધર્વ કીન્નર ગાય છે,
કર્પુર કુંદ સમાન સુંદર ગૌર શિવનો દેહ છે. ૨

કરી ભસ્મ લેપન સકળ અંગે પરમ યોગી તેક છે,
શરદેંદુ વદન વિશાળ લોચન બાળ વિધુવર ભાળ છે;
કર શૂળ ડમરૂ પીનાક ઉપવિત વ્યાલ માલ કપાલ છે. ૩
અર્ધાંગ ગૌરી ગરલ કંઠે જટામાં ગંગા રહી,
પરિધાન છે મૃગરાજત્વક્ ભુષણુ ભલાં ઓપે અહિ. ૪
સનકાદિ મુનિ સેવા કરે યશ નારદાદિ ગાય છે,
વિણા પખાજ મૃદંગ વાગે નૃત્ય તાંડવ થાય છે. ૫
શોભા સરસ જોઇ શિવતણી આનંદ ઉપજ્યો અંગમાં,
કરી પરિક્રમા પાએ નમ્યો ભરી ભાવ પરમ ઉમંગમાં. ૬
જય જય મહેશ અશેષ અઘહર દીનપર કરીએ દયા,
છો નિત્ય નિર્ગુણુ નાથ નિર્મળ ભક્તકાજ સગુણુ થયા. ૭
ૐકાર રૂપે અખીલ જગમાં પ્રભુ તમારો વાસ છે,
શશિ સૂર્ય વહ્નિ વાયુ જળમાં ભવ તમારો ભાસ છે. ૮
સહુ નામ ને સહુ રૂપ તે તમ વિના બીજું નથી,
સત્તા તમારી સર્વમાં એમ વેદમાં કહે છે કથી. ૯

## દોહા.

સ્તુતિ સાંભળી શંકરે, પ્રીતે થયા પ્રસન્ન;
માગ્ય માગ્ય મુજને કહે, જે ઇચ્છા હોય મન. ૧
કર જોડીને મેં કહ્યું, કૃપા તમારી એક;
માગું છું મહાદેવજી, ભક્તિ જ્ઞાન વિવેક. ૨
અસ્તુ કહીને શંકરે, આપ્યું એ વરદાન;
સિદ્ધ થશે તુજને સહુ, યોગ ભક્તિ ને જ્ઞાન. ૩
જાઓ હવે જઇને કરો, રેવા તીરે વાસ;
શૂળપાણીમાં જાણુજો, છે જેવો કૈલાસ. ૪

છપ્પો.

રાવણ મારી રામ ગયા રેવાપર જ્યારે,
કરી નિવાસ ખટમાસ રહ્યા છે એ સ્થળ ત્યારે;
ત્યાં રહીને વ્રત દાન ધ્યાન કીધું છે પોતે,
બ્રહ્મ ઘાતનું પાપ હર્યું રેવાએ જોતે;
માટે મહીમા છે ઘણો એ સરિતાનો સર્વદા,
સિદ્ધ હોય સાધન સહુ જે નાહ્ય નિરંતર નર્મદા. ૧

ચોપાઈ.

શંકરની આજ્ઞા શિર ધરી, આવ્યો હું આ સ્થાનક ફરી;
માટે રામકૃષ્ણ છે જેહ, શંકરનો આત્મા છે તેહ. ૧
ધર્મ સ્થાપવા નરતનુ ધરે, વેદ માર્ગનું રક્ષણ કરે;
ચોર જાય ને હિંસક જેહ, તેનો નાશ કરે છે તેહ. ૨
જાર ચારિત્ર તેમનાં ગાય, તે ગાનારા નર્કે જાય;
રાધાકૃષ્ણતણો લે વેશ, ફરે નાચતા દેશેદેશ. ૩
પ્રકટ કરે પ્રભુનો શણગાર, જોનારા જન શીખે જાર;
કોયને શ્રેય કશ્યુ ના મળે. પામર શીખી નરકે પળે. ૪
પ્રથમ પ્રશ્નમાં મારી વાત, સાચી કહી દીધી સાક્ષાત;
પાખંડી પશુ જેવા જેહ, અચરજ સરખુ માને એહ. ૫

દોહા.

કલિયુગ આવ્યો જોઇને, સિદ્ધ સકળ છે જેહ;
હિમાચલ ઉપર જઈ, વાસ કરે છે તેહ. ૧

ઇતિ પ્રથમ પ્રકરણ.

દોહરા.

કરજોડી છોટમ કહે, સુણો ગુરૂ મહારાજ;
સંશય મુજને થાય છે, કરો નિરવાણ આજ. ૧
સૃષ્ટિ સરજી ઇશ્વરે, પ્રથમ કલ્પની માંય;
વેદરૂપી એ કાયદો, કહ્યો પ્રભુએ ત્યાંય. ૨
પહેલી દ્વિપાદમાત્રની. જાતી હતી એક;
વળતી ચારે વર્ણનો વેદે કહ્યો વિવેક. ૩

ચોપાઇ.

ચાર વરણના લોકો જેહ; વેદાધાર ચાલતા તેહ;
ઘણો કાળ એમ કરતાં ગયો, વળતી જળનો પ્રલે થયો. ૧
રૂપ મચ્છનું ધાર્યું હરી, મનુ રાજાની રક્ષા કરી;
પ્રજા મનુની થઇ છે જેહ, માનવ મનુજ મનુષ છે તેહ. ૨
કેટલીક પ્રજા વિદેશે ગઇ, કેટલીક ભરતખંડમાં રહી;
વચન વેદનાં હતાં જેહ, નહીં લખેલાં ગ્રંથે તેહ. ૩
સહુ સહુને મુખ પાઠે હતાં, કેટલાંક રહ્યાં વિદેશે જતાં;
વળતી મનુએ કર્યો વિચાર, પ્રમાણ વાકય વેદનાં સાર. ૪
સંભારીને લખીઆં જેહ, સ્મૃતિ નામ કહેવાયું તેહ;
એ શ્રુતિ ને સ્મૃતિયો જેહ, આર્યધર્મનાં પુસ્તક તેહ. ૫
વિભાગ ચાર વરણના કરી, તેના ધર્મ કહ્યા વિસ્તરી;
ચાર વર્ણ ને આશ્રમ ચાર, બ્રાહ્મણને ગુરૂનો અધિકાર. ૬
અન્યવર્ણને જો ગુરુ કરે, ધર્મહિન થઇ પશુ અવતરે;
એવો નિયમ દેવનો જેહ, આજ થયો છે ઉલટો તેહ. ૭
શુદ્ર ધરે છે સાધુ વેષ, સર્વને દે છે ઉપદેશ;
જુઠા પરચા જોડે બહુ, સૂણતાં ભોળા ભરમે સહુ. ૮

ધર્મવેદ તો બુડી ગયો, પાખંડી મત ઉભો થયો;
જીવ અજાણ્યા તેમાં વહ્યા ધર્મહીન સઘળા થઇ ગયા. ૯

દોહા.

એક ઘડી આત્મા વિષે, મન થઇ રહે એકતાર;
અનંત કોટી જન્મનાં, પાપ થઈ જશે છાર. ૧
સંચેલા બુદ્ધિ વિષે, પાપ પુન્ય સંસ્કાર;
ભસ્મ કરી દે તેહને, કરતાં આત્મ વિચાર. ૨
નિર્મળ નિશ્ચય આત્મા, એક અખંડ અપાર;
તેને કાંય લાગે નહીં, માયાતણો વિકાર. ૩
આત્મતત્ત્વ જાણ્યા વિના, કરે ઉપાય અનેક;
જન્મ મરણની આપદા, ટળે ન કોઈથી છેક. ૪
કોટિક તીર્થ જે કરે, નિત્ય ગંગામાં ન્હાય;
આત્મતત્ત્વ જાણ્યા વિના મનના મળ ના જાય. ૫
રાજસ્ તામસ્ગુણ તણો હોય બુદ્ધિમાં વાસ;
ત્યાંસુધી ભાસે નહીં, આત્મા તણો પ્રકાશ. ૬
રાજસ્ ગુણથી ચિત્તમાં, ચંચળતા બહુ હોય;
તે પ્રાણી આત્માતણું, રૂપ ન દેખે કોય. ૭
હોય તમોગુણ બુદ્ધિમાં, તે જન હોએ મૂઢ;
તેને તો આત્માતણું, રૂપ ન ભાસે ગુઢ. ૮
હોય સત્ત્વગુણ બુદ્ધિમાં, કરે ધ્યાન અભ્યાસ;
તે નરને તો થાય છે, આત્માતણો પ્રકાશ. ૯
માટે શુદ્ધ મુમુક્ષુને, કરવો એ ઉપદેશ;
તેજ સદા અભ્યાસથી, તજશે પાંચે કલેશ. ૧૦

છોટમ તુજમાં સત્ત્વગુણ, જાણી આપ્યું જ્ઞાન;
એકાંતે એક ચિત્તથી, ધરજ્યો તેનું ધ્યાન. ૧૧
અનુભવ ઉરમાં વાધશે, રચજ્યો રૂડા ગ્રંથ,
તેમાં ખંડી નાંખજો, પાખંડીના પંથ. ૧૨
પાખંડીને ખંડતાં, નીતિ ધર્મ થપાય;
જે વાંચે જે સાંભળે, તે જન સુધરી જાય. ૧૩

દોહરો.

કોણ દિવસથી એ થયું, કયારે મટશે એહ;
કૃપા કરી મુજને કહો, જાય સરવ સદેહ. ૧
એવી વાણી સાંભળી, બોલ્યા ગુરુ મહારાજ;
અસલ ધર્મ છે વેદનો, મંદ પડયો છે આજ.
સૃષ્ટિના આરંભથી, ધર્મ વેદનો જેહ;
તે છે માણસ માત્રમાં. એમાં નહીં સંદેહ. ૩
પંચ દેવ છે આદ્યથી, વેદ ધર્મ રખવાળ;
જો પાખંડી ઉપજે, કરે તેહનો કાળ ૪
મનુષ્યઘાતી મ્લેચ્છનાં, રાજ્ય થાય જે વાર;
તે વેળાએ ધર્મમાં, વધતો થાય વિકાર. ૫
ક્ષિતિ પાળક ક્ષત્રીતણાં, રાજ્ય જ્યાંલગી હોય;
પૃથ્વીમાં પાખંડનો, નાશ કરે છે સોય ૬
પાખંડીના રાજ્યમાં, પ્રજા કરે પાખંડ;
આપ અધર્મી હોય તે, કરે ન કોઈનો દંડ. ૭

ચોપાઈ.

પ્રથમ પાખંડ પ્રકટયું જેહ, વિસ્તારીને કહું છુ તેહ;
દાનવ દેવ હતા બે જથા, તેની સર્વે પુરાણે કથા. ૧

દાનવ બળીઆ હતા જેહ, દુઃખ દેતા દેવોને તેહ;
ત્યારે દેવે કર્યો ઉપાય, જેથી સહુ દાનવ જીતાય. ૨
દાનવમાં પ્રસરે પાખંડ, તો ઇશ્વર દે તેને દંડ;
માનું દેવ ગુરુએ ત્યાંય, પાખંડ ઘાલ્યું દાનવમાંય. ૩
વેદ માર્ગથી કીધા ભ્રષ્ટ, તેથી દાનવ પામ્યા નષ્ટ;
ચારવાક મત ઉભો કર્યો, તે દાનવ લોકોમાં ભર્યો. ૪
ધર્મહીન સહુ દાનવ થયા, તેથી સઘળા માર્યા ગયા;
ત્રિપુરાસુરને આદે જેહ, શિવે હણ્યા છે સઘળા તેહ. ૫

છપ્પો

બૌધોનું પાખંડ વળી પ્રસર્યું જે વારે,
થઈ કુમારિલ ભટ્ટ ખટ્મુખે હણીયું ત્યારે;
કાપાલીક પાખંડ શંકરે સઘળું ટાળ્યું,
જૈનો કેરું મૂળ દેવ બોધીએ બાળ્યું;
એમ સર્વ પાખંડનો નાશ નિરંતર થાય છે,
સત્ય ધર્મ જે વેદનો, તેજ અખંડ સદાય છે. ૧

ચોપાઇ.

શુદ્ર જાતિના રાજા થાય, ત્યારે પાખંડ વધતું જાય;
અલ્પબુદ્ધિના લોકો માંય, પાખંડ વહેલું પ્રસરે ત્યાંય. ૧
નંદનામનો રાજા જેહ, શુદ્ર જાતિનો હતો તેહ;
જૈન બૌધનું જે પાખંડ, તે વેળાએ વધ્યું પ્રચંડ. ૨
રાજ નંદરાજાનું જેહ, ચાણાક્યે ઉથાપ્યું તેહ;
ચંદ્રગુપ્ત બેસાર્યો પાટ, ચાલી વેદ ધર્મની વાટ. ૩
નંદે ફંદ કર્યો છે જેહ, કાંય કહી દેખાડયું તેહ;
જેવો બીજો ફરશુરામ, એમ કર્યું છે નંદે કામ. ૪

ક્ષત્રી વૈશ્ય હતા જેટલા, તેણે શુદ્ર કર્યા તેટલા;
બ્રાહ્મણની ચોરાશી નાત્ય, તેજ સમે થઇ જુદી જાત્ય. ૫

દોહા.

ચંદ્રગુપ્તના રાજ્યમાં, ચાણાક્ય પંડિત જેહ;
કર્તા નીતિ શાસ્ત્રનો, સમર્થ સહુથી તેહ.

ચોપાઈ.

તે વેળાએ જૈનો જેહ, છાના સઘળે ફરતા તેહ;
જાદુ મંત્રને જંત્રે કરી જીવીકા કરતા સઘળે ફરી. ૧
કપટ ભરેલા કીધા ગ્રંથ, પ્રપંચ કરી વધાર્યો પંથ;
ભટ્ટપાદ ને શંકર થઇ, કપટ ધર્મ ઉચ્છેદ્યો સહી. ૨
વેદ માર્ગ ચાલ્યો ધમધોક, વિદ્યાવંત થયા બહુ લોક;
વિક્રમ સંવત્ બારસે માંય, મુસલમાન આવ્યા છે ત્યાંય. ૩
તેણે લુંટયો સઘળો દેશ, કર્યો લોકને ઝાઝો કલેશ;
પંદરસેમાં લીધું રાજ, તેથી ઝાઝુ થયું અકાજ. ૪
ભણવા વેદ બ્રાહ્મણે તજ્યા, નવાપંથ શુદ્રોએ સજ્યા;
લોક ધર્મના ઘણા અજાણ, તેથી તેને કર્યા પ્રમાણ. ૫
વેદ અર્થ શુદ્રો ના લહે, જુઠી કલ્પિત વાતો કહે;
જુઠા પરચા જોડી બહુ, સમજાવે પામરને સહુ. ૬
બ્રાહ્મણનું ભાખે અપમાન, પાખંડ ભેખ ભજે નાદાન;
આચાર્યોનો મહિમા જેહ, મંદમતી ના જાણે તેહ. ૭
ટીલું તાણે ઢેડ ચમાર, તેને ગુરુ કહી ભજે ગમાર;
વેદ વિપ્ર ને વિશ્નુનુ જેહ સરખા કહ્યા શાસ્ત્રમાં તેહ. ૮
તેને નિંદી પાખંડ ભજે, તેથી શ્રેય ન પામે રજે;

ધર્મ તજ્યાથી પેઠું પાપ, વધ્યા રોગ દુઃખ ને પરિતાપ ૯
સંવત્ ઓગણી આખર થશે, પાખંડી સહુ માર્યો જશે;
મહાપુરુષ શંકર મતતણા, સિદ્ધિવંત હશે અતિ ઘણા ૧૦
તે પાખંડી સાથે વાદ, કરી ઉતારશે સહુનો નાદ;
ધર્મ અર્થ ને ત્રીજો કામ, ચોથું મોક્ષ પુરુષાર્થ નામ ૧૧
ધર્મ પાળતાં સઘળું મળે, પાખંડ સેવે કોય ન ફળે;
માટે ગુરુપદ કહીએ જેહ, બ્રાહ્મણનેજ ઘટીત છે તેહ. ૧૨
અન્ય વરણ સંન્યાસી હોય, ગુરુપદ યોગ્ય બને નહીં સોય;
વિપ્ર વર્ણ સંન્યાસી જેહ, ગુરુપદ યોગ્ય ઘટે છે તેહ. ૧૩
તેની આજ્ઞામાં સહુ રહે, એજ કાયદો સ્મૃતિયો કહે.
જગત્ ગુરુ શ્રીશંકર કહ્યા, ગોવિંદપાદ તેના ગુરુ થયા. ૧૪
ગૌડપાદ તેના ગુરુ જેહ, હાલ હીમાલય ઉપર તેહ;
તેનાં દર્શન અમને થયાં, આજ પ્રશ્ન મેં તેને કહ્યાં. ૧૫

દોહા.

ગૌડપાદ કહે વેદનો ધર્મ સનાતન જેહ;
તે કોય કાળે ના મટે, ઇશ્વરોક્ત છે એહ. ૧
જ્યારે જ્યારે જગતમાં, પાખંડ વૃદ્ધિ થાય;
તેને ફાડી નાંખવા, ઇશ્વર ધારે કાય. ૨
ગીતા આદિ ગ્રંથમાં, જુવો વચન છે એહ;
પાખંડીને ખંડવા ઇશ્વર ધારે દેહ. ૩
ગૌડપાદ કહે સાંભળો, પાખંડીની વાત;
વિક્રમ પૂર્વે જે થઇ, તે કહું છું સાક્ષાત ૪

ચોપાઇ

પિતા હતો વિક્રમનો જેહુ, ગાંધર્વસેન નામનો તેહ;
દેશ અવંતિ તણો નિરેશ, બુદ્ધિબળ ગુણ જ્ઞાન વિશેષ ૧

એક સમે ઉજ્જેની માંય, નિગ્રંથ પંથી આવ્યા ત્યાંય;
ત્યાગી વેશ ને પુષ્ટ શરીર, તે ઉતર્યા ક્ષિપ્રાની તીર;
ઘણા લોક તે પાસે ગયા, વેશ જોઈને વિસ્મે થયા. ૨
સાચા નિર્મળ દીસે સંત, કહે વૈરાગ્યની વાત અનંત;
સુરતા ધરી સાંભળે જેહ, તરત તજી દે સઘળું તેહ. ૩
તેનાં લોકે કર્યાં વખાણ, તેની થઈ રાજાને જાણ;
ઉપજ્યો ભાવ ભુપને મન, તે જોવા ચાલ્યો રાજન. ૪
એવે એ નગરીનીમાંય, ચતુર હતી એક ગુણકા ત્યાંય;
ચારુમતિ તેહનું નામ, તેણે જાણી વાત તમામ. ૫
જશે ભુપ પાખંડી પાસ, વચન સુણી કરશે વિશ્વાસ;
ત્યાગી ખરા જાણશે તેહ, અધમ પુરુષને નમશે એહ. ૬
માટે હું જઈ કહું બે બોલ, પ્રકટ કરૂં ત્યાગીનું પોલ;
એમ વિચારી વેગે વળી, ગાંધર્વસેન ભૂપને મળી. ૭
હે રાજન્! નિગ્રંથો જેહ, રખે જાણતા ત્યાગી તેહ;
ઉપરથી અવધૂત જણાય, મહાધૂતારા છે એ રાય. ૮

છપ્પો.

પશુ પંખીઓ માત્ર, નિરંતર નાગા રહે છે,
જુવતી કેરો સંગ જુવો તે સર્વ કરે છે;
દે સર્પોને દામ જુવો આપે નથી લેતા,
દાટેલું હોય ધન રાફ કરી દીઠા રહેતા;
એવા પ્રાણી અલ્પને જો દામ ચામ પર પ્યાર છે,
પણ મહાજ્ઞાનવિન માનવી કોણ ત્યાગ કરનાર છે. ૧

દોહા.

વચન સુણી ગણીકા તણાં, રાયે માની વાત;
સાચા જુઠા સંતને, એ જાણે સ.ક્ષાત્. ૧
એવી શીલહટ દેશનો, રૂડો રાજકુમાર;
ત્રાહી ત્રાહી પોકારતો, આવ્યો તેણે ઠાર. ૨
કીધું નમન નરેશને, ચરણે નામી શિષ;
અચરત જેવું જોઇને, પૂછે છે અવનીશ ૩
કોના ભયથી આવડો, ભય પામ્યો છું બાળ;
સુખે સઘળું કહે મુને, કરીશ હું પ્રતિપાળ. ૪
રાજકુંવર કહે સાંભળો, કહું વિસ્તારી વાત:
રાજા શીલહટ દેશનો, તે છે મારો તાત. ૫
જ્યેષ્ટ પુત્ર હું તેહનો, વીરસેન મુજ નામ;
નાઠો નિગ્રંથ લોકથી, આવ્યો અ.ણે ઠામ. ૬

ચોપાઇ.

એક સમે નિગ્રંથો જેહ, નગર અમારે આવ્યા તેહ;
ચમત્કારીઓ કંઈ કંઈ કરી, લોકોનાં મન લીધાં હરી. ૧
બોધ સાંભળી બાવા તણા, શૂદ્રો થયા સેવકો ઘણા,
હું જાતો તો બાગ મોજાર, મળ્યા નિગ્રંથ ગુરુ તે ઠાર ૨
વૈરાગ્યનાં બહુ કહ્યાં વચન, તરત ફેરવ્યું મારું મન;
રાજ તણો મુજને અધિકાર, તેનો મેં ન કર્યો દરકાર. ૩
નિગ્રંથ ગુરુની પાસે જઇ, નિત્ય બોધ સાંભળતો સહી;
નિગ્રંથ કહે તન મન ધન પાપ, અર્પી દેવું ગુરુને આપ. ૪
તેનો જન્મ ફરી નવ થાય, મુવા પછી તે મોક્ષમાં જાય;
બીજી લાલચ દીધી બહુ, તેથી ત્યાગ કર્યું મેં સહુ. ૫

માલણુ હતી બાગની જેહ, ઘણી ચતુર ને શાણી તેહ;
તેણે મુજને જાણી કરી, પાસે તેડી બોલી ફરી. ૬
હે રાજન્ આ સાધુ જેહ, છે ધુત્તા પાખંડી તેહ;
હું જાણું છું એનો મર્મ, ગુપ્ત કરે છે ઘણાં કુકર્મ, ૭
વેદ વિપ્ર ને વિશ્નુ તણી, નિત્ય કરે છે નિંદા ઘણી;
શબ્દ એમના સૂણશે જેહ, ઘોર નર્કમાં જાશે તેહ. ૮
હમણાં વેગ ભર્યો તમ માંય, મારૂં કહ્યું ન માનો કાંય;
તોપણ દીક્ષા લેશો નહીં, સાથે રહીને જો જો સહી. ૯
માલણ કેરી માની શીખ, ભેખ ધરી નથી માગી ભીખ;
સીધુ લાવી હાથે જમ્યો, પછી નિગ્રંથો કેડે ભમ્યો. ૧૦
છાનાં કુકર્મ કરતા જેહ, લખી રાખતો સઘળાં તેહ;
નિગ્રંથોના ટોળામાંય, સાધુ ભલો હતો એક ત્યાંય;
તેને ગમતાં નહીં કુકર્મ, તે મુજને સહુ કહેતો મર્મ. ૧૧
એક દિવસ હું સરિતા માંય, કરવા સ્નાન ગયો તો ત્યાંય;
મારી ગાંસડી હતી જેહ, છોડી જોઇ નિગ્રંથે તેહ; ૧૨

દોહા.

જેમાં સર્વ લખ્યાં હતાં, પાખંડીનાં કૃત્ય;
તેજ તેમના હાથમાં, આવી પોથી તર્ત. ૧
તે વાંચી વિગતે કરી, ચઢયો સર્વને ક્રોધ;
આતો શત્રુ આપણો, નહીં સુણનારો બોધ. ૨
મુજને મારી નાખવા, તેણે કર્યો વિચાર;
ખાડો ખોદ્યો દાટવા, સજ કીધાં હથીઆર. ૩
હું આવ્યો મંજ્જન કરી, ટોળામાં જે વાર;

કોપ ભરેલા સર્વને દીઠા તેણે ઠાર. ૪
કામ ક્રોધ ને લોભ મદ, ત્યાગી મનમાં જેહ;
એવો નહીં સંસારમાં, કોય જીવમાં તેહ. ૫
ચેષ્ટા ને ભાષણુ વળી, મુખ મુદ્રા આકાર;
જોતાં જનના મનતણી, પડે પરીક્ષા સાર. ૬
તેથી હું સમજી ગયો, વળતી કર્યો વિચાર;
પૂછી મારા મિત્રને, લીધો સઘળો પાર. ૭
તે કહે પોથી તાહ્મરી, વાંચી વાર્યું ઝેર;
માટે તુજને મારવા, કરી પાણીએ પેર. ૮
માનંતના આસન તળે, મુકી હતી જેહ;
મીત્રે માહારી ચોપડી, તરત બતાવી તેહ. ૯
તે મેં લીધી ત્યાં થકી, વળતી કર્યો વિચાર;
છાનો નાઠો છળ કરી, આવ્યો આણે ઠાર. ૧૦
સઘળા મુજને શોધવા, દોડયા ચારે દીશ;
આવ્યો શરણે આપને, ઉગારો અવનીશ. ૧૧
રાજા કહે સુખે રહે બીક ન રાખીશ બાળ;
જો આવે અહીં મારવા, કરીશ તેમનો કાળ. ૧૨
રાજકુંવર કહે માલણે, કહી મુજને જે વાત;
તેવા છે એ દુરમતિ, સંત નથી સાક્ષાત્. ૧૩
નિંદે છે શ્રુતિ શાસ્ત્રને, વિપ્ર વૈશ્નવપર વેર;
ભય ન ધરે ભૂપાળનો, નહીં દયા નહીં મેહેર. ૧૪
ઉપર રહે છે ઉજળા, મનમાં કાળા મેશ;
નિંદે છે નારાણ્યને, નીચ જાતના નેશ. ૧૫
પાપ પૂણ્ય કહે છે નથી, નથી સ્વર્ગને નર્ક;

## આર્યધર્મ ઉથાપવા, કરતા ફરે કુતર્ક ૧૬

### ચોપાઇ.

વેદ વ્યાસનાં વચનો જેહ, તુચ્છ ગણે છે પાપી તેહ;
રામકૃષ્ણ આદે અવતાર, તેને દે છે ગાળ ગમાર. ૧
પરદારા આલિંગન કરે, જુઠાં વચન સદા ઉચરે;
વેદ વિષે નિંદ્યું જેટલું, કપટી લેખ કરે તેટલું. ૨
અનાચાર ને અધરમ ઘણો, એજ ધર્મ પાખંડી તણો;
અભક્ષનું કરનારા ભક્ષ, તે તો મેં જોયા પ્રત્યક્ષ. ૩
અગમ્યાગમન અપેયાપાન, દોષ નથી ગણતા નાદાન;
રાંડી છાંડી રાખે બહુ, ગર્ભ ઘાત કરનારા સહુ. ૪
વેદ તણા નિંદક જેટલા, પાપી પંથો છે તેટલા;
જેને ન ગમે સાચો ધર્મ, તે કરનારા હોય કુકર્મ ૫
એમાં તો સંશય નહીં લેશ, ભ્રષ્ટ કરે છે સઘળો દેશ;
સેવક તેના જે જે થાય, જડ મૂળથી સઘળા જાય. ૬
તેને શ્રેય કદી નવ મળે, પાપ કરીને નરકે પળે;
જે જે જન પુજે પાખંડ, દે છે ઈશ્વર તેને દંડ. ૭
રોગ શોક ભય ને સંતાપ, સદ્પુરુષોનો લે છે શ્રાપ;
તેથી જય તેનો ના થાય, અંતે સઘળા માર્યા જાય. ૮

### છપ્પો.

જીવે જીવ અપાર લક્ષ ફળદાયક એવાં,
મંદીર કરવા માટય મૂઢ કાપે છે તેવાં;
અભ્યાગતને અન્ન નથી તે દુરમતિ દેતા;
ઉપવિત પેહેરી આપ દાન સર્વેનું લેતા;

વળી વિભાગ પિતૃદેવનો અધમ નથી કાંય આપતા;
સાચો ધર્મ શ્રુતિ તણો મૂળ તેહનાં કાપતા. ૧

આત્મા માની દેહ ધર્મ શુભ કર્મ તજે છે,
તજી જગત કરતાર એકલું શૂન્ય ભજે છે;
પાપ પૂણ્યનો કોઈ નથી ઈશ્વર ફળ દાતા,
દીસે જાતાં દેહ શૂન્યમાં જીવ સમાતા;
જે જે દેહ તજી ગયા તે પાછા કોય નથી આવતા,
સુખ કે દુઃખનો સ્વર્ગથી કોય સંદેશો નથી લાવતા. ૨

નારૂ કારૂ નીચ લેખતો પહેરે ભગવાં,
જનોઈ ઘાલે કંઠ ફરે લોકોને ઠગવા;
કહે છે બ્રાહ્મણ લોક સર્વ રહે છે સંસારી,
ભવસાગરમા જીવ શકે કેમ પાર ઉતારી;
અમે મોહ માયા તજી ધન દારા નથી રાખતા,
જે સેવે અમ સંતને તે સર્વ થાય ભીખ માગતા. ૩

સાચું માની શુદ્ર સંત સેવે છે એવા;
ધર્મહિન થઇ જાય દુરમતિ દાનવ જેવા;
હે ત્યાગીને કામ પાપ પ્રકટે છે એથી,
છોડી સાચો ધર્મ જાય છે નરકે તેથી;
વળી જ્ઞાન રહ્યું નહીં વેદનું જન જનમાં પેઠો કળી,
સુખ શાન્તિ ન રહી કોયને રહ્યા પાપ તાપે બળી. ૪

દોહા,

ત્યાગી ધન સંચય કરે, વળી ભાવતા ભોગ;
મન ભટકે માયા વિષે, કયાંથી સાધે જોગ. ૧

## ચોપાઇ.

ધન હરવા સંસારીતણું, કરે કપટ પાખંડી ઘણું;
એક ત્યાગીનું ટોળું થાય, બીજે માંનત થઇ પૂજાય. ૧
ત્યાગી ભટકે ગામે ગામ, કરતા ફરે કપટનાં કામ;
ભોળાને ભરમાવે બહુ, ધન ધુતી લેનારા સહુ. ૨
એવું કહી ચોપડી જેહ, આપી રાજાને કર તેહ.
ગાંધ્રવસેને વાંચી સહુ, ક્રોધાવેશ થયો નૃપ બહુ. ૩
આવા જો ઉપદેશક હોય, પ્રજા ધર્મ ના પાળે કોય;
વેદ ધર્મહિણા નર જેહ, જીવ જંગલી જેવા તેહ. ૪

## છપ્પો.

નહીં શૌચ નહીં સ્નાન દાન વિધિએ નથી દેતા,
નહીં બ્રહ્મનું ધ્યાન જ્ઞાન સાચું નથી લેતા;
હણે જીવતા જીવ દયા ઉરમાં ના આવે,
વાઘ વરૂ ને રીંછ સરીખા તે નર કહાવે;
ધર્મહિન સહુ માનવી એવા જ્યારે થાય છે,
મેઘરાજ વરસે નહીં સહુ સૃષ્ટિ પ્રલે થાય છે. ૧

## દોહા.

એમ વિચારી ભૂપને ક્રોધ થયો નિરધાર;
પાખંડીને મારવા, સેન્યા કરી તૈયાર. ૧
ટોળું હતું નિગ્રંથનું, તરત ગયો તે ઠામ;
પકડી લીધા પેચથી, લુંટી લીધું દામ. ૨
આણ્યા સર્વ અવંતીમાં, કેદ કર્યા સૌ કોય;
સાચો સાધુ જે હતો, અલગો કીધો સોય. ૩

તેણે રાજાને કહ્યો, મૂળ થકી સૌ મર્મ
વરણ બહાર વૈરાગીઓ, તેમાં શાનો ધર્મ. ૪
વેદ આદિ વિદ્યા સહુ, તે છે વિપ્રોમાંય;
શુદ્ર લોક સાધુ બને, કર્મ ન જાણે કાંય. ૫
ગાંડી દુનિયા તેહને, ગુરુ કરવાને જાય;
જેને જેવા ગુરુ મળે, તે પણ તેવા થાય. ૬
ધર્મવંત ગુરુ હોય તો, સેવક પાળે ધર્મ;
ગુરુ કુકર્મી જો મળે, સેવક કરે કુકર્મ. ૭
નીચ જાતિ સાધુ બને, નીચ સ્વભાવ ન જાય;
કોટિ ઉપાયે કોઈથી, ગર્ધવ ન બને ગાય, ૮
બાવળ કેરા બીજથી, કરે કલ્પતરૂ કોય;
તોજ હિન જાતિ વિષે, વાસ ધર્મનો હોય. ૯
સાકર સોમલ ઉજળાં, ભુલે જોઇ અજાણ,
સાકરથી સુખ ઉપજે, સોમલ લે છે પ્રાણ. ૧૦
એમ અધમ જાતિ બધા અધમ સ્વભાવી હોય;
નિંદે વિશ્નુ વેદને, ભલા ન નિપજે કોય. ૧૧
વેદે નિંધા અધમને, અધમે નિંધા વેદ;
પણ નિંદા કરનારનો, અંતે થાય ઉચ્છેદ. ૧૨
હું પણ ભૂલે જઇ ચડયો, પાખંડીની પાસ;
લક્ષણ જોતાં તેહના, અતિશે થયો ઉદાસ. ૧૩
વળતી મેં સઘળી કહી, વીરસેનને વાત;
તે જાણી પાખંડીઓ, કરત ઉભયની ઘાત. ૧૪
આવ્યો શરણે તમ તણે, હવે ઉગર્યો એહ;
નિકર મારત જીવતો, એમાં નહીં સંદેહ. ૧૫

## ચોપાઇ.

બ્રહ્મદેશનો રાજા જેહ, પાખંડીનો સેવક તેહ;
તેણે વાત સાંભળી ત્યાંય, ગુરુઓ ગયા અવંતી માંય. ૧
ગાંધ્રવસેને કબજે કર્યો, વળતી લુંટી લીધા ખરા;
તેણે સહુ સેન્યા સજ કરી, શીલહટ દેશ ગયો તે ફરી. ૨
વીરસેનનો હતો તાત, તેને સર્વ જણાવી વાત;
પુત્ર તમારો ગુરુઓ સાથ, પકડી ગયો અવંતી નાથ. ૩
કારાગ્રહમાં રાખ્યા જેહ, ચાલો જઈ છોડાવીએ તેહ;
તે પણ તેની સાથે ચઢયો, ઉજેણીમાં આવી અઢયો. ૪

## દોહા.

ગાંધ્રવસેને જાણીયું, આવ્યા છે બે રાય;
તેને સમજાવી કરી, પાછા કર્યે વિદાય. ૧
વીરસેનને મોકલ્યો, જ્યાં છે એનો તાત;
તેણે સઘળી આપની, વિસ્તારી કહી વાત. ૨
નિગ્રંથ નીચી જાતના, છે સઘળા નાદાન;
મેં એની પાસે રહી, જોયું સઘળું જ્ઞાન. ૩
કપટી કુટીલ કુલક્ષણા, અધમ કામ કરનાર;
નાસ્તિક નિંદાખોરમાં, અવગુણ ભર્યા અપાર. ૪
લક્ષણ મેં રાખ્યાં લખી, જાણ્યો તેણે ભેદ;
કરવા ધાયો તેમણે, મારા શિરનો છેદ. ૫
ગાંધ્રવસેને રાખીઓ, મુજને જ્યારે શર્ણ;
તેથી મટીયું માહરૂં, નિગ્રંથોથી મર્ણ. ૬
તાતે સઘળી સાંભળી, વીરસેનની વાત,
મળ્યો અવંતિ નાથને, સ્નેહ ધરી સાક્ષાત. ૭

ભય પામી ભાગ્યો પછી, બ્રહ્મદેશનો ભૂપ;
ગુણલિંગુ ગુરુ સાંભળી, ચાંપે નાઠો ચુપ. ૮
પાખંડીના પંથમાં, પડે ભૂપતિ કોય;
નાશ કરે તે ધર્મનો, હાનિ મોટી હોય. ૯
તે માટે નરપાળને લેવા નીતિ ગ્રંથ;
જ્યાં ત્યાંથી ઉચ્છેદવો પાખંડીનો પંથ. ૧૦
વેદ બાહ્ય સૌવર્ણના, રાજા જ્યારે થાય;
પંડિતને પૂજે નહીં, ઢુંગી ધુતી ખાય. ૧૧
વેદ બાહ્ય નરને વિષે, નહીં ધર્મનો લેશ;
નીતિ રીતિ ના લહે, બગડે બાપો દેશ. ૧૨
રક્ષણ કરવું રાજને, પ્રજા કરે નહીં પાપ;
પાપ થકી પ્રાણી સહુ, પામે છે પરિતાપ. ૧૩
પાપી હોય પ્રજા સહુ, થાય ધર્મનો લોપ;
તેથી જગકર્તારનો, થાય જગતપર કોપ. ૧૪
પાપ વધે પૃથ્વી વિષે, વરસે નહીં જલધાર;
રાજા તથા પ્રજા તણો, સઘ થાય સંહાર. ૧૫
માટે પાપી લોકને, જો ન હણે નરેશ;
ભાર વધે ભૂમી વિષે, ડુબે સઘળો દેશ. ૧૬
શીલહટના ભુપાલને, કહે અવંતિ નાથ;
સૃષ્ટિ સર્વ સુધારવી, છે રાજાને હાથ. ૧૭
અંધ અધર્મી આળસુ, રાજા હોય અબુધ;
પ્રજા પડે પાખંડમાં, ચાલે વેદ વિરૂદ્ધ. ૧૮
લુચ્ચા લંપટ લાંચવા, ધુર્ત ઠગારા ચોર;
રાજા તેને ના હણે, કુકર્મ કરે અઘોર. ૧૯

ધારી રાખે ધર્મને, રૂડો શોભે રાય;
ધર્મ હીન ધરણી પતિ, જડામૂળથી જાય. ૨૦

છપ્પો.

ધારે નહીં જે ધર્મ કર્મ તે કરશે કુડાં,
ધારે નહીં જે ધર્મ ભાગ્ય પણ તેનાં ભુંડા;
ધારણ ન કરે ધર્મ પશુ તે પામર જેવા,
ધારણ ન કરે ધર્મ અડે અભડાવે એવા;
ધારે નહીં જે ધર્મને તે શ્વાન શુક સમ જાણીએ,
ગુણ હિણ ઘણા હોય ઘાતકી તે પાપરૂપ પરમાણીએ. ૧
તજે ધર્મ તે તુચ્છ જીવ જંગલના જેવા,
તજે ધર્મ તે તુચ્છ અધમ અતિ સરખા એવા;
તજે ધર્મ તે તુચ્છ નારકી નિંદક પ્રાણી,
તજે ધર્મ તે તુચ્છ વદે બહુ જુઠી વાણી;
ત્યાગ કરે જે ધર્મનો તે ભુત સરીખા થઇ ભમે,
દયાહિન હોય દુરમતિ તે દોષ સહુને દમે. ૨
પુત્રી આવે પેટ વળી ફાવે ત્યાં વેચે,
ધીંગા થઇ ધનવંત પાપમાં પડશે પેચે;
ચોરી જારી જુઠય કપટની ઉરમાં કાતી,
નિર્દય નિંદાખોર ઘણા હોય આતમઘાતી;
ધર્મહિન હોય માનવી તે દોષરૂપ છે દેશમાં,
સંગ કરે જો તેહનો તે પડે નર્કના કલેશમાં. ૩
ઉત્તમ કુળ અવર મળે પણ ધર્મ ન ધારે,
ભરે પાપ ભંડાર જીવ જીવતાને મારે;
દુર્મતિ રળવા દામ કુકર્મો કરે અભાગી,

ચાલે વેદ વિરૂદ્ધ ધર્મ મરજાદા ત્યાગી;
એવા નર આ લોકમાં, કળી કેરો અવતાર છે,
પાપી નરના પીંડયનો એ ભૂમિ ઉપર ભાર છે. ૪

દોહા.

ગુણીઅલ ગાંધ્રવસેનનાં, સુણીઆં વિમળ વચન;
શીલહટ નૃપ શરણે પડયો, માન્યું તેનું મન. ૧
વીરસેનને લેઇને, વળતી થયો વિદાય;
ધારી રાખ્યો ધર્મને, સમજ્યો નીતિ ન્યાય. ૨

ચોપાઇ.

નિગ્રંથ પંથી હતા જેહ, રાયે પાસે તેડયા તેહ;
રાજા કહે તમારું જ્ઞાન, કેવો ધર્મ ને કોનું ધ્યાન. ૧
નિગ્રંથ કહે પાંચમો વેદ, તેનો અમે જાણીએ ભેદ;
ચાર વેદ છે વિપ્રોમાંય, તેમાં જ્ઞાન મળે નહીં કાંય. ૨
રાજા કહે વેદ છે ચાર, ચોસઠ અક્ષરમાં નિરધાર;
વેદ તમારો કહો છો જેહ, કીયા અક્ષરે કહો છો તેહ. ૩
નિગ્રંથો કહે અક્ષર નહીં નવા, જુદા અનુભવ અમને હવા;
રાજા કહે જો અનુભવ હોય, કહો અમારા મનની સોય. ૪
વળી અમારા ઘરની માંય, કહી આપો વસ્તુ કાંય;
નિકર કલ્પિત કીધા ગ્રંથ, જુઠો જગમાં ચલવો પંથ. ૫
નિગ્રંથથી ઉત્તર ના થયા, રાજા આગળ હારી ગયા;
બાળ્યા ગ્રંથ બધા તે ઠાર, કીધા તરત દેશથી પાર, ૬

દોહા.

પુરુષોત્તમ આચાર્યને, પ્રેમે લગી પાય;
કર જોડી છોટમ કહે, કૃપા કરો ગુરુરાય.

## ગીતિ છંદ.

પુન્ય વૃક્ષ ઉછેરી, વળી તેનાં ફળ ઉપજાવો જ્યારે;
તેનું ભક્ષણ કરતાં, સકળ મનોરથ પૂર્ણ થશે ત્યારે. ૧
એવું નિત્ય કહોછો, તે સાચું કરી અમે હૃદયે ધરીએ;
પુન્યવૃક્ષ છે કેવો, કહો વિસ્તારી તેવો આદરીએ. ૨
વળતા ગુરુ વદે છે, કહ્યો વેદમાં પુન્યવૃક્ષ જેવો;
તેને વિધિએ વાવી, આદર રાખી ઉછેરે તેવો. ૩

## દોહરા

વેદ વદે છે પુન્યનાં, સાધન પંચ પ્રકાર;
એથી એ તરૂ ઉછરે, જો હોય જાળવનાર. ૧
પહેલું સાધન પુન્યનું, કહું સંક્ષેપે કાંય;
અગ્નિ જળ મન અર્કમાં, સ્થંડીલ પ્રતિમામાંય. ૨
કરી આવાહન ઇશનું પૂજે આણી પ્રીત,
સુકૃત તરૂ ઉપજાવવા, એ છે પહેલી રીત. ૩
કરવી પ્રભુની પ્રાર્થના, વેદાદિકથી જેહ;
બીજું સાધન પુન્યનું, જાણી લેવું તેહ. ૪
મૂલ મંત્ર પ્રભુ નામનો, જપવો તેનો જાપ;
ત્રીજું સાધન એજ છે, જેથી નાસે પાપ. ૫
ચોથું સાધન ચિત્તમાં, ધારી પ્રભુનું રૂપ;
ધરવું ધ્યાન એકાગ્રથી, સાધન એજ અનુપ ૬
સદૃચિદૃ સુખમય રૂપમાં, શુદ્ધ સમાધિ થાય;
ધ્યેય રહે ધ્યાતા ટળે, પંચમ એ કહેવાય. ૭
પ્રકટે પુન્ય સમાધિએ તેહ તણો નહીં પાર;
જીવ મળે જઇ શિવમાં, થઈ રહે એકાકાર. ૮

ભોમીના રજકેજ ગણું, તારા ગણ્યા ગણાય;
પ્રકટે પુન્ય સમાધિએ, તે તો ગણ્યું ન જાય. ૯
પુજા કરવી પ્રભુ તણી, તેમાં સમજણ એહ;
સ્થાવર જંગમ સહુ મળી, જે ઈશ્વરનો દેહ. ૧૦
એમ વિચારી કોઈને, કીંચિત કષ્ટ ન થાય;
એમ દયા ઉરમાં રહે, તો રીઝે જગરાય. ૧૧
અંતરજામી આતમા, નામ રૂપથી ભિન્ન;
જુવે ચરાચર જાતમાં, એજ ભક્ત અનીન. ૧૨
પ્રણવરૂપ પરમાત્મા, સકળ દેહ સંજોગ;
તે પ્રભુ જાણી પુજતાં, ઉપજે પુન્ય અમોઘ. ૧૩
આત્મા ને પરમાતમા, છે વસ્તુગત એક;
એક રવિ જળપાત્રમાં, દીસે જેમ અનેક. ૧૪
આત્માઓને દુભતાં, પરમાત્મા દુભાય;
તે પ્રભુજી રાજી રહે, કરવો એજ ઉપાય. ૧૫
પુજક આત્મા માત્રને પ્રસન્ન રાખે જેહ;
તે પુજા માને પ્રભુ, એમાં નહીં સંદેહ. ૧૬
વિશ્વરૂપ ભગવાન્ છે, એવું કહે છે વેદ;
સારી રીતે સમજવો, પરથમ તેનો ભેદ, ૧૭
કાષ્ટ તથા પાષાણમાં, અગ્નિ રહે છે જેમ;
ચૈતનરૂપી આતમા, છે સર્વમાં તેમ. ૧૮
પ્રકટ કરેલો જો મળે, તેથી તમ ભય જાય;
એમજ જ્ઞાનિ સેવતાં, પાપ સમૂહ પળાય. ૧૯
જ્ઞાનિ ઉપજાવી શકે, પુન્યરૂપી એ વૃક્ષ;
અજ્ઞાનીથી ન ઉછરે, જેનો છે જડ લક્ષ. ૨૦

જડદર્શી જડ દેહના, દેખે સઘળા દોષ;
જ્ઞાની દેખે આતમા, રહીત પંચે કોશ. ૨૧
માટે સુકૃત વૃક્ષને ઉપજાવે છે એહ;
બીજાથી નવ ઉપજે, એમાં નહિ સંદેહ. ૨૨
કામાદિક છે બળી પશુ, પુન્ય વૃક્ષ ચરનાર;
તેતો અજ્ઞાનીથકી. તજ્યા ન જાય લગાર. ૨૩
કામ તજે તો ક્રોધ છે, મોટો મહિષાશુર;
જ્ઞાન ખડ્ગવિન કોયથી, તે નથી થાતો દૂર. ૨૪
ક્રોધ તજે તો લોભ છે, બળીઓ વિકટ વરાહ;
પુન્ય ઉપજવા દે નહીં, પાડે પાપને રાહ. ૨૫
લોભ થકી બળીઆ વળી, હર્ષમાન મદ જેહ;
પુન્ય વૃક્ષને ઉગતાં, ચડપ ચરી લે તેહ. ૨૬
બુદ્ધરૂપી ભૂમીમાં, વાવે સુકૃત વૃક્ષ;
તેને ઉછેરી શકે, કોયક જ્ઞાનિ દક્ષ. ૨૭
ખારા જળથી ક્ષેત્રમાં, ઉગે નહીં અંકુર;
એમ પાપ પાણી પડે, થાય પુન્યતરૂ દૂર. ૨૮
તે માટે સહુ પાપનાં, બંધ કરી દે દ્વાર;
અષ્ટ પહોર ભૂલે નહીં, આત્મા તત્વ વિચાર. ૨૯

છપ્પો.

નેત્રે નિરખે નાર મોહ પામે અજ્ઞાની,
ચર્મ જુવે ચંડાળ ભમે ત્યાં બુદ્ધિ છાની;
જ્ઞાની દેખે હંસ અંશ ચિદ્દશક્તિ આપે,
તેથી તેને મોહ કદા મનમાં ન વ્યાપે;
વળી નામ રૂપ સૃષ્ટિ સહુ સ્વપ્નતુલ્ય જ્ઞાની ગણે,
પુન્યવૃક્ષને પાળવો તે તેવા નરથી બને. ૧

દોહા.

રાગ રસીલો સાંભળી ધાય અજાણ્યુ અપાર;
જ્ઞાની અનાહત નાદમાં, એક લહે ૐકાર.

છપ્પો.

કાયારૂપી જંત્ર બજાવે બુદ્ધિ રાણી,
સારા નરતા શબ્દ ઘડે ઘટ ભીતર શાણી,
જ્ઞાની વાચ્ય વિભાગ તજી એક લક્ષજ લહે છે,
પાણીમાંથી દુધ હંસ અળગુ કરી ગ્રહે છે;
એમ વિચારી વિશ્વના દોશ માત્ર મુકે પડયા,
પુન્ય પ્રકટ કરી તે શકે જેને હરિ હઇએ જડયા, ૧

દોહા.

ભેદ બુદ્ધિના જીવને, પુન્ય ન પ્રકટે કોય;
પગ પુજે મસ્તક હણે, એવા છે શઠ સોય. ૧
કડકે કડકે કૃષ્ણમાં જેણે પાડયા ભેદ;
ભયદાયક છે તેહને, એમ વદે છે વેદ. ૨
જગદીશ્વર જુદા ગણે, ભરમે માને ભેદ;
મડદા જેવો માનવી, કહે છે તેને વેદ. ૩
પોતાના પુજે વળી, નિંદે પરના ઈષ્ટ;
એવા પામર જીવને, વેદ વદે પાપીષ્ટ. ૪
એક ઈષ્ટ છે સર્વનો, જેનો સઘળે વ્યાપ;
ભેદ બુદ્ધિએ જે ભજે, તેનાં પૂર્ણ પાપ. ૫
સૃષ્ટિ સરજી ઇશ્વરે, જુદા પાડયા જીવ;
વેદ વચન વળતી કહ્યાં, છે સુખરૂપ સદૈવ. ૬
સાધન સઘળાં પુન્યનાં, કહ્યાં વેદની માંય,
જે સુખ જોઇએ જેહને; તે સુખ મળશે ત્યાંય. ૭

કલ્પવૃક્ષ કહે છે સહુ, તે છે પુન્યનું નામ;
ઈચ્છે તે આપે સહુ, પૂર્ણ કરે મનમાંય. ૮
બીજાં સ્થાવર વૃક્ષ છે, જંગમ તરૂ છે પુન્ય;
પ્રકટ કરે જો પ્રીત્યથી, ન રહે એકે ન્યૂન. ૯
પુન્યવૃક્ષ ઉછેરવા, જો દંભી જન જાય;
કામાદિક બકરા બહુ, ચટપટ તે ચરી જાય. ૧૦
આખો અણુ ઉછેરવા, દે નહીં કોયને દેહ;
જીવ શકે નહીં જાળવી, અરૂપ બકરા એહ. ૧૧

ગીતિ છંદ.

વિશ્વામિત્ર સરીખા, ગયા ઉછેરવા પુન્યવૃક્ષ જ્યારે;
કામાદિક પશુએ, કર્યો પરાજય તે તરૂનો ત્યારે. ૧
અન્ય ઋષિની જેવી કથા ઘણી છે પુરાણમાં પેખો;
પુન્ય થવા ન પામે, બળી પશુ બલીયા કામાદિક લેખો. ૨
સાંગોપાંગ ઉછેરી, ચૂકવાનું તો સામર્થ્ય નહીં કોનું;
તો ફળ ખાવા તેનું, પકવ થતાં લગી તે પામે શાનું. ૩
જીવ આસુરી જગમાં સુકૃત સાધી શકે નહીં સોઈ;
દૈવી જન ઉછેરે, પુન્યવૃક્ષને કોટિકમાં કોઇ. ૪
આ ભવ કે પરભવમાં, કોય પુન્યનાં ફળ માગી લે છે;
કોય પુન્ય તરૂ કેરાં, ઇશ્વરને તે ફળ અરપી દે છે. ૫
અર્પેલા ફળ પ્રભુને, અપાર સુખ તે મોક્ષ તણું આપે;
ફળ માગી લેનારા, મળે ક્ષણીક સુખ પછી પડે પાપે. ૬

દોહા.

પુન્ય કરીને ફળ તણી, લાલચ ન કરે જેહ;
તે નરને મુકિત મળે, અક્ષય સુખ છે એહ. ૧

પુન્ય કરીને ફળ તણી, લાલચના કરનાર;
ઉંચા જઇ નીચા પડે, ઠરે નહીં એક ઠાર. ૨
લાલચમાં લપટાયલા, વળી ધારે દેહ;
લાલચ ન કરે ફળ તણી, મળે મોક્ષ સુખ તેહ. ૩
જે જે શુભ કર્મો સહુ, કરે જ્ઞાન સંયુક્ત;
તે જન પાછો ના પડે, સદા થઇ રહે મુક્ત. ૪
પુન્યવૃક્ષ ઉછેરતાં, શ્રમ ઝાઝો તે માંય;
પાપ વૃક્ષ સેહેજે બને, શ્રમ પડતો નથી કાંય. ૫
કંટક બાવળ બોરડી, વણુ સિંચ્યાં વધી જાય;
બહુ સુંદર તરૂ બાગનાં, શ્રમથી સઘળાં થાય. ૬
પાપીનું ધન પાપનાં, જે તે રીતે જાય;
પુન્ય કામમાં પાપીએ, કોડી ના વપરાય. ૭
ચોર હરે રાજા હરે, અથવા લાગે લાય;
પાપ કરી ધન મેળવે. એળે વેળે જાય. ૮
ભાંઠ ભવાયા ભામિની. પાપીનું ધન ખાય;
પરમારથના કામમાં, દેતાં દીલ દુભાય. ૯
પાપી જન તે પારકા, દેખે સઘળા દોષ,
સજ્જનની નિંદા કરે, ભરે દોષના કોશ. ૧૦
પાપી જનના હૃદયમાં, પાપ પુરૂષનો વાસ,
સદાય પ્રેરે પાપમાં. વળતી કરે વિનાશ. ૧૧
સત્ય દયા તપ દાન છે, પુન્ય તણા અંકોર.
એકે ના દે ઉગવા, કુસંગ રૂપી ઢોર. ૧૨
સતસંગી કહે આપને, જગ ધુતારા જેહ.
પરનિંદા પ્રપંચથી, થાય પાપમય દેહ. ૧૩

## ચોપાઇ ત્રિતાલ.

પુન્યવૃક્ષ વિષે એક વાત, સુણતાં સુખ ઉપજે સાક્ષાતઃ
શળપાણીની ઝાડીમાંય, સીતાકુંડ છે સુંદર ત્યાંય. ૧
અમે બેઠા હતા તે ઠાર, કાંય કરતા સુબ્રહ્મ વિચાર;
એવે આકાશ મારગમાંય, વેગે આવતા દીઠા ત્યાંય. ૨
અમે જાણ્યું જે છે કોય દેવ, એવે આવી ઉભા તત્ખેવ;
જાણ્યા છે કોઇ જોગી રાય. કરી સનમાન પૂજ્યા પાય. ૩
બોલ્યા જોગી વચન તવ એવાં, ફળ ભક્ષ કરો છો કેવાં;
અમે ઉત્તર દીધો એનો, જાણ્યો મર્મ જોગેશ્વરે તેનો. ૪
જુનાં ફળ અમે ભક્ષણ કરીએ. નવાં પ્રભુને નિવેદન કરીએ;
જુનાં ઝાડ તણાં ફળ ખાધાં, નવાં વૃક્ષનાં સંઘરી રાખ્યાં. ૫
જાણ્યાં જોગીએ વચન પવિત્ર, કહે છો તમે મારા મિત્ર;
મળતાં આચરણ આવે જ્યારે, બંને મિત્ર પરસ્પર ત્યારે. ૬

## દોહા.

ભાવારથ કહું એહનો, સાંભળ છોટમલાલ;
જોગી કહે ફળ ખાવ છો, કહો એટલો સ્વાલ. ૧
જુના ખાઉં છું મેં કહ્યું, એનો ઉતર એહ;
પૂર્વના પ્રારબ્ધથી, ઉપજ્યો છે આ દેહ. ૨
દેહવડે સહુ થાય છે, સુખ દુઃખ ફળનો ભોગ;
તે સહુ જુનાં જાણવાં, પૂર્વ કર્મ સંજોગ. ૩
નવાં થાય જે દેહથી; તે પ્રભુને અપાય;
આપ કાંઈ ઇચ્છે નહીં, મોક્ષરૂપ ફળ થાય. ૪
જોગી તે સમજી ગયા, માન્યો મુજને મિત્ર,
વળતી ગોષ્ટિ બેઉની, ચાલી પરમ પવિત્ર. ૫

નામ પછી મેં પૂછીયું, હેતે જોડી હાથ;
જોગી કહે મુજ દેહને, કહે છે ગોરખનાથ. ૬
બ્રહ્માદિક દેવે મળી, નામ ધરાવ્યું એહ;
કારણ કહું છું એહનું, સુણો ટળે સંદેહ. ૭
ગો પૃથ્વીનું નામ છે, રક્ષણ મારે હાથ;
તે સોંપી દેવે કહ્યો, મુજને ગોરખનાથ. ૮
કલ્પ લગી પૃથ્વી તણું, રક્ષણ મુજથી થાય;
તે માટે દેવે મળી, અમર કરી મુજ કાય. ૯
બીજ જ્ઞાન ને યોગનાં જો રહે પૃથ્વીમાંય,
તો સૃષ્ટિ સુખે રહે, વિઘ્ન ન વ્યાપે કાંય.
બીજ યોગ તે જ્ઞાનનાં. જો સઘળેથી જાય;
તો વૃષ્ટિ વરસે નહીં, સૃષ્ટિ પ્રલે થાય. ૧૧
માટે દેવોએ મુજને, સોંપ્યું છે એ કામ;
રક્ષણ કરવા ગોતણું, ગોરખ ધાર્યું નામ. ૧૨
હું યોગી બહુ કાળનો, અજર અમર મુજ દેહ;
ગયો હતો બ્રહ્મ લોકમાં યોગ બળે કરી તેહ. ૧૩

## ચોપાઈ.

બ્રહ્મા વિશ્નુ ને શિવ છે જ્યાંય, ગયો યોગબળથી હું ત્યાંય;
રી પ્રક્રમા ચરણે નમ્યો, ઘણો તેમના મનમાં ગમ્યો. ૧
આશિષ દઇને આજ્ઞા કરી, જા સુત અવની ઉપર ફરી;
ર જઈને કહીએ તે કામ, ગોરખ ધાર્યું તારૂં નામ. ૨
સૃષ્ટિરૂપી ખેતર જેહ, ભેળાશે રક્ષણ વિણ તેહ;
ાાન યોગ ને પુન્ય સમેત, રક્ષણ કરજે રહી સચેત. ૩

જીવોમાંથી એ ત્રય જાય, તો સૌ રાક્ષસ જેવા થાય,
પુન્યરહિત જો માનવ હોય, ઘોર કુકર્મ કરે જન સોય. ૪
મૂળ યોગનાં જ્યારે જાય, પાપ ટળવા નથી અન્ય ઉપાય;
મૂળ જ્ઞાનનું ન રહે કશ્યું, સરખા થાય મનુષ્ય ને પશુ. ૫

દોહા.

પાપી પ્રાણી ખાય છે, જમદુતોનો માર;
તે દુઃખથી રક્ષણ કરી, ઉતારે ભવપાર. ૧
જ્ઞાનરૂપ અગ્નિવડે, કર્મ ભસ્મ થઇ જાય;
અર્જુનને ગીતા વિષે, એમ કહે જદુરાય. ૨

ચોપાઇ.

આજ્ઞા દેવોની છે જેહ, મેં અંગીકૃત કીધો તેહ,
વળતી મેં કરજોડી કહ્યું, જગત્ સકળ માયામાં રહ્યું. ૧
તેનો સંગી જે જન થાય, નિશ્ચે માયામાં લપટાય;
મેં નજરે જોયા છે બહુ, લપટાયા માયામાં સહુ. ૨
કોઇમાં રહ્યો નહી વૈરાગ, કોઇનો ખરો રહ્યો નહી ત્યાગ;
લોકોના ગુરૂ જે જે થયા, તે માયાને પૂરે વહ્યા. ૩
કળીજુગના તો ગુરૂ જેટલા, માયાના કિંકર તેટલા;
ત્યાગી કેરો ધારે વેશ, ઉર વૈરાગ્ય રહે નહીં લેશ. ૪
તેના સરખો હું થઈ રહું, માટે જ્ઞાન કોઈને નહીં કહું;
દેવ કહે માયા છે જેહ, તુજને કોય ન પીડે તેહ. ૫
પ્રભુ આજ્ઞા વશ વરતે જેહ, નહીં પરાભવ પામે તેહ;
ધણી થવાને જે જન જાય, તે જન માયામાં લપટાય. ૬

જ્ઞાની માયા માને ફોક, ગણે સ્વપ્નવત્ સઘળા લોક;
મૃગજલ જેવું માને જેહ, તેમાં કોય ન બુડે તેહ. ૭
રજ્જુ સર્પથી ઝેર ન ચડે, સાચો જાણે તે ફડફડે;
જ્ઞાની સઘળે દેખે હરી, એથી તો માયા રહે પરી. ૮
રવિ ઉગે તો શેની રાત, એમ લહે જ્ઞાનીની જાત;
જે જન દેહને માને આપ, તેને નડે ત્રિવિધિ તાપ. ૯
દેહ તણો છૂટે અધ્યાસ, ત્યાં લગી કરવો યોગ અભ્યાસ;
ત્રણ ગુણનાં મૂળ તજાય, શુદ્ધ સત્વગુણ ઉપજી જાય. ૧૦
તેને માયા ન નડે રતી, સકળ લોકમાં જેની ગતી;
એવો તું ગોરખ છે આજ, માટે કરો જગતનાં કાજ. ૧૧
એવી આજ્ઞા દેવે કરી, હું આવ્યો અવનિપર ફરી;
પુરૂષોત્તમ કહે પૂછું અમે, જુના જોગેશ્વર છો તમે. ૧૨
માટે જુની વાતો જેહ, અમને કહી સંભળાવો તેહ;
આજ જગતની જે છે સ્થિતિ, તેથી આગળ કેવી હતી. ૧૩

## દોહા.

ગોરખ કહે વસ્તુ સહુ, છે પરિણામી એક;
જેવી હોય છે મૂલમાં, તેવી ન રહે તેહ. ૧

## છપ્પો.

વૃક્ષરૂપ બ્રહ્માંડ, વેદ પુરાણે કહે છે,
ચોરાશી લખ જીવ, જાતિયો તે પર રહે છે;
ચુશી તરૂરસ સાર, સર્વ જીવે છે પ્રાણી,
ખટ્ઋતુ જુદી થાય, વૃક્ષને લેજો જાણી;

એમ સકળ બ્રહ્માંડમાં, ફેર જુજવા થાય છે,
એક સ્થિતિ રહેતી નથી, એવો નિમ સદાય છે. ૧
કોય સમે સુખ હોય, કો સમે દુઃખના દહાડા,
કોય સમે હોય મૂઢ, કો સમે ગુણીયલ ગાઢા;
કોય સમે હોય રંક, કો સમે રાજ કરે છે,
સારા નરતા એમ, સર્વના દિવસ ફરે છે;
એક દિવસમાં સૂરજના, ત્રણ કાળ જયમ થાય છે,
એક સ્થિતિ રહેતી નથી, એવો નિમ સદાય છે. ૨

દોહા.

પ્રભુની આજ્ઞા પાળતાં, હું ભૂલ્યો છું જેમ;
તેવું ના હોય તમ થકી, કહેવા આવ્યો તેમ. ૧
તમ તનુ થયા વિના, તજે ન પંચે કલેશ;
માટે એવા જીવને, દેવો નહીં ઉપદેશ. ૨
તમ તનુ તેને કહે, હોય તિવ્ર વૈરાગ્ય;
તે અધિકારી જ્ઞાનનો; જેના છૂટે રાગ. ૩
રાગ હોય સંસારમાં, તેથી ના હોય ત્યાગ,
ત્યાગ વિના ટકતા નથી, જ્ઞાન યોગ ગુરુભાગ. ૪
મેં જાણ્યું ઘર સુખ તજી, ભેખ ધરે છે જેહ;
ખરા જ્ઞાન ને યોગના, છે અધિકારી તેહ. ૫
એવું જાણી તેમને, મેં કહી દીધો બોધ;
ધ્યાન ધરીને તેમનો, કરીને જોયો શોધ. ૬
જેમ બાલકના હાથમાં, હીરો આપે કોય;
ચુસે તો નિશ્ચે મરે, તજે તો હાનિ હોય. ૭
એમ ભૂલથી ભેખને, મેં કહી દીધો યોગ;

પંથ ચલાવી તેમણે, કર્યા ભાવતા ભોગ. ૮
નીચ ઉંચ ચાંડાળને, તે દે છે ઉપદેશ;
ધુતી ધન ભેગું કર્યું ત્યાગ રહ્યો નહીં લેશ. ૯
જુવતી જોઈ જતો રહ્યો મશાણીઓ વૈરાગ;
પામર પશુ જેવા થયા તે શું પાળે ત્યાગ. ૧૦
જે નહીં એકે વર્ણમાં, નહીં કોય આશ્રમમાંય;
શ્રુતિ સ્મૃતિના ધર્મમાં જે ના જાણે કાંય. ૧૧
તે લોકોના ગુરુ થઇ, બોળ્યો બાધો ધર્મ;
કલ્પી કલ્પી જુજવાં, કરવા લાગ્યા કર્મ. ૧૨
પરદારા પરધનતણું, હરવા ધરતા ધ્યાન;
પુજાવા પોતે ધરે, મહાપુરુષોનું માન. ૧૩
વેદમાર્ગના વિપ્રનું, કરતા રહે અપમાન;
જનોઇ જુઠી કોટમાં, લેવા લાગ્યા દાન. ૧૪
બોલાવે બાવા કહી, તે સહુ પુત્રી પ્રમાણ;
જાર કર્મ તેસુ કરે, એવા મૂઢ અજાણ. ૧૫
વેદ વિપ્ર વિશ્નુતણી, નિંદાના કરનાર;
અપાર અવગુણ એહમાં, કળીજુગના અવતાર. ૧૬

## ગીતિ છંદ.

ભેખ જોઇને ભગવાં, કહ્યું જ્ઞાન મેં ભૂલ કરી ભારી;
તેવું તમે ન કરશો, એજ વિનંતી ઉર ધરજ્યો મારી. ૧
હોય તીવ્ર વૈરાગી, બીજ જ્ઞાન ને યોગ તણાં વાવો;
રાગીને કહી દેશો, તો પછી થાયે પસ્તાવો આવો. ૨

## ચોપાઇ.

સમય સમયની વાતો જેહ, હવે તમને કહું છું તેહ;
બહુ આગળની તો નહીં કહું, કહીશ ખરી વિક્રમથી સહુ. ૧
ચાખી નામના ક્ષત્રી જેહ, ગયા ઘણા પરદેશે તેહ;
બ્રાહ્મણ કોય સાથે ના ગયા, તેથી ધર્મહીણ તે થયા. ૨
વિવાહ આદિ કર્મો જેહ, દોણ કરાવે વળતી તેહ;
સર્વ વર્ણસંકર થઇ કરી, પાખંડ ધર્મ ચલાવ્યો ફરી. ૩
વેદ મારગનો કરવા ભંગ, આર્ય દેશમાં મચ્યો ઢંગ;
વશિષ્ઠ મુનિએ કર્યો વિચાર, કરવો જોઇએ કાંય પ્રકાર. ૪
મુખ્ય બ્રાહ્મણે કરી પરમાણ, રાખ્યા એ સહુ ધર્મ અજાણ,
ગયું જ્ઞાન ને ન રહી દયા, તેથી એ પાખંડમાં ગયા. ૫
સમજાવ્યા નહીં સમજે એહ, માટે હણવા જોઈએ તેહ;
વેદધર્મ રક્ષણ કરનાર, કર્યો મુને વિધિયે નિરધાર. ૬

## દોહા.

પછી હોમના કુંડથી, ઉપજાવ્યો એક વીર;
તેજવંત સુરજ સમો, મહા શૂરો રણધીર. ૧
શી આજ્ઞા છે મુજને, એમ કર્યો ઉચ્ચાર;
વળતી મુનિએ તેહનું, નામ ધર્યું પરમાર. ૨
પર એટલે શત્રુ સહુ, વેદ ધર્મ હણનાર;
તે સર્વેને મારવા, પ્રકટ્યો તું પરમાર. ૩
વળતી તેના વંશજો, વાધ્યો છે વિસ્તાર;
તેમાં વિક્રમ નામનો. ભુપ થયો ઉદાર. ૪

ચોપાઇ.

ક્રમના ગુણ જાણી સાર, મારા મનમાં થયો વિચાર;
એ સિદ્ધિવંતો હોય, એને જીતી ન શકે કોય. ૧

ાટે યોગકળાઓ જેહ, જ્ઞાન સહિત મેં આપી તેહ;
ંધ્રવસેન વિક્રમનો તાત, કરી યવનોએ તેની ઘાત. ૨
ાજ યવંતિ કેરૂં જેહ, યવનો પડયા બથાવી તેહ;
ાક્રમ સિદ્ધ થયો જેટલે, યવનો ભય પામ્યા તેટલે. ૩

ાર વર્ષ સુધી તે રહ્યા, સોંપી રાજ્ય સ્વદેશે ગયા;
ાત ભર્તૃહરી વિક્રમતણો, તે હતો ગુણવંતો ઘણો. ૪
જ્યાસન બેસાર્યો તેહ, વિદ્યાવંત હતો બહુ એહ;
ન્યાપતિ તો વિક્રમ થયો, દેશ જીતવા પોતે ગયો. ૫

રતખંડના રાજા જેહ, જીત્યા સકળ વિક્રમે તેહ;
ઠી યવનના લેવા દેશ, ોમકપતન કર્યો પ્રવેશ. ૬
ર લાખ નૌકા સજ્જ કરી, ચાલ્યો દારૂ ગોળા ભરી;
મ તણો હતો સુલતાન, તેને જીતી મોડયું માન. ૭

ા દેશ તણું ધન જેહ, ઉજ્જેણીમાં આણ્યું તેહ;
ેમારથનાં જે જે કામ, તે ધન ખરચી કર્યાં તમામ. ૮
ણથી મુક્ત પ્રજા સહુ કરી, ઘણી વધારી વિદ્યા ખરી;
રદુઃખભંજન મળીયું બર્દ. મહાપરાક્રમી કહાવ્યો મર્દ. ૯

ક્રમ કેરો સંવત્ જેહ, જ્યોતિષમાંહી લખાયો તેહ;
ર્તૃહરિ તે યોગી થયો, રાજ્ય ચલાવી વિક્રમ રહ્યો. ૧૦

### દોહરા.

વિક્રમ કેરા રાજ્યમાં. મેં જોયું સૌ ઠામ;
પ્રજા માત્ર આનંદથી, કરતાં ઉત્તમ કામ. ૧
બ્રાહ્મણુ સઘળા વેદનો, કરતા બહુ અભ્યાસ;
હોમ અગ્નિમાં હોમતા ધુમ્ર જતો આકાશ. ૨
સ્વાહા કહી દેવો યજે, સ્વધા પિત્રીને થાય;
સ્વસ્તી કહીને વિપ્રને, સઘળાં દાન અપાય. ૩
પ્રીતે સઘળા પામતા, વર્ણાશ્રમના ધર્મ;
વિક્રમ કેરા રાજ્યમાં, કોય ન કરે કુકર્મ. ૪

### છપ્પો.

પતિવૃતાનો ધર્મ પત્નીઓ પ્રીતે પાળે,
ક્ષત્રી સકળ રણુધીર સત્યવૃત કોય ન ટાળે;
વૈશ્ય કરે વ્યાપાર તોલ ઓછું નવ તોલે,
દગો કરે નહીં સોય સત્ય સઘળા જન બોલે;
વળી ત્યાગી ઘર બાંધે નહીં, સંગ્રહ ન કરે દામનો,
સમય થયો વિક્રમ તણો જેવો સમય શ્રીરામનો.

### દેહા.

લક્ષ્મીને વળી સરસ્વતી, ઘેર ઘેર કરે વિલાસ;
વિક્રમ કેરા રાજમાં સઘળે સુખનો વાસ. ૧
સંસ્કૃતમાં બોલે સહુ, સંસ્કૃત લેખ લખાય;
નારી પુરુષ પંડિત સહુ, જીત્યાં કોય ન જાય. ૨

યોગકળા ને જ્ઞાનની, જુક્તિ સઘળી જેહ;
સારા સારા લોકને, મેં કહી હતી તેહ. ૩

## ચોપાઇ.

વળતી હું કૈલાસે ગયો, કરી સમાધિ સુખમાં રહ્યો,
વિક્રમ સંવત્ બારસેમાંય, તજી સમાધિ જોયું ત્યાંય. ૧
દૈવ તણી આજ્ઞા છે જેહ, મારે કરવું જોઈએ તેહ,
એવો મનમાં કરી વિચાર, આવ્યો હું હીમાલયપાર. ૨
જોયું ભરતખંડનો માંય, સમય ફરેલો દીઠો ત્યાંય;
ક્ષત્રી સઘળા ઉત્પન્ન થયા. દેશ મુકીને નાઠી ઢયા;
પરદારા પરધનને હરે. ધર્માચરણ કોય ના કરે. ૩
કામ ક્રોધ ને કેફે કરી, નીતિ ન્યાય ન સમજે જરી;
નીચ જાત્યની નારો જેહ, રાજાઓ સહુ રાખે તેહ. ૪
તેથી પ્રજા ઉપજે જેહ, કરે અધર્મ અતિશય એહ;
એક એકને લુંટી જાય, કોય કોયને ન કરે સહાય. ૫
બ્રાહ્મણ કરે પરસ્પર દ્વેષ, કોડી માટે કરે બહુ કલેશ;
એક એકને નિંદે સોય, નીતિ ધર્મ ન જાણે કોય. ૬
વૈશ્ય કરે કપટે વ્યાપાર, શુદ્રો પાળે શૌચાચાર;
નારી કરે નીચનો સંગ, સઘળે થયો ધર્મનો ભંગ. ૭
ગોરખ કહે હું વિસ્મય થયો, વિક્રમ સમય અરે કયાં ગયો;
પછી યવનોની આવી ધાડય, સઘળે ઉગ્યાં દુઃખનાં ઝાડ. ૮

## દોહા.

લાગ્યા યવનો લુંટવા, ભરતખંડની માંય:
ક્ષત્રી સહુ યુદ્ધે ખપ્યા, જોર રહ્યું નહીં કાંય ૧

ખંડયા દેવળ દેવનાં લીધી સહુની લાજ;
ધર્મહીન ભૂપાળનાં, લીધાં સઘળાં રાજ. ૨
વરણુમાત્રમાં તેમણે, કોધો ઘણો વટાળ,
ઉત્તમકુળની નારીઓ ભોગવતા ચાંડાળ. ૩
મ્લેચ્છ જાતિના મન વિષે, નહીં દયા નહીં મેહેર;
ઘાત કરી ગૌ વિપ્રની, કરવા લાગ્યા કેર. ૪
ધરા સર્વ ધ્રુજી ગઈ, વરસે નહીં વર્ષાદ;
અધમ મ્લેચ્છના રાજમાં, થાય ઘણા ઉત્પાત. ૫
ધર્મ દ્વેષી ચાંડાળનો, સઘળે વરત્યો ત્રાસ;
વેદાદિક સહુ ગ્રંથનો, નીચે કીધો નાશ. ૬
પ્રજા લોકની પુત્રીઓ. પરણાવે જન જેહ;
પહેલાં મ્લેચ્છો ભોગવે, વળતી છોડે તેહ. ૭
જુલમ અતિશય જોઇને, મુજને ઉપજ્યો ક્રોધ;
પ્રલય કરું મ્લેચ્છો તણો, તો બગડે મારો બોધ. ૮
ક્રોધ ન કરવો યોગીએ, ક્રોધે હિંસા થાય;
હિંસા કરતાં યોગનો, મહિમા સઘળો જાય. ૯
વળી આજ્ઞા ઈશ્વર તણી, મુજને હતી એમ;
બીજ રાખવું યોગનું, વળી જ્ઞાનનું તેમ. ૧૦
ઇશ્વરની ઈચ્છા હશે, થશે તેમ થાનાર;
એમ વિચાર હું ગયો, હીમગીરી તે વાર. ૧૧
ત્યાં જઇને વળતી થયો, યોગ વિષે આરૂઢ;
એટલે આખા જગતમાં, પાપ વધી ગયું પ્રૌઢ. ૧૨

છપ્પો

સંવત પંદરમાંય વળી હું આવ્યો જ્યારે,
વેદમાર્ગથી ભ્રષ્ટ લોક મેં દીઠા ત્યારે;

વિપ્રોએ તજી વેદ કીતાબો ભણવા લાગ્યા,
ત્યાગી લોકે તર્ત ધર્મ પોતાના ત્યાગ્યા,
વળી સંન્યાસી શુદ્રો થયા શસ્ત્ર અસ્ત્ર બાંધી ફરે,
જોડી ઝુંડ જમાત્યનાં પછી ધન કેરો સંગ્રહ કરે. ૬

દોહા.

પાવક પૈસો પ્રેમદા, હાથ ન ગ્રહતા જેહ;
મઠ મંદિર બાંધી કરી, ગ્રહવા લાગ્યા તેહ. ૧
સંસારી નિર્ધન થયા, તજ્યો સનાતન ધર્મ;
પોત પોતાને ફાવતાં. કરવા લાગ્યા કર્મ. ૨
બ્રાહ્મણ લાગ્યા ભીખવા, ભરવા પાપી પેટ;
કરવા લાગ્યા કાસદાં, વળી શુદ્રોની વેઠ. ૩
ભીખ મળે નહીં શુદ્રને, તે થઇ બેઠા ભક્ત;
લેવા લાગ્યા લોકનું, અતિ લોભે આશક્ત. ૪
ગોસઇ વેરાગી તણી, જ્યાં ત્યાં ફરે જમાત્ય;
એક એકના દ્વેષથી, કરવા લાગ્યા ઘાત. ૫
કોઇ ભેખ શિવને ભજે, કોઇ વૈશ્નવ કહેવાય;
ભેદ ન જાણે વેદનો મૂઢ વઢી મરી જાય. ૬
મલીન મંત્ર સાધે ઘણા, દેવી ભૈરવ ભૂત;
સંસારીને છેતરે, એવા થઇ અબધૂત. ૭
ધન દારાની ધંખના, નહીં યોગ નહીં જ્ઞાન;
મિથ્યા દંભ કરી ધરે, મહાપુરુષોનું માન. ૮
કોય પંથ કાઢે નવા, બોલે વેદ વિરૂદ્ધ;
એક એકને નિંદતા, ઝઘડે મચવે જુદ્ધ. ૯
એવામાં વળી કોયને, અમે કહેલો જોગ;

તે ઢોંગે ધન મેળવી, કરવા લાગ્યા ભોગ. ૧૦
ત્યાગી થઇ શ્રીમંતના, સરખાં બાંધે ધામ;
અજ્ઞાની અંજાયલા અરપે દારા દામ. ૧૧
ત્યાગીને ધન આપતાં, ઘણું કહ્યું છે પાપ;
તે દાતા નરકે પડે, પામે બહુ સંતાપ. ૧૨
આજ લગી એવું ઘણું, ચાલે છે પાખંડ;
પરધર્મિ રાજા થયા, કરી શકે કોણ દંડ. ૧૩
પુરુષોત્તમ કહે પ્રીતથી, ધન્ય ધન્ય ગોરખનાથ;
ધર્મ સનાતન સિદ્ધનો, રહ્યો તમારે હાથ. ૧૪
મહિમા મોટો તમતણો, લખ્યો પુરાણોમાંય;
તેમ મછેંદ્રીનાથનો, વ્યાસે લખીયો ત્યાંય. ૧૫
વળી લખ્યો છે શંકરે, જે શિવનો અવતાર;
તે પણ મહિમા તમતણો, કહે છે ઘણો ઉપકાર. ૧૬
ત્રિકાળદર્શી છો તમે, જુના જોગીરાય;
ભોગી બ્રહ્માનંદના, સાચા સિદ્ધ સદાય. ૧૭
એક વાત મેં સાભળી, તે મુજને સંદેહ;
સાચી કે જુઠી હશે કહી સંભળાવું તેહ. ૧૮
કબીરા કેરા ગ્રંથમાં, લખી ગયા છે એહ;
કબીરે ગોરખ જીતીઆ, લોક લવે છે તેહ. ૧૯

ચોપાઇ.

ગોરખ કહે સુણીએ મુનિરાય, તે ગોરખ બીજા કહેવાય;
નેપાળી છે ગોસાંઇ જેહ, ગોરખ નામ ધરે છે તેહ. ૧
તે સિદ્ધનાં સાધન કરી, કબીરની કરતો મશ્કરી;

કહેતો સિદ્ધ વિનાનું જ્ઞાન, તે કોયને ન ધરવું કાન. ૨
કર્યો કબીરની સાથે વાદ, વળતી એનો ઉતર્યો નાદ;
સિદ્ધિનાં સાધન છે જેહ, તમે સર્વ જાણો છો તેહ. ૩
મહદાદિક છે તત્ત્વો સહુ; સાધે સિદ્ધિ આપે બહુ:
માયામાં મોહ્યા જે જન, તે નર તેનું કરે જતન. ૪
જ્ઞાની માયા મિથ્યા ગણે, તે સિદ્ધિ સાચી કેમ ભણે;
જડ અભિમાની હોયે જ્યાંય, તેનું મન રહે સિદ્ધિમાંય. ૫
તીવ્ર વેગથી જે હઠ કરે, સિદ્ધિરૂપ થઇ માયા ફરે;
અગ્નિ થકી દુધ ઉભરાય, એમ તત્ત્વોની સિદ્ધિ થાય. ૬
મોક્ષમાર્ગમાં પાડે ભંગ, જ્ઞાની તેનો ન કરે સંગ,
જ્યાં સુધી સાધે આકાર, એ સહુ માયા તણા વિકાર. ૭
માયા ભજે બ્રહ્મના બળે, જીવપણું તેનું ના ટળે;
અસંભાવના રજ્જુની થાય, તેને વિપરીત સર્પ જણાય. ૮
એમ બ્રહ્મને ભુલે જેહ, માયા સાચી દેખે તેહ;
પણ એ સઘળું ફોકે ફોક, સ્વપ્ન તુલ્ય છે સઘળા લોક. ૯
માયીક જીવ માયાને ભજે, જ્ઞાની તો જડ જાણી તજે;
હઠથી કષ્ટ કરે છે જીવ, માયારૂપ થઇ ભાસે શિવ. ૧૦
માગ્ય માગ્ય એમ મુખથી કરે, આપે ભોગ માયાના સરે;
પણ એ સઘળો સ્વપ્નપ્રપંચ, એમાં સત્ય મળે નહીં રંચ. ૧૧
કબીર જ્ઞાની ગુણ ભંડાર; સિદ્ધિ જાણે સકળ વિકાર.
તે આગળ એ ગોરખ જતી, તેની તે શી પોંચે મતી. ૧૨
મુસલમાન ને હીંદુ જેહ, કર્યા કબીરે સાધુ તેહ;
તે કબીર થઈ પોતે ફર્યા, ધર્મહીન લોકોને કર્યા. ૧૩

જોડી જુઠી ગપ્પો બહુ, ભ્રષ્ટ કર્યા ભરમાવી સહુ;
મ્લેચ્છ થયેલા સાધુ જેહ; હીંદુ ધર્મના શત્રુ તેહ. ૧૪
તેણે નિંદા કીધી ઘણી, વેદ વિપ્રને વિશ્નુ તણી;
એવા કબીર થયા છે બાર, તેણે બોધ્યા ઢેઠ ચમાર. ૧૫
સુતા સુંદરી સેવક તણી, તે સાધુને સેવે ઘણી;
રમે સંત તે સાથે જાર, એમાં માને મોક્ષ ગમાર. ૧૬
બીજા પંથ કાંચલીઆ જેહ, કીરતન ગાય કબીરનાં તેહ;
વેદ શાસ્ત્રમાં કહ્યાં કુકર્મ, તેને ગણે કબીરીઆ ધર્મ. ૧૭
વેદ ધર્મરૂપી જે હદ, તે ત્રોડી બોલે બેહદ;
જ્ઞાનસરૂપ સરોવર જેહ, પાળી ત્રુટે ન રહે તેહ. ૧૮
એમ કબીરીઆ કેરૂં જ્ઞાન બારે વાટે ગયું નિદાન;
ધર્મહિન સુધરે નહીં કશે, પશુ સમાન થયા ને થશે. ૧૯

દોહરો.

એ રીતે કહી ગોરખે, વિવેકની જે વાત,
વળતી મેં પૂજા કરી, સ્નેહ ધરી સાક્ષાત. ૧
ગોરખજી મુજને કહે, છો સાચા મુનિરાય.
મહિમા મોટો તમ તણો, સુણતાં પાતક જાય. ૨
શિવજીના અવતારથી, તમને મળીયું જ્ઞાન;
તેમાં કાંય કાચું નથી, છો શુકદેવ સમાન. ૩
આ કળીયુગ આવ્યો હવે, મહામલિન મલમૂળ,
વરણમાત્ર સહુ વર્તશે, વેદ ધર્મ પ્રતિકૂલ. ૪
અવળાં થાશે પાપથી, જીવનાં અંતઃકર્ણ,
તેથી કરશે લોકમાં, મન કલ્પિત આચરણ. ૫
સમજી કોય શકશે નહીં, ગૂઢ જ્ઞાનનો અર્થ;
અધર્મ કોય તજશે નહીં, ધર્મ માનશે વ્યર્થ. ૬

હીન જાતીના ગુરૂ થઇ, કથશે બ્રહ્મજ્ઞાન;
મહાવાકયના લક્ષનું, કોયને નહી હોય ભાંન. ૭
પંચકોશમાં એકને, કહેશે આત્મા એહ;
તેથી પાતક નહીં બળે, વિધ વિધ ધરશે દેહ. ૮

છપ્પો.

કોય પ્રાણયમ કોષ આત્મા માની લે છે,
ગુરુપદ ધારી આપ બોધ બીજાને દે છે;
કોયે વિજ્ઞાનમય કોશ માન્યો આત્મા સાચો,
કહે છે ગુરુ થઇ આપ બોધ બીજાનો કાચો;
વળી કોય આનંદમય કોશને કહે છે આત્માસાર છે,
એવા જ્ઞાની કળી તણા કોણ મોક્ષ મળનાર છે. ૧
તત્પદનું વાચ્યાર્થ ઈશ છે અંતરજામી,
તેને માની બ્રહ્મ ગણે છે સાચો સ્વામી;
શક્તિ સૂર્ય ગણેશ વિશ્નુ મહાદેવ ઉપાસે,
સીંચે શાખા સર્વ મૂળ ના કોય તપાસે,
વિમુખ રહે વેદાંતથી તે લક્ષ્યભાગ કયાંથી લહે,
વાચ્ય ભાગ ભજવા થકી માયામાંહી મલ્યા રહે. ૨

ચોપાઇ.

સાચો લક્ષ ભાગ છે જેહ, સુપાત્ર જોઇને કહેજ્યો તેહ;
ઉત્તમ જાતી બ્રાહ્મણ હોય, ધર્મશીલ શ્રદ્ધાળુ સોય. ૧
તેને કહેજ્યો સાચો લક્ષ, જે સમજી લે બ્રહ્મ પ્રત્યક્ષ;
સૂક્ષ્માત્રનાં જે છે બીજ, ઉપર છોડાં વચ્ચે મીજ. ૨
મીજ મધ્ય અંકુર છે જેમ, લક્ષ્ય ભાગ છે સઘળે તેમ,
નામ રૂપનો કરવો ત્યાગ, શેષ રહે તે લક્ષ્ય વિભાગ. ૩

ગર્ગમુનીએ દત્તનો, કહ્યો ઘણો મહીમાય;
ભક્તિ ઉપજી ભૂપને, મનસા વાચા કાય. ૨
સહસ્ત્રાર્જુન વળતો ગયો, દત્ત દેવ છે જયાંય;
સેવા શુદ્ધ ચિત્તે જઇ, કીધી વળતી ત્યાંય. ૪
ભક્તિ જોઈ ભુપાળની, રીઝયા શ્રી ભગવાન;
સહસ્ત્રાર્જુનને આપીયાં, વળતી શુભ વરદાન. ૫
બળ હજાર બાહુ તણું, આપ્યું એણીવાર;
ત્રણ લોકમાં જય કરે એવો થયો ઉદાર. ૬
દત્તે અલર્કને કહી, યોગ તણી જે રીત;
પુત્ર પિતા પ્રત્યે કહે આણી પુરણ પ્રીત. ૭

## ચોપાઇ ત્રિતાલ.

નગર અયોધ્યા કૌશલ દેશ, અલર્ક નામે થયો નરેશ;
મ્હાલશા છે તેની માત, તેણે બોધ કર્યો સાક્ષાત. ૧
આપી હતી મુદ્રિકા એક, લખ્યો હતો તેમાં વિવેક;
કષ્ટ સમયે સહુ કરવું ત્યાગ, ભજવો બ્રહ્મ ધરી અનુરાગ. ૨
પરચક્રે પીડાયો બહુ, કોશ થઇ ગયા ખાલી સહુ;
વાંચી મન ઉપજયો વૈરાગ્ય, તરત સર્વેનો કીધો ત્યાગ. ૩
આવ્યો દેવદત્તની પાસ, કરવા લાગ્યો દુઃખ પ્રકાશ;
દત્ત કહે કોને દુઃખ થાય, કરી વિચાર કહો મુને રાય. ૪
જોયું અલર્કે મનમાં મથી, દુઃખ કે સુખ આત્માને નથી;
આકાશાદિ તત્વો જેહ, દુઃખ સુખથી યુક્ત નહી તેહ. ૫
અહં મમેતી દુઃખનું મૂળ, તેથી ઉપજે સઘળાં શૂળ;
માટે દુઃખ નથી કાંઇ, મેં શોધી જોયું મનમાંઈ. ૬

વળતી કહે દત્ત ભગવાન, તારા ઘટમાં ઉપજ્યું જ્ઞાન;
આત્મા પરમાત્મામાં મળે, અહં મમતાની ગ્રંથી ટળે. ૭
કરે યોગનો જો અભ્યાસ, વિષય વાસના પામે નાશ;
યોગ તણાં છે આઠે અંગ, તે સાંભળજો ધરી ઉમંગ. ૮
પ્રથમ પાળે યમ ને નેમ, તેથી યોગ હોય છે ક્ષેમ;
પ્રથમ અહિંસા યમ કહેવાય, કોઇ જીવની હિંસા ન થાય. ૯
બીજું સત્ય નામ છે જેહ, અસત્ય ભાષણ ન કરે તેહ;
આસ્તેય છે ત્રીજું સહી, કોઇનું ચોરી લેવું નહી. ૧૦
બ્રહ્મચર્ય ચોથું કહેવાય, સ્વપ્ને પણ બિંદુ ન જાય;
અપરિગ્રહ છે પાંચમું જેહ, દેહાદીક ઉપર નહી સ્નેહ. ૧૧
હવે પાંચ નેમ છે સાર, પાળે તે યોગી નીરધાર;
યમ સાધન વીણ યોગી હોય, યોગ સિદ્ધિ ન પામે કોય. ૧૨

દોહા.

શૌચ સંતોષ સ્વાધ્યાય તપ, વળી ઈશ્વર પ્રણિધાન,
પાંચ નેમ એ પાળવા, રાખી બુદ્ધિ સમાન. ૧
બાહ્ય જળ મૃત્તિકા વડે, પવિત્ર રાખે દેહ;
રાગ દ્વેશ મનથી તજે, શૌચ કહાવે તેહ. ૨
લાભ થકી હરખે નહી, હાનીથી નહી શોક;
સુખ દુઃખમાં સમતા રહે, તે કહીએ સંતોષ. ૩
અર્થ વિચારે વેદનો ઉપનિષદ્ અધ્યાય;
સુક્ષમ વેદ ભુલે નહી, તે કહીએ સ્વાધ્યાય. ૪
દેહ દમન કરવા થકી, ઇન્દ્રિનિગ્રહ થાય;
મન મારી મેંદો કરે, તેને તપ કહેવાય. ૫

ઇશ્વરને અર્પ્યાં વિના, કરે નહી જળપાન;
સર્વે સમર્પિ જે ગ્રહે, તે ઇશ્વર પ્રણિધાન, ૬
એવા યમ ને નિયમથી, યોગ સિદ્ધ થઇ જાય;
મહા વૃત્તધારી જે રહે, તે યોગી કહેવાય. ૭

## છપ્પો.

પાળે નહી યમ ને નેમ, ભેખ ધરે પાખંડી,
પાળે નહી યમ ને નેમ, દંડી તે વિતંડી,
પાળે નહી યમ ને નેમ, સ્વાદતે ઇચ્છે સારા,
પાળે નહી યમ ને નેમ, ભજે જે જન પરદારા.
યમ નેમ નથી જે પાળતા, તે સાધક સિદ્ધ થતા નથી;
દત્ત કહે અલર્ક સુણો, સત્ય વાત કહું છું કથી. ૧

## ચોપાઇ.

ચોરાશી આસન છે રાય, સાર ભૂત તે બે કહેવાય;
સિદ્ધાસન પદ્માસન જેહ, શ્રેષ્ટ સકળથી જાણો તેહ. ૧
વામ ચરણની પાની જેહ, જમણા ઉપર ધરવી તેહ;
જમણા પગની પાની સાર, ધરવી વામ ઉર મોઝાર. ૨
પુંઠળ હાથ ફેરવી કરી, બે અંગુઠા ગ્રહવા ફરી;
ચીબુક છાતીએ સ્પર્શ કરે, દૃષ્ટિ તે ભ્રકુટીમાં ધરે. ૩
પદ્માસન છે એનુ નામ, તેથી નાશે રોગ તમામ;
ડાબાપગની એડી જેહ, યોની સ્થાનક ધરવી તેહ. ૪
મેઢ્ર ઉપર જમણો પગ ધરે, દૃષ્ટિ નાસાગ્રે ધરે;
સ્થંભાકર શરીરથી હોય, પ્રણય હૃદયમાં ધારે સોય. ૫

સિદ્ધાસન એને કહેવાય, મોક્ષકપાટ ઉઘાડે રાય;
ગુદાસ્થાને પંકજ સાર, કહીએ તે પાંખડી ચાર. ૬
મૂળ કમળ છે એનુ નામ, મૂળ નાડીનુ છે તે ઠામ;
મૂળ કમળની ઉપર જેહ, સ્વાધિષ્ટાન કમળ છે એહ. ૭
શ્વાસા તણું મુળ તે ઠામ, સ્વાધિષ્ઠાન તે થકી નામ;
તે પંકજની છે ખટ આર, નાડી ત્યાં બહોતેર હજાર. ૮
વાયુ વાહિનિ દશ તે માંય, પ્રાણ પ્રવેશ કરે છે ત્યાંય;
તંતુ મણીમાં પ્રોવે જેમ, નાભી મધ્યે પ્રોવાયો તેમ. ૯
માટે નાભિ કમળ છે જેહ, મણીપુર નામ ધર્યું છે તેહ;
નાભીથી ઉંચો વહે પ્રાણ, નીચો વહે અપાન પ્રમાણ. ૧૦
એક એકને ખેંચે રાય, ઉંચા વહેને નીચે જાય;
શ્વાસોશ્વાસને મધ્યે જીવ, ધક્કા ખાતો રહે સદૈવ. ૧૧
શ્વાસ પ્રવેશે થાય સકાર, નીસરતાં તે થાય હકાર;
હંસ હંસ મંત્ર છે જેહ, જપે જીવ નિશદિન તેહ. ૧૨
ખટસેં ને એકવી હજાર, જાપ જીવના એ નીરધાર;
ઈંડા નાડી તે ડાબી વહે, દક્ષીણ ભાગે પીંગળા રહે. ૧૩
મધ્યે વહે સુષુમ્ણા નામ, ચંદ્ર સુરજ પાવક તે ઠામ;
અજપા ગાયત્રી છે સાર, યોગીને મુક્તિ દાતાર. ૧૪
પંચ ભુતના પ્રાણીની માંય, પંચ ઘટીકા વહે છે ત્યાંય;
પંચ દેવનો તેમાં વાસ, સર્વ મળી થયો શ્વાસોશ્વાસ. ૧૫
શ્વાસોશ્વાસની મધ્યે જીવ, ઉચો નીચો જાય સદૈવ;
જ્યારે પ્રાણાયામ સધાય, ત્યારે જીવની સ્થિરતા થાય. ૧૬

દોહરો.

વાયુની સ્થિરતા થકી, ચિત્તની સ્થિરતા હોય;
જો ચિત્તની સ્થિરતા કરે, જીવ શિવમય સોય. ૧
એ સમાન વિદ્યા નહી. એ સમાન નહી ધર્મ;
એ સમાન સાધન નહી, એ દાયક પદ પર્મ. ૨
પ્રણવ ઉપાસન પરહરી, અન્ય ઉપાસે કોય;
કાચે ઘડે સમુદ્ર જળ, તરવાઇ છે સોય. ૩
હૃદય કમળ દળ બારનું; શોડષ કંઠે હોય;
ભ્રૂકૂટી દ્વેદલ જાણીએ, શીષ સહસ્ર દલ સોય. ૪

ચોપાઇ.

પ્રાણાયામ તણી જે રીત, તે સાંભળજો આણી પ્રીત્ય;
પૂરક કુંભક રેચક જેહ, પ્રાણાયામ કહાવે તેહ. ૧
બ્રહ્મચર્યને મિતાહાર, ત્યાગી યોગ પરાયણ સાર;
એક વર્ષમાં સિદ્ધિ હોય, એમાં સંશય ન કરો સોય. ૨
ઇંડા નાડીએ પુરે શ્વાસ, રેચક કરે પિંગલા પાસ;
કુંભ વિષે જળ પુરે જેમ, કુંભક શ્વાસ જાણવો તેમ. ૩
એમ પ્રાણને સાધે જેહ, તેનો હોય અજરામર દેહ;
જુગતે જુગતે સાધે પ્રાણ, થાય સિદ્ધ પરમ સુજાણ. ૪
જુગતી વિના સાધન આચરે, તે યોગી થઈ નિશ્ચે મરે;
સિંહ ગજ વાઘ આદી જેહ, શનૈ શનૈ વશ થાયે તેહ. ૫
એમ કરે જુગતે અભ્યાસ, જોગી જન જીતે શ્વાસ,
બ્રહ્મા વિષ્ણુને શિવ જેહ, પ્રાણાયામ પરાયણ તેહ. ૬
કડવું ખાટું ખારૂં કહી, યોગી જને ખાવું નહી;
ધાતુ પોષણકારક જેહ, જમવું યોગી જનને તેહ. ૭

ઓઘ પાપના જો હોય બહુ, પ્રાણાયામે બાળે સહુ;
હવે કહું છું પ્રત્યાહાર, જેથી મનના મટે વિકાર. ૮
કૂર્મ અંગ સંકોચે જેમ, પ્રત્યાહાર જાણવો તેમ;
બાહ્ય ઇંદ્રીના વિષયો જેહ, આત્મામાં યોજે તેહ. ૯
લાગી રહે મન લક્ષાકાર, તેને કહીએ પ્રત્યાહાર;
તત્વ તણી ધારણા ધરે, તે યોગી મન વશ કરે. ૧૦
જ્યારે મનની સ્થિરતા થાય, ત્યારે ધ્યાન પ્રભુમાં જાય;
ધ્યાન વડે મન નિશ્ચળ કરે, તેથી થઈ સમાધી કામ સરે. ૧૧
જેવું પાણીમાં પાણી મળે, જેમ પયમાં પય મળી જાય;
જીવ મળે જગદીશમાં, શુદ્ધ સમાધિ થાય. ૧૨
એમ યોગ અષ્ટાંગના, સાધન સુણો કરનાર;
જીવ શિવ થઇ જાય છે, ભિન્ન ન રહે લગાર. ૧૩

ચોપાઈ.

આઠે અંગ યોગના જેહ, કહ્યા દત્તે અલર્કને તેહ;
સુણી વચન સુખીઓ થયો, પછી ઘેર પોતાને ગયો; ૧
પુત્રે કહી પિતાને વાત, તેથી રીઝયો મનમાં તાત;
ત્યાગ કરી સઘળો સંસાર, યોગી થઇ પામ્યા ભવપાર. ૨

દોહા.

પક્ષી કહે જૈમુનિ સુણો, કરમ કરે છે જેહ;
વારંવાર સંસારમાં, ધારે બહુધા દેહ. ૩
જ્ઞાન ઉપજે બ્રહ્મનું, કર્મ ભસ્મ થઇ જાય;
જીવભાવ સઘળો ટળે, જીવ બ્રહ્મ થઇ જાય. ૪

## ચોપાઇ ત્રિતાલ.

જડ આખ્યાન સાંભળે જેહ, પાપ રહીત હોય તેનો દેહ;
અહંકારની ગ્રંથી ગળે, શોક મોહ સંતાપ ટળે. ૧

માર્કંડેય પુરાણે વાત, અલ્પ મતિએ કહ્યું સાક્ષાત;
એનો જે જન કરે વિચાર, તે પામે ભવપાર. ૨

ઓગણી અઠાવીસ સાર, જેષ્ઠ કૃષ્ણ સાતમ ગુરૂવાર;
અંતરજામી ઇશ્વર જેહ, રચ્યો ગ્રંથ પરમાર્થ તેહ. ૩
નિમિત્ત માત્ર છે છોટમ નામ, કર્તા અંતરજામી રામ. ૪

इति जडमुनि आख्यान

संपूर्ण.



# શ્રી ચંદ્રચરિત્ર આખ્યાન.



દોહા.

પુરૂષોત્તમ પરમાત્મા, અકળ અક્ષરાતીત;
સત્ ચિત્ આનંદરૂપ છે, એક સદા અદ્વૈત. ૧
તે પ્રભુને પ્રીતે કરી પ્રથમ લાગુ પાય;
જેની કૃપા કટાક્ષથી, મનવાંછીત ફળ થાય. ૨
નગર એક ચંદ્રાવતી, ચંદ્રસેન રાજન;
પટરાણી પદ્માવતી, શીલનીધી એક તન. ૩
સકળકળાએ શોભીતો બુદ્ધિવંતો બાળ;
જોઈ જોઇ આનંદ પામતો છાત્રધરી ભૂપાળ. ૪

ચોપાઇ ત્રિતાલ.

થયો આઠ વરસનો કુમાર, પછી રાજાએ કીધો વિચાર;
દીધું ઉપવીત આણી ઉમંગ, પછી સોંપ્યો ગુરૂની સંગ. ૧
એને વીદ્યા ભણાવો સહુ, તેથી બુદ્ધિ સુધરશે બહુ;
હોય મુર્ખ કુંવર જ્યારે, તેથી રાજ નભે નહીં ત્યારે. ૨
હોય વિદ્યા વગરનો જેહ, થાય પશુ બરાબર તેહ;
તેને જ્યાં દોરે ત્યાં જાય, એમ અંધ બધે અથડાય. ૩
પર આધીન રહે પશુ જેમ, નર વિદ્યા વીનાનો તેમ;
ન્યાય અન્યાય કાંય ન લહે, જડ બુદ્ધિ તેને કહે. ૪
વેદ શાસ્ત્ર તણો જે સાર, નવ ભણે તે જીવ ગમાર;
જીવ ઇશ્વર ધર્મ અધર્મ, તેનો મુઢ ન જાણે મર્મ, ૫

કોય મુર્ખ કુળમાં જેહ, બોળે નામ બાપનું તેહ;
કોય મુર્ખ જ્યારે રાય, તેની પ્રજા ઘણી પીડાય. ૬
ગુણવંત તણા ગુણ જેહ, તેને પરખી શકે નહીં તેહ;
હુતો વરરૂચી પંડીત જ્યાંય, સોંપ્યો પુત્ર તેના કરમાયઃ ૭
કહે પંડીત પ્રત્યે ભૂપાળ, સોંપ્યો તમને અમારો બાળ;
એને વિદ્યા ભણાવો સહુ, ગુણ માનીશું તેથી બહુ. ૮
સુણી ભૂપતી કેરાં વચન, માન્યું પંડીત કેરે મન;
રાખ્યો કુંવર પોતાને ધામ, તેને ગ્રંથ ભણાયા તમામ ૯
ચાર વેદને વેદનાં અંગ, ભણ્યાં કુંવરે આણી ઉમંગ;
ધર્મશાસ્ત્ર પુરાણને ન્યાય, ઘણાં વૈદક કેરા ઉપાય. ૧૦
ચૌદ વિદ્યાને ઉપવેદ ચાર, પામ્યો વિધ વિધ ગ્રંથોનોપાર. ૧૧

દોહા.

ગાન તાન વાજીંત્રની, શીખ્યો વિદ્યા સાર;
અસ્ત્ર શસ્ત્ર આયુધના, શીખ્યો સકળ પ્રકાર. ૧
માનવ દેહને સાધવા, જે પુરૂષાર્થ ચાર;
તેના ગ્રંથ ભણી કરી, થયો ઘણો હુંશીયાર; ૨
ધર્મ અર્થ ને કામના, મોક્ષ તણા જે ગ્રંથ
ચારે પુરૂષાર્થ થકી, મળે મોક્ષનો પંથ ૩
ધર્મ ધર્મ સહુકો કહે, ધર્મ ન જાણે કોય;
પ્રભુની આજ્ઞા પાળવી, ધર્મ કહાવે સોય. ૪
સત્ય વડે જે ધન રળે, હુન્નર કરી હજાર;
પુણ્ય માર્ગે વાપરે, અર્થ એજ નીરધાર. ૫
પોતાની પત્ની થકી, પ્રજા ઉપજાવે જેહ;
પરદારાને ના ભજે, કામ કહાવે તેહ, ૬

પાપ તણું બંધન થકી, જે જન છુટો થાય;
ભક્તિ કરે કરતારની, મોક્ષ તેજ કહેવાય. ૭
એ પુરૂષાર્થ ચારથી ભ્રષ્ટ થાય છે જેહ;
પશુ બરાબર માનવી નિશ્ચે જાણો તેહ. ૮
ધર્મ અર્થ ને કામનો, પ્રથમ કરી ઉપભોગ;
પરમેશ્વરને પામવાં, વળતી કરવો જોગ. ૯
એવી આજ્ઞા વેદની, શાસ્ત્ર તણો મર્મ એહ;
પુરૂષાર્થ સાધન કરે, પંડીત પુરો તેહ. ૧૦
પુરૂષાર્થ સાધ્યા વીના, ભેખ ધરીને જાય;
સેવે કંચન કામિની, તે નર નરકે જાય. ૧૧
એવી વિદ્યા ગુરૂ થકી, પામ્યો રાજકુમાર;
ગુરૂને આપી દક્ષીણા, ગયો પોતાને ઠાર. ૧૨
કરી પરિક્ષા પુત્રની, રાય થયો રળીયાત;
પાસે બેસાડયો પ્રીતથી, પુછી સઘળી વાત. ૧૩
એક દિવસ એ કુંવરે, મનમાં કર્યો વિચાર;
દેશાટન કીધા વીના, અફળ જાય અવતાર. ૧૪
દેશ વિદેશ ફરે નહિં, જે માનવની જાત;
તે કુવાનો દેડકો, ન લહે બીજી વાત, ૧૫
ભાષા સઘળા દેશની, જુદી જુદી જેહ;
દેશાટન કીધા વીના, માનવ ન લહે તેહ. ૧૬
પેહરવેશ વળી જુજવા, જુદી જુદી રીત;
રાજ કાજને ધર્મનો, જુદી સઘળી નીત. ૧૭
પર્વત સાગર ને નદી, પશુ પક્ષીને વૃક્ષ;
જુદાં દેશે દેશમાં, જોતો હોયે દક્ષ. ૧૮

દેશાટણ કીધા વીના, ઠગથી તેહ ઠગાય;
સેખ ધરી બહુ ભાત્યના, ધુતારા ધુતી ખાય. ૧૯
ગપો ઝાઝી ગોઠવે, ગોસાંઇ સાધુ લોક;
નજરે જઇ જોયા વીના, માને મુર્ખ કોક. ૨૦
ગ્રંથ અનેક જુવે નહિ, વળી જુવે નહિં દેશ;
તેની બુદ્ધિ બાપડી, પંગુ રહે હંમેશ. ૨૧
આવો બોલ્યા તે ખરૂ, ખોટું કેમ કહેવાય;
વચન તણા વિશ્વાસથી, ભોળાને ઠગી જાય. ૨૨
કાળોને ધોળો વળી, રાતો પીળો જેહ,
સાગર છે ભૂગોળમાં, જઇને જોવો તેહ. ૨૩
એમ વિચાર કરી ઘણા, કહી તાતને વાત;
દેશાટણ કીધા વિના, નર પશું સમ સાક્ષાત્. ૨૪
આજ્ઞા આપો મુજને, તો જઈ જોઉં તમામ;
તીર્થ સકળમાં ફરી, કરીશ ઉત્તમ કામ. ૨૫
તાતે આપી આગના, જાઓ જુઓ સૌ દેશ;
બહુ બુદ્ધિ જેથી વધે, એ સાચો ઉપદેશ. ૨૬

### ચોપાઇ ત્રીતાલ.

ચાલ્યો સજજ થઇ રાજકુમાર. ગયો ઉત્તર દેશ મોઝાર;
હિમગિરિ છે પર્વત જેહ, તેની પાર ગયો પછી તેહ. ૧
આવ્યું માનસરોવર ત્યાંય, જઇ સ્નાન કર્યું તે માંય;
તેની શોભા તણો નહિં પાર, આવે દેવ સકળ તે ઠાર. ૨
જક્ષ કિન્નર ગાંધર્વ સૌ આવે, દેવને દેવીઓ બહુ;
માનસરોવર છે મહાદેવ, કરે દેવ નિરંતર સેવ. ૩

કરી દર્શન રાજકુમાર, રહ્યો રજની એ તેણે ઠાર;
નાગદેવનો પુત્રી જેહ, નામ ચંપકમાળા તેહ. ૪
લેઇ પૂજા તણો ઉપચાર, શિવ સેવા કરે નીરધાર;
ધરી શંકર કેરૂં ધ્યાન, વળતો કરવાને લાગી ગાન. ૫
સોળ શણગાર ધરીયા અંગ, કરે નૃત્ય તે આણી ઉમંગ;
રામારૂપ તણો ભંડાર, ગુણ ચાતુરી શોભા અપાર. ૬
રાજકુંવરે દીઠી તેહ, પછી વાધ્યો પરસ્પર સ્નેહ;
બોલી નાગની કન્યા ત્યાંય, કેમ આવ્યા છો આ વનમાંય. ૭
કોણ દેશને કોણ છે જાત, વળી કોણ છે માતને તાત;
સુણી પદ્મિની કેરાં વચન, પછી બોલ્યો ત્યાં રાજન. ૮
એક નગર ચંદ્રાવતી સાર, તેના ભૂપ તણો હું કુમાર;
જોવા ઈચ્છું છું સઘળા દેશ, કીધો પ્રથમ અહીં પ્રવેશ. ૯
દશે દિગ્પાળ કહે છે જેહ, મ્હારે જોવા છે નજરે તેહ;
મેરૂ પર્વત છે કોણ ઠામ, તેની ઉપર દેવોના ધામ..
એવી વાત પુરાણે કહી; મ્હારે જોવી છે નજરે સહી ૧૦
કહે પદ્મિની સાંભળ રાય, તમે દેશ જોયા નહિં જાય;
મેરૂ પર્વત કહે છે જેહ, દેવ ચક્ષુથી દીસે એહ. ૧૧
તમે આવો જો મારી સાથ, સૌ દેખાડું હાથો હાથ;
આપુ વિદ્યા હું તમને એક, તેથી દેખાશે લોક અનેક. ૧૨
સુણી વનિતાના એવાં વચન, માન્યું રાજકુમારનું મન;
અરે પદ્મિની તું કોય દેવી, નથી નારી કો તારા જેવી. ૧૩
મને દેખાડો દેવોના ધાંમ, સરે તેથી મારૂં કામ;
કહો કોણ તમારી જાત, કોણ માત પિતાને નાત. ૧૪
સુણી પદ્મિની બોલી ત્યાંય, હું તો રહું છું પાતાળની માંય;
શેષનાગ છે મારો તાત, ચૌદ લોકની જાણું છું વાત. ૧૫

ઇચ્છાવર વરવાને ધારૂં, શિવ સેવા કરૂં તે સારૂ;
વરે માનવ મુજને જેહ, થાય અજર અમરતે દેહ. ૧૬
ગુણુ શીળને રૂપ તમારૂં, મન માન્યું છે કાંઇક મ્હારૂં;
હોય ઇચ્છા તમારી રાજ, મુજ સાથે વરો તમે આજ. ૧૭
ચૌદ ભોવન કહો છો જેહ, સ્હેજે દેખાડું તમને તેહ;
સુણી નાગ કન્યાની વાણી, સાચી વાત નરેશે જાણી. ૧૮
સાહ્યો પદ્મિની કેરો હાથ, ગયો પાતાળમાં તેની સાથ;
કરી વિવાહની રૂડી રીત, વર્યો પદ્મિની આણીને પ્રીત. ૧૯
દીધાં નાગે અતિ ઘણાં દાન, તેથી શોભ્યો તે ઇંદ્ર સમાન;
એક બંધાવ્યું જુદું ધામ, રહ્યો રાજકુંવર તે ઠામ. ૨૦
કરે નિત્ય નિત્ય નવલ વિહાર, વધ્યો આનંદ અંગ અપાર;
બહુ વિદ્યાના વાદ વિનોદ, રમે રંગ ધરી મન મોદ. ૨૧
એક દિવસ કીધો વિચાર, જોવા ધર્મ તણો દરબાર;
કહે પદ્મિનીને રાજન, જમપુરી જોવાનું છે મન. ૨૨
પાપ પુણ્ય તણો જે ન્યાય, જોઉ કેવો કરે જમરાય;
બોલી પદ્મિની તેણી વાર, કોઇ બુટ્ટી આપું છું સાર. ૨૩
તે કોટે બાંધી રાખશો, પછી ઇચ્છા હશે ત્યાં જાશો;
બીજી બુટ્ટી આપું છું વળી, ભૂખ તરશ જશે સૌ ટળી. ૨૪
જોઇ ધર્મ રાજાનું ધામ, વળી આવજો આણે ઠામ;
પડી જાશે જો ઔષધ એહ; રહેશે તેજ ઠેકાણે દેહ. ૨૫

દોહરા.

જાળવજો જુગતે કરી, સાવધ રહીને રાય;
પાસેથી જાશે પડી, વળતી નહિં અવાય. ૧

શીખામણ દીધી ઘણી, વળતો કર્યો વિદાય;
સંજમની નગરી વિષે, આવ્યો તતક્ષણ રાય. ૨
શોભા દીઠી શહેરની, અદભૂત અતિ અપાર;
ચોરાશી જોજન લગી, છે જેનો વિસ્તાર. ૩
પૃથ્વિથી નીચે વળી, જળની ઉપર જેહ;
નગરી તે જમ રાયની, ભૂપે ભાળી તેહ. ૪
કનકકોટ ઝળકી રહ્યો, તેમાં રત્ન જડાવ;
ફરતી ફૂલની વાડીઓ, વાપી કૂપ તળાવ. ૫
જોતો જોતો જઈ ચઢયો, રાજ સભાની માંય;
ચૌદ ક્રોડ જમદૂતને, દીઠા ઉભા ત્યાંય. ૬
કાજળથી કાળા ઘણા, વેષ ઘણા વિકાળ;
વિકડદંત બીહામણા, જીહ્વા પાવક ઝાળ. ૭
ઉડળમાં લે આભને, ફૂંકે ફાટે પહાડ;
દંડ ધરેલા હાથમાં, દીસે ઉંચા તાડ. ૮
અંગારા કોય ચળકતા, એવી દીસે આંખ;
જો ભય લાગે જીવડા, ભાવે હરિ હરિ ભાખ. ૯
જોતાં જીવ છળી મળે, એવા દૂત અપાર;
મનમાં લાગ્યો કંપવા, જોઇ જોઇ રાજકુમાર. ૧૦
વાઘ સરીખા કોઈ છે, કોઇ સિંહ સમાન;
કોઇક છે વિષધર સમા, કોઇક જેવા શ્વાન, ૧૧
કાળજ્વર છે કેટલા, સનેપાતને શૂળ;
વાત પીતને કફ ઘણા, છે વ્યાધીનું મૂળ. ૧૨
કોગળીયાં ને ટચકીયાં, એવા દૂત અપાર;
ઝાલી લાવે જીવને, મારે ઝાઝો માર. ૧૩

મહા ભયંકર દૂતને, દેખી સૌ ડરી જાય;
પાપ કર્મ કરનારને ખૂબ કચરહી ખાય. ૧૪
પાપી જીવને પીડના, દુનીયામાં જમ દૂત,
દેખા દે છે દુષ્ટને, થઇ ભયાનક ભૂત. ૧૫
સીકોતેરને ઝાંપડી; થઇને વળગે તેહ;
પાપી જીવના પિણ્ડમાં, પેસી ધૂણે એહ. ૧૬
કરડી ખાચે કાળજું, થાય વીર વૈતાળ;
જંદ થઈ વળગે ખરા, કરે દુષ્ટના કાળ ૧૭
જે દ્રોહી હરિજનના, તેને દંડે તેહ;
પાપીને પીઠા કરે, અનેક રૂપે એક. ૧૮
ઈશ્વરને ના ઓળખે, મમત કરી મરી જાય;
દ્વેષી કોય સજ્જન તણાં, તે જમને કર જાય. ૧૯
ઘો વીંછી ને સાપના, દૂત ધરે છે રૂપ;
કોઇને હાલે હડકવા, કોઇને નાંખે કૂપ. ૨૦
નાંખે પાવક પાણીએ, વાઘ પશુના વેષ;
અસ્ત્ર શસ્ત્ર કે ઝેરમાં, દૂત કરે પ્રવેશ. ૨૧
પાપી નરને પીડવા, અનેક રૂપે એહ;
પેશી સૌના પિણ્ડમાં, દૂત છોડાવે દેહ. ૨૨
એથી બીજાં છે ઘણાં, ધર્મ રાયને દ્વાર;
જાય અહીંથી જીવડો, મારે તેને માર. ૨૩
રત્ન તણે સિંહાસને, બેઠો છે જમ ભૂપ;
જેવો સુરજ ઉગતો, એવું એનું રૂપ. ૨૪

ચોપાઈ.

ચિત્ર વિચિત્ર દફ્તરદાર, પાપ પૂણ્ય તણાં લખનાર;
કર્યાં માનવી સૃષ્ટિમાં જ્યારે, કીધાં વેદ પ્રભુએ ત્યારે. ૧

તેમાં ધર્મ કહ્યો છે જેવો, ચારે વર્ણને પાળવો તેવો;
ચારે આશ્રમમાં નરનારી, પાળે વેદની આજ્ઞા સારી. ૨
વેદ વચન તજે જન જેહ, ચિત્ર વિચિત્ર લે લખી તેહ;
ડાબે ખાંધે છે ચિત્રનો વાસ, જમણે ખાંધે વિચિત્ર નિવાસ. ૩
પાપ પુણ્ય કરે જન જેવું, તેનું તરત લખી લે તેવું;
જીવ જાય તજીને દેહ, જમ દૂત બાંધી લે તેહ. ૪
લેઇ જાય છે જમનીરે પાસે, પછી તેહનું ખાતું તપાસે;
ચિત્ર વિચિત્રે રાખેલું સાંચી, તેવું તરત દેખાડે વાંચી. ૫
પૂછે જીવને રાજા ધરમ, કેમ આવાં કર્યાં છે કરમ;
પ્રભુ આજ્ઞા તજીને મૂઢ, તમે પાપ કર્યાં છે પ્રૂઢ ૬
સારો કર્યો નથી સતસંગ, પ્રભુ આજ્ઞા કરી છે ભંગ;
પુણ્ય દાન કર્યાં નથી કાંય, ભમ્યા નિશદિન ભવજળ માંય. ૭
ભૂત પ્રેત બન્યા છે વીર, ખોયું ઉત્તમ મનુષ્ય શરીર;
જગ કરતા પ્રભુ છે જેહ, પ્રેમ ભક્તિથી ના ભજ્યા તેહ. ૮
હરી પરધનને પરનારી, આખો જનમ ગયા છો હારી;
હરિ ભક્તોની નિન્દા કીધી, દુષ્ટ ચોરોની લાંચો લીધી. ૯
જીવ જીવના હાથે હણીયા, થયા જીવ અનેકના ઋણીઆ;
મિથ્યા માતાને ભારે મારી, અપરાધ કર્યો અતિ ભારી ૧૦
અરે દુષ્ટો તમને ધીક્કાર, કોટીવાર ખાધો જમમાર;
નથી લાજ તમોને કાંય, વળી આવ્યા છો જમપુર માંય.૧૧
બહુવાર તમોને મારી, મારી દૂતો ગયા સો હારી;
તમે સુકૃત કાંઇ ન કીધું, મૂકી અમૃતને વીખ પીધું. ૧૨
એક ઘડીએ ન સાધ્યો જોગ, દુઃખ દાયક ભોગવ્યા ભોગ;
ધરી દેહ તણું અભીમાન, નથી ધર્યું પ્રભુનું ધ્યાન. ૧૩

કોટી જીવોને કીધી પીડા, ખાશે તે તમને થઇને કીડા;
ધૂતી પરધન લીધું જેવું, પીશે રૂધીર તમારૂં તેવું. ૧૪
જુઠું બોલી છે જીભ તમારી, અહીં શુળોએ નાખશું વ્હારી;
હાથે કીધાં છે કામ હરામ, અહીં ચૂટી નંખાશે ચામ. ૧૫
ભૂંડી નજરે જોયું હશે ભાળી, તેથી નાખશું ડોળાને બાળી;
કાને સાંભળી પાપીની ઘાત, અહીં ખીલા ઠોકાશે સાત. ૧૬
બોલ્યા પરદુઃખ દાયક જાણી, સીસું ઉકાળી રેડાશે આણી;
પરનારીનો કીધો છે સંગ, અહીં છેદાશે સઘળું અંગ. ૧૭
પગે ચાલી કીધાં છે કુકામ, તેથી પડશો કંટકને ઠામ;
કરમ જેણે કર્યાં છે જેવાં, કોટી જુગ પડશે દુઃખ તેવાં ૧૮
એમાં અમને નથી કાંઇ દોષ, માટે કરશો નહિ કોઇ રોષ;
અમને હુકમ પ્રભુનો એવો, પાપી જીવોને દંડજ દેવો. ૧૯
એવું જીવોને કહે જમરાય, જમે ઉધાર જોતા જાય;
જમે પૂણ્ય ધરેલાં સાર, પાપ માત્ર લખેલાં ઉધાર. ૨૦
જેણે પુણ્ય કરેલાં જેવાં, સુખ આપવાં તેને તેવાં;
પાપ કરમ તણું ફળ ત્યાંય, નાંખે નરક તણાં દુઃખમાંય.૨૧
સૌને સંભળાવે પહેલું આપ, પહેલું પુણ્ય ભોગવશો કે પાપ;
પૂણ્ય પહેલું કહે છે જેહ, તરત મોકલે સ્વર્ગમાં તેહ. ૨૨
સુખ ભોગવે દેવોના સાર, ક્ષીણે પુણ્યે પડે નિરધાર;
ધરે અવની ઉપર નરદેહ, થોડા કાળ જીવે છે તેહ. ૨૩
પછી જમ તણે હાથે જાય, નાંખે નરક વિષે જમરાય;
પહેલું પાપ કહે કોઇ જ્યારે, નાંખે તરત નરકમાં ત્યારે.૨૪
નામ નરક તણાં છે જેહ, થોડાં કહી સંભળાવું તેહ;
પાડે પાપ પરમાણે દુઃખ, તેમાં લેશ મળે નહિં સુખ. ૨૫

છપ્પો.

તામીસ્ત્ર એવુ નામ, અંધતામીસ્ત્ર પણ એવું;
રૂરૂ દુઃખનું ધામ, વળી મહારૂરૂ તેવું.
વૈતરણી અસિપત્ર, અંધ કુવો છે એવો;
લાહા ભક્ષણ વળી, કૃમી કરડે છે તેવો.
શુળીનું દુઃખ છે ઘણું વળી કરડે ઝાઝા કુતરા;
કહે છોટમ મહા પાપથી, જીવને દુઃખ દેછે ખરા. ૧
સાપ ઘણા વિકરાળ, દુષ્ટ, જો ડંશ કરાવે;
નાંખે વીષની ઝાળ, ઝેરની લહેરો આવે.
ચઢી પરવતની ટોચ, પછીથી નાંખે પડતા;
પામે પીડા અપાર જીવ, બહુ રહે છે રડતા.
વીષ ઘોળીને પાય, થાય દુઃખ દારૂણ તેથી;
જીવ કદમે ના જાય, અમર જીવ કયા એથી.
વળી બાંધી રૂંધી જીવને, અંધ ઓરડામાં ધરે;
જોરાવર જમદૂત છે, તે પાપીને પીડા કરે. ૨
શુચીમુખ નામે નરક, સકળ તન નાંખે સ્હારી;
લેઇ લેઇ છાંટે લુણ, જીવ વેઠે જખમારી.
કરે હાય પોકાર, કોણ છોડાવે તેને;
સહેપાપથી કષ્ટ, પછી તે કહેશે કેને.
તાંબાની ભૂમી વળી, ઘણી તપેલી તાપથી;
ભૂખ તરસ તો અતિ ઘણી, જીવ સહે મહા પાપથી. ૩
મોટા કાંટા માંય, જીવને ઝાલી રોળે;
ખાળ કચરામાંય, ઉંધે મુખ બોળે.
ઉકળતુ અગ્નપાન, જરૂર જમદૂત કરાવે;
તપલોહની નાર, બળે કરી બાથ ભરાવે.

વળી પીલે ઘાલી ઘાંણીએ, શઠે રાઢ પાડે ઘણી;
કહે છોટમ પાપી તણો, ત્રીલોવનમાં નહિ કોય ધણી. ૪

દોહા.

પાપીને માથે પડે, એવાં દુઃખ અપાર;
શ્રી હરિને સમર્યા વિના, કોણ છોડાવણ હાર. ૧
રચના જોઈ જમરાજની, ચાલ્યો રાજકુમાર;
પાતાળે છે પદ્મિની, આવ્યા તેણે દ્વાર. ૨
પ્રીતે પુછે પ્રેમદા, પ્રેમદા વિસ્તારી કહો વાત;
કેવી છે જમ જાતના, સંભળાવો સાક્ષાત. ૩
ભૂપ કહે સુણ ભામિની, પાપ પુન્ય જે હોય;
લેખું રાખે છે લખી, ચિત્ર ગુપ્ત છે સોય. ૪
મનુષ્ય મરે છે જે સમે, ઝાલી લે જમદૂત;
પાપ પુણ્ય પુછે સહુ, સુરજ કેરો સૂત. ૫
ખાતુ ખોળીને જુવે, ચિત્ર ગુપ્ત નીરધાર;
સંભળાવે છે ધરમને, જેવું જમે ઉધાર. ૬
પુણ્ય જમે પાસા સહુ, ઉધાર પાસા પાપ;
ફળ આપે છે તેહનું, કોય કરે નહિ માપ. ૭
અન્ન દાંન આપ્યાં હશે, તે પામે છે ત્યાંય;
જે જીવે આપ્યું નથી, તે પાંમે નહિં કાંય. ૮
જેણે અહિં કીધાં હશે, કુવા વાવ્ય તળાવ;
ટાઢાં જળ એને મળે, એવો પુણ્ય પ્રભાવ. ૯
જ્યારે નાંખે જીવને, મોટા કાંટા માંય;
જોડા પહેરાવ્યા હશે, તે પાંમે છે ત્યાંય. ૧૦
જ્યારે નાંખે જીવને, વૈતરણીની માંય;
આપ્યાં હોય ગૌદાન તો, તરત ઉતારે ત્યાંય, ૧૧

સારી સજ્યાઓ કરી, જેણે આપી હોય;
તાતી ભૂમીને વિષે, દુઃખ પામે નહિં સોય. ૧૨
વસ્ત્ર છત્ર વાહન ભવન, અન્નાદીકનાં દાંન;
તેને આપે તે સમે ભાવે શ્રી ભગવાન. ૧૩
જેણે કાંઇ કર્યું નથી, સુકૃત એક લગાર;
તેવા પાપી જીવને, મારે છે બહુ માર. ૧૪
ચોર જારને ચાડીયા, કપટી નંદક હોય;
તેને દુઃખ દે છે ઘણું, કહ્યું ન જાયે સોય. ૧૫
અપરાધી ઇશ્વર તણા, ગૌ બ્રાહ્મણ હણનાર;
જે મારે છે જીવને, તેને દુઃખ અપાર. ૧૬
એવાં એવાં અતિ ઘણાં, દુઃખ છે જમપુર માંય;
ઈશ્વરની ભક્તિ વિના, સુખ પામે નહિં કોય. ૧૭
કાયા કે વાચા વડે, મને કરેલાં પાપ;
તેવા પાપી જીવને, દે છે દુઃખ અણુમાપ. ૧૮
કહી સંભળાવું કેટલાં, કહેતાં નાવે પાર;
ત્રાસ પડે છે દેખતાં, એવાં દુઃખ અપાર. ૧૯
જોઇ જોઇ હું કંપી ગયો, તેનાં દુઃખ તમામ;
જે વાંચો જે સાંભળો, તો સમરો શ્રીરામ. ૨૦
દેહ ધરી માંનવ તણો, પાપ ન કરશો કોય;
સત્ય ધરમથી ચાલશો, સુખીયા થાશો સોય. ૨૧
પદ્મિનીને પ્રીતે કરી, કહે છે રાજકુમાર;
સુખ છોડી સંસારનાં, ભજીએ સરજનહાર. ૨૨
શ્યામા કહે છે સરગના, જો જોઇ આવો સુખ;

## ચોપાઇ ત્રિતાલ.

આપું ઉત્તમ વિદ્યા એક, તેથી દેખાશે ખેલ અનેક;
મેરૂ પર્વત છે અતિસાર, ઉંચો કોશ ચોરાશી હજાર. ૧
વળી બતરીસ જોજન માંય, એનો વિસ્તાર કહે છે ત્યાંય;
દેવ નગર અનોપમ જેહ, દશે દીશાઓ રહે છે. ૨
પૂર્વ દીશા એ અમરાવતી, તેની શોભા ઘણી છે અતી;
એક નંદન વન છે ત્યાંય, મહા સિદ્ધ રહે તે માંય. ૩
તરૂ દેવ તણાં છે તેમાં, ફળ પુલ ઘણાં છે એમાં;
તેમાં બારે માસ વસંત, તેની શોભા ઘણી છે અનંત. ૪
તેજોવતી કહે છે જેહ , રહે અગ્નિ દીશાએ તેહ;
વળી મેરૂની દક્ષિણ પાસ, પિત્રી દેવ તણો છે વાસ. ૫
વન એક ભલું છે ત્યાંય ધર્મરાય વસે તે માંય;
મહાદેવની નગરી એહ, વસે ઇશાન પાસાએ તેહ. ૬
અલકા નગરી છે ઉત્તર પાસ, કરે યક્ષ આનંદ વીલાસ;
નવે નીધીઓ જે કહેવાય, તેનો ભંડારી કુબેરરાય. ૭
વન નંદન તનના જેવું, વળી કુબેર તણું છે તેવું;
વાયુ કોણાએ ગંધાવતી, વાયુ દેવ રહે મહામતી. ૮
વળી પશ્ચિમ પાસાએ જેહ, પુરી ભોગવતી છે તેહ;
દેવ વરૂણ વસે છે તેમાં, શોભા ઘણી છે એમાં. ૯
મધ્યે શીખર મેરૂનું જ્યાંય, બ્રહ્મદેવ રહ્યા છે ત્યાંય;
તેની શોભા કહી નવ જાય, જો જો જુગતે કરીને રાય. ૧૦
વડ મેરૂ ઉપર છે વિશાળ, તેનાં ચારે દીશાએ છે ડાળ;
પંચ ધારાઓ છે જળ તણી, સુખદાયક છે અતિઘણી. ૧૧

તેનું પાન કરે જન જેહ, થાય દેવોના સરખો દેહ;
જન જો કોઇ એમાં ન્હાય, તેની અજર અમર હોય કાય. ૧૨
જોઇએ વસ્ત્ર ઘરેણાં જેવાં, તતકાળ બને છે તેવાં;
સુખ સજ્યા કે ભોજન જેવું, બને તરત જોઇએ છે તેવું. ૧૩
ચંપા કેરી છે વાસના જેવી, થાય દેહે સુગંધી તેવી;
એક સરોવર છે તાંહાં એવું, જળ શીતળ અમૃત જેવું. ૧૪
મણી રત્ન તણા છે આરા, વળી સોને જડેલા સારા;
તેમાં કમળ ખીલ્યાં બહુ રંગ, કરે ગુંજાર અગણીત ભંગ. ૧૫
ચક્રવાક ચકોર ને મોર, કરે પંખી ઘણાં ત્યાંહ સોર;
પારિજાતક જેવાં વૃક્ષ, વળી આંબાં તણા છે લક્ષ. ૧૬
જાય સુગંધી ચારે પાસ, એવાં પુષ્પ તરૂ ચોપાસ;
કરે અપ્સરા નૃત્ય ને ગાન, સૂણતાં છુટે મુનીનું ધ્યાન. ૧૭
કલ્પવૃક્ષ છે ઠામો ઠામ, તેમાં મુનીજન કેરા મુકામ;
મુની માર્કંડ કહે છે જેહ, ચૌદ કલ્પ જીવે છે તેહ ૧૮
કહુ કલ્પ તણું પરમાણ, તમે જાણજો સરવે સુજાણ;
એક માસ મનુષ્યનો જાય, દિન પિત્રી તણો કહેવાય ૧૯
જાય વરસ મનુષ્યનો જ્યારે, દિન દેવો તણો હોય ત્યારે;
વરસ તેંતાળી લાખથી શેષ, વીસ હજાર જાય વિશેષ. ૨૦
જુગ ચાર તેમાં વહી જાય, તેને ચોકડી એક કહેવાય;
જાય બોહોતેર ચોકડી જ્યારે, એક ઈંદ્ર મરે છે ત્યારે. ૨૧
એવા ઈંદ્ર ચતુર્દશ હોય, દિન થાય છે બ્રહ્માનો સોય;
જ્યારે રાત્રી બ્રહ્માની થાય, ત્રણે ભૂવન જળે ભરાય. ૨૨
પ્રાગ વડ તણા પત્રની માંય, વિષ્ણુ દેવ પોઢે છે ત્યાંય;
ધારે અંગુઠા જેવડું રૂપ, પછી પોઢે ત્રિભુવન ભૂપ. ૨૩

તેનું નામ છે બાળ મુકુંદ, સ્તુતિ કરે છે વેદોના છંદ;
મુની માર્કંડ રહે પાસ, થાય સૃષ્ટિ સકળનો નાશ. ૨૪
દિન રાત્ય બ્રહ્માની જાય, કલ્પ આવાં તરત કેહેવાય;
દિન ત્રણસો સાઠ જો જાય, ત્યારે વરસ બ્રહ્માનું થાય. ૨૫
શત વરસ જાય છે એવાં, પછી દેહ તજે બ્રહ્મ દેવા;
એવા બ્રહ્માજી જાય, હજાર પળ વિષ્ણુની થાય લગાર. ૨૬
પળ સાઠ તણી ઘડી એક, ઘડી સાઠનો દીવસ છે એક;
દિન ત્રણસે સાઠનું વરસ, એવાં વિષ્ણુ રહે સો વરસ. ૨૭
જાય વિષ્ણુ સહસ્ત્ર દશ જ્યારે, થાય શીવજી તણી પળ ત્યારે:
પળ સાઠે ઘડી હોય એક, ગણો વરસનો એજ વીવેક. ૨૮
દશ સહસ્ત્ર સદાશીવ જાય, શ્વાસ શક્તિ તણો એક થાય:
ખટ શ્વાસ તણી પળ જાણો, એણે લેખે વરસ પરમાંણો. ૨૯
જ્યારે શકિત પુરૂષમાં સમાય, મહા કલ્પ તે તેને કહેવાય;
એવા ચૌદ કલ્પ વહી જાય, મુની માર્કંડનો દેહ જાય. ૩૦
જાય માર્કંડનો દેહ જ્યારે, લોમહર્ષણ રોમ ઉતારે;
સો કલ્પે તે રોમ સરે, બગદાલવનું પીછું તે ફરે. ૩૧
બગદાલવ કલપ હજાર, જાય દેહ તજી નીરધાર;
બગદાલવ જાય છે જ્યારે, વટ હંસ તે પીંછુ ઉતારે. ૩૨
દશ હજાર કલ્પ જો જાય, તજે વટ હંસ દેહ સમાય;
વટહંસ મરે જે વારે થાય, શ્વાસ ભુશંડીનો ત્યારે. ૩૩
કોટી કલ્પે ભુશંડી ના મરે, પણ ઇચ્છે તેવો દેહ ધરે;
એવા આયુષ્ય વાળા સર્વ, નથી ધરતા તે દેહનો ગર્વ. ૩૪
જાણે કાળે જવું છે ચાલી, માટે ગર્વ ન કરશો ખાલી;
અલ્પ આયુષ્ય માનવી તણું, તોય ગર્વ કરે છે ઘણું ૩૫

ધરી દેહ કરે છે કુકર્મ, નથી જાણતા ધર્મ અધર્મ;
પછી જમ તણે હાથે જાય, બહુ માર તે દુતોનો ખાય. ૩૬
પ્રભુ રૂપ શકે નહિં જાણી, ફરે લાખ ચોરાશી ખાણી;
નવ લાખ તે જળના થાય, દશ લાખ તે પંખીની કાય. ૩૭
ત્રીસ લાખ પશુના દેહ, વીશ લાખ છે તરૂવર તેહ;
કીટ જાતી લાખ અગીયાર, દેહ મનુષ્ય તણા લખચાર. ૩૮
એમ લાખ ચોરાશીના દેહ, ધરે કર્મ કરી કરી તેહ;
દયા આવે પ્રભુને જ્યારે, દેહ આપે મનુષ્યનો તે વારે, ૩૯
એળે ખુવે છે એમ અભાગી, પણ જોતો નથી કોઈ જાગી;
ધનકાજે નીરંતર ધાય, પણ ભકિત પ્રભુની નવ થાય. ૪૦
હોય સંસાર મહે જ્યારે, ધરે કુળનું અભીમાન ત્યારે;
ઘર છાંડીને થાય વૈરાગી, તોય મોહ શકે નહિં ત્યાગી. ૪૧
બહુ પંથ તણો મત ત્યારે, પણ બંધન છોડી ન જાણે;
હોય ગૃહસ્થને છોકરાં જેમ, ચેલા ચેલીઓ સાધુને તેમ.૪૨
ઘર બાંધી રહે ઘરબારી, એમ સાધુ છે મંદિર ધારી;
ઘર બારી જમાડે નાત, એમ સાધુને સાધુની જાત. ૪૩
ધન કાજે કરે પરપંચ, પણ મોહ મટે નહિ રંજ.
મહા પુરૂષ કહેવાય છે જેહ, મદ મોહ તજે છે તેહ. ૪૪
મોહ બંધન મનથી ન છુટે, તે ન કાળ કશરે ફૂટે;
આત્મા તત્વનો થાય અભ્યાસ, થાય મોહ મદાદિક નાશ.૪૫
શેષ દેવ છે મ્હારા તાત, તેણે એવી કહી છે વાત;
જોગ શાસ્ત્રનો કરતા જેહ, મારો તાત કહાવે તેહ. ૪૬
કરે જોગ તણો જે અભ્યાસ, સાધી રાખે પોતાનો શ્વાસ;
શ્વાસ થંભે તો મન સ્થિર રહે, નહિં તો ચારે દિશાએ વહે
કયમ પ્રભુ પદને તે લહે. ૪૭

મૂઢ માળા જપે કર મ્હાંય, પણ મન ભટકે જઇ ક્યાંય;
તેની ભક્તિ ના લેખે ચઢે, વારે વારે ચોરાશીમાં પડે. ૪૮
હોય પુણ્ય તણું ફળ ઘણું, સુખ પામે તે દેવો તણું.
કોઈ કહે અમે રાખીશું પ્રેમ, ત્યારે મન ભમી જાશે કેમ.૪૯
વિના દેખે તો પ્રેમ ન થાય, દેખે રૂપ તેમાં મન જાય;
માટે રૂપ પ્રભુનું જેહ, વિના જોગ ન દરસે તેહ. ૫૦
સુણી પદ્મિની કેરી વાંણી, રાજકુંવરે સત પ્રમાણી;
આપી નારીએ વિદ્યા જ્યારે, ગયો મેરૂ ઉપર તે વારે. ૫૧
હુતુ ઇંદ્ર તણું વન જ્યાંય, આવ્યો એક પલકમાં ત્યાંય.
અમરાવતી નગરી જેહ, દીઠી સુંદર સૌથી તેહ. ૫૨
સો યજ્ઞ તણું ફળ હોય, પામે તે નગરીને સોય;
નરનારી રહે જે તેમાં, તેજ સુરજ સરખું તેમાં. ૫૩
રતિ કંદર્પ સરખાં રૂપ, દિવ્ય દેહ સર્વના અનૂપ;
નવ જોબન સૌની કાય, કોઇ કાળે તે વૃદ્ધ ન થાય. ૫૪
નિત્ય નૌતમ ભોગ વિલાસ, દુઃખ રોગ ન આવે પાસ;
એવાં દેવનાં ધામ તમામ, રાજકુંવરે જોયાં સૌ ઠામ. ૫૫
હોય પુણ્ય અતિશે જ્યારે, પામે દેવ તણું સુખ ત્યારે;

દોહા.

ફરતો ફરતો આવીઓ, સુંદર સરોવર તીર.
સ્નાન કરી શીતળ જળે, બેઠો આણી ધીર. ૧
શતવટિ નામે વટ હતો, શીતળ તેની છાંય;
ધારા પંચ વહે ભલી, ગુણ ઝાઝા તેમાંય. ૨
ધારા એક મધુ તણી, બીજી ધૃતની સીર;
ત્રીજી ધારા દુધની, ઇક્ષુ રસને નીર. ૩

તે ધારાના નીરનું, પોતે કીધું પાન;
દેહ થયો ત્યાં દેવનો, શોભા શક્ર સમાન. ૪
ઇચ્છા ઉપજી મન વિષે, તે પામ્યો તતખેવ;
સુખ પામ્યો તે અતિ ઘણું, જે પામે છે દેવ. ૫
કોઈ પુરાતન કાળનો, હંસ મળ્યો તે એક;
રૂપ જોઇને ભૂપનું, બોલ્યો કરી વિવેક. ૬
કહે રે ભાઈ તું કોણ છે, કયમ આવ્યો આ ઠામ;
મર્ત્ય લોકનો માનવી, શું છે તારૂં નામ; ૭
ચંદ્રસેનનો દીકરો, ધર્મશીળ મુજ નામ;
જોવા વૈભવ દેવનો, આવ્યો છું આ ઠામ. ૮
હંસ કહે સુખ દેવના, પુણ્યે પામે લોક;
પુણ્ય વગરનો પ્રાણીઓ, સદાય પામે શોક. ૯
પાપ વડે પૈસો રળે, પુણ્ય કશું ના થાય;
તે જઈને જમ લોકમાં, દુઃખ પામે છે રાય. ૧૦
ભુપ કહે સૃષ્ટિ સહુ, કરી ઇશ્વરે જેહ,
પ્રથમ કોના પુણ્યથી, થયા દેવના દેહ. ૧૧
હંસ કહે સુણ નરપતિ, પ્રથમ પ્રાણી માત્ર;
સર્વ દેહ સુખીયા હુતા, પુણ્ય તણાં એ પાત્ર. ૧૨
પાપ કર્મ જેણે કર્યાં, પડયા પૃથ્વી પર તેહ;
તેને આપ્યા ઇશ્વરે, દુર્ગંધીના દેહ. ૧૩
જેમ જેમ પાપ થતાં ગયાં, તેમ તેમ સરજ્યા રોગ;
અધીક પાપ જ્યારે કરે, પામે દુઃખનાં ભોગ. ૧૪
રણુવેર ને પ્રીતની, ગાંઠ પડે છે ત્યાંય;
તે કારણથી જીવડો, ભમે ચોરાશી માંય. ૧૫

અનેકના ગણીઆ બને, અનેક સાથે પ્રીત;
વેરી હોય અનેકના દેહ ધરે એ રીત. ૧૬
જો પ્રભુની ભક્તિ કરે, કાંય કરે નહિ પાપ;
કરતાને નિત કરગરે, હોય ગુન્હા સહુ માફ. ૧૭
અરે પ્રભુ હું તાહારો, સેવક છું નીરધાર;
બુદ્ધિ સુધારો માહારી, પાપ ન હોય લગાર. ૧૮
એમ પ્રભુને કરગરે, પ્રેમે કરે પોકાર;
ગદ ગદ કંઠે સ્તુતિ કરે તો માંને કીરતાર. ૧૯
આંસુ આવે આંખ્યમાં, એવો હોય જો દીન;
સન્મુખ દેખે શ્રી હરિ મન તેમાં હોય લીન. ૨૦
એવી ભકિત કર્યા વિના, રીઝે નહિ જગરાય;
કપટ તણી ભકિત કરે, તે સૌ ફોગટ જાય. ૨૧
માળાતો કરમાં ફરે મનમાં દારા દામ;
એવી ભક્તિ કર્યા થકી, સરે ન કોઇનુ કામ. ૨૨
સ્વર્ગ તણાં સુખ જાણવા, સઘળા સ્વપ્ન સમાન;
તે કારણ જપ તપ કરે, તે પ્રાણી નાદાર. ૨૩
કાળે સુરજ જાય છે, કાળે જાશે ચંદ્ર;
કાળે સઘળા જાય છે, બ્રહ્મા વિષ્ણુ ઇંદ્ર. ૨૪
કાળે પૃથ્વી જાય છે, જળ ને અગ્નિ જેહ;
કાળ તણે સુખ જાય છે, વાયુ ને આકાશ. ૨૫
કાળે કરીને થાય છે, નામ રૂપનો નાશ;
કાળ તણો ભય જ્યાં નહિ, પરમાત્મા પદ જેહ. ૨૬
તે પદને જે પામશે, વળતી ન ધરે દેહ;
વાતો ઘણી વૈરાગની, હંસે કહી જે વાર. ૨૭

નિંદ્રા આવી ભુપને તરતજ તેણે ઠાર;
હંસ પછી ઉડી ગયો, બેઠો બીજે ઠામ. ૨૮
એક જક્ષ ત્યાં આવીયો, કીધું કુડુ કાંમ;
ઉડણ ત્રુટી જે હતી, તે લીધી નીરધાર. ૨૯
હરણ કરીને રાયનું, ચાલ્યો તેણી વાર.
સો જોજન સુધી પછી, લેઇને ઉડયો ત્યાંય; ૩૦
જક્ષે જુલમ કર્યો ઘણો, મુકયો માહાવનમાંય;
રાખ્યો વનમાં રાયને આપ થયો અલોપ. ૩૧
દયા ન આવી દુષ્ટને, કીધો એવો કોપ;
જાગી ઉઠયો ઝટપથી, વન દીઠું બિકરાળ. ૩૨
ઉડણ ત્રુટી ના લહી, પડી પેટમાં ફાળ.
હવે મ્હારી શી ગતી, આ વન ઘણું અઘોર; ૩૩
કોણ મુને અહીં લાવીયું, કોણ હશે એ ચોર;
આ વનમાં આવ્યો મુને, જીવાશે શી પેર. ૩૪
ત્રુટી તો પાસે નથી, કેમ જવાશે ઘેર;
વાઘ રીંછ ને વાંદરા, બોલે ચારે પાસ. ૩૫
મહા ભયંકર જોઇને, મનમાં ઉપજ્યો ત્રાસ,
કોઇક ઠામે દવ બળે, કોઈ ઠામે છે ઘોર. ૩૬
કંઈ હાથી કંઈ સીંહ છે, એવું વન અઘોર,

છપ્પા.

મોટા પરવત પહાડ, ઝાઠ દીસે બહુ જાતી;
ઝરણા ઝરતા જાય, નદી વળી નાના ભાતી.
પંખી દીસે મૂઢ, વાઘ ખગ આમીખ આહારી;
રાક્ષસ પ્રેત પીશાચ ભયાનક બોલે ભારી.

સાગ સાહડને સીસણી, વળી બેર ખીજડા તાડ છે;
દેખી ડર લાગે ઘણો, એવાં કંટક ઝાડ છે. ૧
કોતર ઘણાં કરાળ, વ્યાલને વીંછી તેમાં;
ઝટ લેઈ કરડી ખાય, જાનવર ગ્રઝાં જેમાં.
ફાલુસીંધ શીયાળ, હરાયા પાડા હરણાં;
સઘળે કરતાં સોર, ઝરે પરવતનાં ઝરણાં.
વળી કંઇ કઈ સાધા સીંધ છે, કંઇ કંઇ ભીલ પીશાચ છે;
સો જોજન વિસ્તારમાં, એવું વન ચોપાસ છે. ૨
હોય પુણ્યનું જોર, ઉગારે એવે ઠામે;
હોય પુણ્યનું જોર, સર્વ ઠાંમે સુખ પાંમે.
હોય પુણ્યનું જોર, મહા ભય માંહી ઉગારે;
હોય પુણ્યનું જોર, વીકટ ઠામે હોય વાહારે.
વળી શત્રુ તણાં સમુદ્રમાં, પુણ્યે જીતે પ્રાણીઓ;
એમ વિચારી આપમાં ભૂપે ભય ના આણીઓ. ૩

દોહા.

નિદ્રારૂપી નાગણી, ઘણું હરે છે જ્ઞાન;
ડંશ કરે છે જીવને, ભૂલે સઘળું ભાન. ૧
નિદ્રા રૂપી નાગણી, સુનુ કરે શરીર;
પેસે જેના પીંડમાં, ધારણ ન રહે ધીર. ૨
પ્રાણીને પરવશ કરે, એવી ઉંઘ અઘોર;
મડદા જેવો માનવી, જાણી પેસે ચોર. ૩
ઉંઘેલાના અંગને, જડવત જાણે જંન;
દુરીજન જાય ઠગો કરી, તૃણવત્ જાણો તંન. ૪

જાણી ઉંઘ્યો જનને, ચોરી લે છે ચોર;
શૂરાને શબવત કરે, એવી ઉંઘ અઘોર. ૫
જીવ શિવની મધ્યમાં, આડી માયા એહ;
ના મળવા દે નાથને, જુદા પાડે જેહ. ૬
નાશ કરે નિદ્રા તણો, તે નર સાચો સિદ્ધ;
નિદ્રા જીતી ના શકે, દેહ ધરે બહુ વીધ. ૭
નિદ્રા નાનું મોત છે, નિદ્રા વશ છે જીવ;
નિદ્રાથી આઘો વટે, તેજ સનાતન શિવ. ૮
નિદ્રાએ આંણ્યો અહીં, ભુલ્યો મ્હારૂં ભાન;
વળી મ્હારી વિદ્યા ગઇ, ઝાઝું કીધું જાન. ૯
હાવે તો હીંમત ધરૂં, શોધું સરસ ઉપાય;
કાયર થઈ બેસી રહું, તો બળને બુદ્ધિ જાય. ૧૦
કાયર થઇ બેસી રહે, કહાવે તે કપૂત;
સુરો થઇ સાધન કરે, તે નરસિંહ સપૂત. ૧૧
કાયરથી કાંઇ ના સરે, આ દુનીયામાં અર્થ;
જેમ જાયો તેવો મરે, આયુષ ખુવે વ્યર્થ. ૧૨
કાયર થઇ કલપી મરે, અર્થ સરે નહિં એક;
સાધન ખોળે સર્વનાં, ઉત્તમ એજ વિવેક. ૧૩
તન હાઝે જો તાપથી, તરૂતલ કરીએ વાસ;
જો તન ધ્રૂજે ટાઢથી, કરીએ અગ્નિ પ્રકાશ. ૧૪
તરસ મટે જળ પાનથી, મટે ભક્ષથી ભુખ;
એમ અનેક ઉપાયથી, નાસે સઘળાં દુઃખ. ૧૫
લખ્યું હશે તેવું થશે, એવું કહે છે જેહ;
કરે ભરૂસો કરમનો, પશુથી મુરખ તે તેહ. ૧૬

કરતારે કરૂણા કરી, આપ્યાં છે હથીયાર;
હાથ ચરણુને નેત્ર છે, બુદ્ધિને બળસાર. ૧૭
સૌ સાધન જેથી બને, એવા ઉત્તમ એહ;
આળસથી એળે ખુવે, મુરખ માનવ તેહ. ૧૮
સાધનથી સઘળું બને, હૈયે હીંમત હોય;
ડાહ્યાને સહુ દેશમાં, ગાંજી ન શકે કોય. ૧૯
સાચાને જુઠા તણો, શોધ કરે નહિં જેહ;
ઠગને હાથ ઠગાય છે, ભોળા કહીએ તેહ. ૨૦
એમ વિચારી ઉઠીયો, ભય છોડી ભુપાળ;
ફરવા લાગ્યો વન વિષે, દીઠું ઘણું વિશાળ. ૨૧
આગળ જાતાં આવીઓ, ઉંચો પર્વત એક;
તે ઉપર રાજા ચઢયો, ધારી ધીરજ ટેક. ૨૨
સુંદર સરોવર આવીયું, તેમાં કીધું સ્નાન;
ધ્યાન ધરી ભગવાનનું, પછી કર્યું જળપાન. ૨૩

ચોપાઈ.

ત્યાંથી આગળ ચાલ્યો રાય, જોતો જોતો તે વનમાંય;
એક આશ્રમ દીઠું ત્યાંય, કો સિદ્ધ રહે તેમાંય. ૧
ફળે વૃક્ષ લચેલાં સાર, આંબા કેળ અંજીર અનાર;
જોઇ આનંદ પામ્યો નરેશ, આશ્રમ માંહે પ્રવેશ. ૨
બેઠો સિદ્ધ હુતો તે ઠામ, તેને પ્રીત્યે કર્યા પ્રણામ;
કહે સિદ્ધ તું કયાંથી આવ્યો, તુને આ વનમાં કોણ લાવ્યો. ૩
રાજચિન્હ છે તારે અંગ, પણ કોય નથી તુજ સંગ;
કોણ દેશ ને કોણ છે ઠામ, આવ્યો આ વનમાં શું કામ. ૪
સુણી સિદ્ધના એવાં વચન, કરજોડી કહે રાજંન;
ચંદ્રનગર તણો જે ભૂપ, ચંદ્રસેન છે નામ અનુપ. ૫

મુને જાણુજો તેનો તન, થયું દેશ જોવાનું મન;
માન સરોવર ઉપર ગયો, શિવ સેવાથી સુખીયો થયો. ૬
આવી નાગની કન્યા ત્યાંય, લેઇ ચાલી પાતાળની માંય;
વરી પદ્મિની મુજને તેહ, બહુ વિગત જાણે છે એહ. ૭
આપી ઉડણ બુટ્ટી એક, જઇ જોયા મેં લોક અનેક;
મેરૂ ઉપર આવ્યો જ્યારે, મળ્યો હંસ મુને એક ત્યારે. ૮
કહી વાત વૈરાગની જ્યારે, મુને નિદ્રા આવી ગઇ ત્યારે;
ઘેને ઘેરાયું મ્હારૂં શરીર, લાવ્યો હરણ કરી કોય વીર. ૯
હુતી ઉડણ બુટ્ટી જેહ, મુજ પાસેથી લેઇ ગયો તેહ;
મૂકયો આ વનમાંહે જ્યારે, હવે આવ્યોછું શરણ તમારે. ૧૦
કહે સિદ્ધ હવે ન ડરેશ, ક્ષણમાં પહોચાડું તારે દેશ;
એમ કહી ફળ આપ્યાં સાર, હૃદયે રીઝયો રાજ કુમાર. ૧૧
ભક્ષ કરી કીધું જળ પાન, જાણ્યો સિદ્ધ ઘણો ગુણવાન;
કર જોડી કહે છે ભુપાળ, અહીં થઇ ગયા કેટલા કાળ.૧૨
સિદ્ધ કહે સહુ સૃષ્ટિ જેહ, તે પહેલો છે મ્હારો દેહ;
ન્હોતી ધરતી ન્હોતું નીર, ન્હોતું તેજને નહિ સમીર. ૧૩
જ્યારે ન્હોતું થયું આકાશ, ત્યારે મ્હારો હુતો પ્રકાશ;
ન્હોતા સુરજ ન્હોતા ચંદ્ર, ન્હોતા બ્રહ્મા વિષ્ણુને ઇંદ્ર. ૧૪
સત રૂપી ભૂમી છે જ્યાંય, હંસ રૂપ હુતો હું ત્યાંય;
સત્‌થી ચિત્‌ થયું જે વાર, તેથી આનંદ થયો અપાર. ૧૫
આનંદમાંથી ઇચ્છા થઇ, ત્રિગુણ ઉપજ્યા તેથી સહી;
ચોવીસ તત્વ થયાં છે ત્યાંય, હું આવી રહુંછું તે માંય.૧૬

હું મ્હારૂં નથી ભૂલ્યો રૂપ, તેથી સિદ્ધ રહ્યો છું ભૂપ;
જે પોતાનું ભૂલે આપ, તેને લાગે સઘળા પાપ. ૧૭
પાપે સૌ જનમે ને મરે, રોગ જરા આદિ દુઃખ કરે;
જેને પાપ ન થાય લગાર, તે નરની રહે અમર કાય. ૧૮
નવનીધ ને અષ્ટમા સિદ્ધિ જેહ, સદાય હાજર રહેછે તેહ;
જે નર ભૂલે સત્ય સ્વરૂપ, તે એ છે માયા કૂપ; ૧૯
જેમ જેમ પાપ કરે છે રાય, તેમ તેમ અધમ દેહમાં જાય;
હું છું હંસ સનાતન સોય, મુજથી પેહેલું ન મળે કોય. ૨૦
રાજા કહે છે સઘળા દેહ, પરથમ કોણે કીધા તેહ;
સિદ્ધ કહે કરતારે કર્યા, તેમાં હંસ પોતાના ધર્યા. ૨૧
જેવાં જેણે કીધાં પાપ, તેવાં તે પામે પરીતાપ;
રાજા કહે દેહ છે જેહ, કરમ વિના કેમ જીવે તેહ. ૨૨
સિદ્ધ કહે કરમ જે કરે, ઈશ્વર આજ્ઞાએ અનુસરે;
ભૂલે નહિં હંસનો જાપ તેને કાંઇ ન પરસે પાપ. ૨૩

ચોપાઇ.

વળી સિદ્ધને પૂછે રાય, સહુ સિદ્ધિતે શાથી થાય;
જેને સાધે છે સઘળા સિદ્ધ, મુને તેની બતાવોને વિધ. ૧
કહે સિદ્ધ છે સાધન જેહ, જોગ સાધને પામે તેહ,
જેની ધારણા ધારે જેવી, તેને થાય છે સિદ્ધિ તેવી. ૨
આઠ સિદ્ધિઓ મોટી જેહ, અષ્ટ સાધને પામે તેહ;
પંચતત્વોની ધારણા કરે, દેહ ધારે તેવો તે કરે. ૩
પૃથ્વીમાં હોય પૃથ્વી રૂપ, થાય જળમાં તે જળ સરૂપ;
વળી અગ્નિમાં અગ્નિ જેવો, હોય વાયુમાં વાયુ તેવો. ૪

હોય શબ્દમાં શબ્દ સરૂપ, એવી સિદ્ધિઓ પામે અનૂપ;
કરે બ્રહ્માંડ જેવી કાય, વળી અણું સરખો થઇ જાય. ૫
એવાં સિદ્ધિનાં અદભૂત કામ, ધરે સૃષ્ટિનાં રૂપ તમાંમ;
જાણે સર્વના મનની વાત, એવો સિદ્ધ બને સાક્ષાત. ૬
ધરે આકાશ કેરૂં ધ્યાન, થાય તે નર બ્રહ્મ સમાન;
એથી અધીક કહેવાનું નથી, સાચે સાચું કહ્યું મ્હેં કથી. ૭
જ્યારે તત્વ સમસ્ત સધાય, તેતો ઇશ્વર આપે થાય;
વણુ સાધે રહે જડ જીવ, પર આધીન દીન સદૈવ. ૮
માટે માનવનો ધરી દેહ, સાધે જોગ તો સમરથ તેહ;
વણુ સાધે મરે અવતરે, દેહ લાખ ચોરાશી ના ધરે. ૯
એળે ખુવે મનુષ્યનો દેહ, જાણે પશુ બરાબર તેહ;
ધન કોટીક ખરચે કોય, એક શ્વાસ મળે નહિં તોય. ૧૦
એને એળે ખુવે છે પ્રાંણી, નથી જાણુતો મોટી હાંણી;
કર સાધન જો તુંને ગમે, શીદ લોક જોવાને ભમે. ૧૧
આખું બ્રહ્માંડ આપની માંય, પણુ તુ નથી લેહેતો કાંય.
એમ કહી સિધ્ધે તેણી વાર, કીધું મોટું રૂપ નીરધાર. ૧૨
ચૌદ લોક એના દેહમાંય, દીઠા ભુપે તતક્ષણુ ત્યાંય;
વળી ન્હાનું દેખાડ્યું રૂપ, જોઇ વિસ્મય થયો મન ભુપ. ૧૩
બીજાં રૂપ દેખાડ્યાં અનંત, એવો સિદ્ધ ઘણો ગુણુવંત;
જાણ્યું મનમાં જથારથરાય, સહુ સાધનનો મહીમાંય. ૧૪
ચૌદ લોક તણું સુખ જેહ, આની આગળ ત્રણુવત તેહ;
હવે જાઉં જો મારે ધામ, કરૂ સાધન બેસીને ઠામ. ૧૫
જીવ કાચા સરવ મરી જાય, નથી જાણુતા સરસ ઉપાય;
અવતારી તણા ગુણુ ગાય, આખો જન્મ વૃથા વહી જાય. ૧૬

પ્રભુ રૂપ શકે નાહં જાણી, ગાય રસની ભરેલી વાણી;
તજી ચૈતન જડને ધાય, તેથી કારજ કાંય ન થાય. ૧૭

દોહા.

સાચો જાણી સિદ્ધને, વળતી લાગ્યો પાય;
શીખ્યો સાધનની કળા, ઉલટ અંગ ન માય. ૧
આંખ મીંચાવી એ સમે, સિદ્ધે જેણી વાર;
એક પલકમાં આવીઓ, જ્યાં છે નાગ કુમાર. ૨
પદ્મિની છે પાતાળમાં, ત્યાં આવ્યો તતખેવ;
સમરથ જાણ્યો સિદ્ધને દેવ તણો છે દેવ. ૩
પ્રીતે પૂછે પદ્મિની, દીઠા કેવા દેશ;
કેવા આનંદ પામીયા કેવા દીઠા કલેશ. ૪
વળતી વિસ્તારી કહી, વિનતા આગળ વાત;
જેવું જોયું જગતમાં, તેજ કહ્યું સાક્ષાત. ૫
સારી વાતો સીદ્ધની, તે કહી સઘળી ત્યાંય;
પ્રીતે હરખી પદ્મિની, પોતાના મનમાંય. ૬
પુણ્ય તણાં પરતાપથી, સંકટ સઘળા જાય;
વન પરવત સાગર વિષે, પુણ્ય કરે છે સ્હાય. ૭
પાપી પ્રાણી હોય તે, નિશ્ચે માર્યો જાય;
માટે માનવ માત્રને, કરવું પુણ્ય સહાય. ૮
અગ્નિમાંથી ઉગરે, વાઘ સિંહ ના ખાય;
મહા વિકટ ઠામે વળી, પુણ્ય કરે છે સ્હાય. ૯
કાયા વાચા મન વડે, પુણ્યવંત જે હોય;
તેને આ સંસારમાં, કષ્ટ પડે નહિં કોય. ૧૦

પાપીને પીડા કરે, ભૂત પ્રેત વૈતાલ;
નવ ગ્રહ પણ તેને નડે, કરે પનોતી કાળ. ૧૧
પુણ્ય તણા પરતાપથી, સારો મળે સુસંગ;
ગુણ બુદ્ધિ વિદ્યા વધે, સમજે સર્વ પ્રસંગ. ૧૨
નારીને કહે નરપતી, સાંભળ મારી વાત;
જઇએ મ્હારા દેશમાં, જ્યાં છે મારો તાત. ૧૩
દિવસ ઝાઝા વહી ગયા, જોયા સઘળા દેશ;
ચાલો જઇએ આપણે, જ્યાં છે ચંદ્ર નરેશ. ૧૪
શ્યામા કહે સારૂં કહ્યું, ચાલો જઇએ ત્યાંય;
જોવા નગરી તમ તણી, છે ઇચ્છા મનમાંય. ૧૫
આજ્ઞા માગી તાતની, કરી એજ વિચાર;
નગરી જ્યાં ચંદ્રાવતી, ત્યાં જઇએ નિરધાર. ૧૬
શેષે સઘળી સંપત્તિ, આપી ત્યાં નિરધાર;
નિજ નગરીમાં આવીયો, વળતી રાજકુમાર. ૧૭
રાજા પાસે મોકલ્યો, આગળથી દૂત એક;
આપી તરત વધામણી, રાયે કરી વિવેક. ૧૮
વાજીંત્ર વગડાવીયાં, રાયે તેણી વાર;
પદ્મિની સહીત પધારીયો. વળતી રાજકુમાર. ૧૯

ચોપાઇ.

ભેટયો ભુપને રાજકુમાર, વાધ્યા આનંદ અંગ અપાર;
જોઇ પદ્મિની હરખ્યો ભૂપ, જેનું રંભાના સરખું રૂપ. ૧
કહે કુંવર પ્રત્યે નરેશ, કહો દીઠા છે કેવા દેશ;
કહી કુંવરે સઘળી વાત, આદ્ય અંત લગી સાક્ષાત. ૨
શેષ નાગની કુંવરી એહ, નામે ચંપકમાળા તેહ;

એની પાસે છે વિદ્યા બહુ, તેથી લોક જોયા મેં સહુ. ૩
જમરાયનાં જોયાં ધામ, દીઠાં તે તણા સઘળાં કામ;
ચિત્ર વિચિત્ર દફ્તરદાર, પાપ પુણ્ય તણા લખનાર. ૪
ચૌદ કોટી છે જમના દૂત, તેનાં કામ ઘણાં અદભૂત;
પાપી જીવોને દે છે દંડ, એવા દૂત છે મોટા પ્રચંડ. ૫
જેણે પાપ કર્યાં હોય જેવાં, તેને દુઃખ પડે છે તેવાં;
પુણ્યવંતા છે પ્રાણી જેહ, જાય સ્વર્ગ ભોવનમાં તેહ. ૬
તેના વૈભવનો નથી પાર, મ્હેં તો જોયાં સર્વ નિરધાર;
હરિ ભકિત તણાં કરનાર, વસે વૈકુંઠમાં નિર્ધાર. ૭
શિવ ભક્તિ કરે છે જેહ, વસે કૈલાસમાં જઇ તેહ;
અન્ય દેવ તણાં ભજનાર, દેવ લોકે વસે નિરધાર. ૮
મહા પ્રલય આવે છે જ્યારે, જાય પ્રલય સઘળાં ત્યારે:
જઇ માયામાં સઘળા સમાય, સૃષ્ટિકાળે તે પાછા થાય. ૯
મુની માર્કંડ જેવા જેહ, ઘણા કલ્પ જીવે છે તેહ;
જોગ સિદ્ધિનાં સાધન કરે, તે તો કોય કાળે ના મરે. ૧૦
પરબ્રહ્મનું ધારે ધ્યાન, તે તો થાય છે બ્રહ્મ સમાન;
મને સિદ્ધ મળ્યો હતો એક, તેણે સઘળો કહ્યોછે વિવેક.૧૧
જોગ સાધન સૌથી સારૂં, મન માન્યું છે તે થકી મ્હારૂં;
નથી સાધન કરતા જેહ, મરે કાચા બચારા તેહ. ૧૨
ભકિત જોગ સર્વથી ભલો, કરવો એજ ઘટે એકલો;
જીવ રાખે પ્રભુપદ પ્રીતિ, રહે સંસારમાં દ્દઢ નીતિ. ૧૩
કરે સરવે તણો ઉપકાર, રીઝે તેથી જગત કરતાર;
કહી કુંવરે સઘળી વાત, ઘણું હ્રદયમાં રીઝયો તાત. ૧૪
સોંપ્યું સુતને તે સઘળું રાજ, કીધાં પોતે ધરમનાં કાજ;

જનકાદિક થઇ ગયા જેવા, ચંદ્રસેન થયા છે તેવા. ૧૬
કથા સાંભળે તેમની જેહ, થાય નિર્મળ તેનો દેહ;
બહુ તીર્થનું ફળ હોય, સુણે પ્રેમ સહિત જે કોય. ૧૭
લેઇ સર્વ પુરાણનો સાર, કહ્યું ચંદ્ર ચરિત્ર ઉદાર;
શીખે સાંભળે જે નરનારી, થાય બુદ્ધિ તેની નિર્મળ સારી. ૧૮
નથી શાસ્ત્રમાં જેના પ્રમાણ, એવી વાતો સુણે છે અજાણ;
પાપ પુણ્ય ગણે નહિ મૂઢ, તેને અંતે પડે દુઃખ પ્રુઢ. ૧૯
નીતિ ધર્મ તજે છે જેહ, નર નાસ્તિક કહીએ તેહ;
તેનો જન્મ વૃથા જાય, શુભ સાધન કાંય ના થાય. ૨૦
લુખુ જ્ઞાન કથે છે કોય, શુન્યવાદી સરીખા સોય;
કરે ધર્મ ઉપર જે તર્ક, તેને અંતે મળે છે નર્ક. ૨૧

દોહા.

ધર્મશીળ કહે તાતને, મ્હેં જોયા સઉ દેશ;
પાપ કરમ કરનારને, અંતે સુખ નહિ લેશ. ૧
પુન્યવંતને દેખીએ, જો કાંઇ પહેલું દુઃખ;
પણ આગળ તેને મળે, સારૂં અઢળક સુખ. ૨
પાપની સઉ સંપત્તિ. એળે વેળે જાય;
પુન્યવંતને શ્રી હરિ, સદા કરે છે સ્હાય. ૩
પુન્યવંત પ્રાણી તણી, કીરતી સારી હોય;
પાપી જનને લોકમાં ધીક્કારે સઉ કોય.
ચોરી જારી લાંચવા, ચાડીના કરનાર;
એવા પાપી જીવને, સરવ કરે ધીક્કાર. ૫
વિક્રમ સંવત ઓગણી, તે ઉપર છવીસ;
કથા કરી છે છોટમે, પ્રેરક શ્રી જગદીશ. ૬

ઇતિ શ્રી चंद्रचरित्र आख्यान संपूर्ण.

# अथ उद्धव कृष्ण संवाद.

દોહા.

વિઘ્ન હરણ અશરણ શરણ વિદ્યાનો દાતાર,
તે ગણપતિને હું નમુ, આપો બુદ્ધિ ઉદાર. ૧
ઉદ્ધવને શ્રીકૃષ્ણની, ગોષ્ટિ પરસ્પર જેહ;
કેશવની કરૂણા થકી કહું વિસ્તારી તેહ. ૨
ભોમી ઉપર જે સમે, થયો દુષ્ટનો ભાર;
તે હરવા જદુવંશમાં થયા કૃષ્ણ અવતાર. ૩
ગોકુળમાં લીલા કરી, દીન બાવન વર્ષ અગીઆર;
વળી મામા કંસને, માર્યો તેણે ઠાર. ૪
ઉગ્રસેનને આપીયું, રૂડું સઘળું રાજ઼
ગુરૂ પાસે વિદ્યા ભણી, કીધું અદ્ભુત કાજ. ૫
વાસી નગરી દ્વારકાં, સાગર કેરી તીર;
છપ્પન કુળ જાદવ થયા, ધર્મ ધુરંધર ધીર. ૬
સુંદરી સોળ હજારને ઉપર એકસો આઠ;
પ્રિત કરી પોતે વર્યા, ઠીક રચ્યો સઉ ઠાઠ. ૭
પક્ષ કરી પાંડવ તણો, ઉતાર્યો ભૂભાર;
યજ્ઞ યાગ વિધિયો કરી, દીધાં દાન અપાર. ૮
જાદવ ઉન્મત્ત જોઈને, કરી પ્રેરણા આપ;
હાંસી કરતાં વિપ્રની, થયો સર્વને શ્રાપ. ૯
એક સમે એકાંતમાં, બેઠા જાદવરાયઃ
ઉદ્ધવજી ત્યાં આવીયા, પ્રિતે લાગ્યા પાય, ૧૦

કર જોડી શ્રીકૃષ્ણને, વિનય કર્યો બહુવાર;
કહો કૃપાનીધિ આપનો, શો છે ગુપ્ત વિચાર. ૧૧
દ્વારામતીમાં થાય છે, અશુભ ઘણા ઉત્પાત;
કહો કૃપાનિધિ આપનાં, મનમાં શી છે વાત. ૧૨

## ચોપાઇ ત્રિતાલ.

સુણી ઉદ્ધવજીની વાણી, વળતા બોલ્યા સારંગપાણી,
તમે ઓદ્ધવ મ્હારા મિત્ર, સાચા સજ્જન પરમપવિત્ર. ૧
તમો આગળ કહુ છું વાત, જાણી સંત ભલા સાક્ષાત,
થશે જાદવ કુળનો નાશ, નથી કોઇને રહેવાની આશ. ૨
અમે જઇશું વૈકુંઠધામ, જશે સિંધુમાં દ્વારકા ગામ,
એક રહેશો તમે છો સંત, એમ બોલ્યા શ્રી ભગવંત. ૩
સુણી ઉદ્ધવે એવો વિચાર, આવી આંખ્યોએ આસુનીધાર,
આવી મુર્છા થયા દિગ્મુઢ, દુઃખ વ્યાપ્યું રૂદેમાં પ્રુઢ. ૪
એવું જોઇને બોલ્યા ઘનશ્યામ, તમે ઉદ્ધવ ના કરો આમ,
એવો મોહ મિથ્યાનવ ધરીયે, સત્ય સ્વરૂપ જાણીને ઠરીયે ૫
જાણો દષ્ટ પદારથ ફોક, માયા મૃગજળ ચાહે લોક,
ધરે દેહ તે સરવે જાય, રહીના શકે કોટી ઉપાય. ૬
કહુ કલ્પતણી એક વાત, તે સુણજો તમે સાક્ષાત,
જુગ ચાર વિતે છે જયારે, એક ચોકડી થાય છે ત્યારે. ૭
એવી બોતેર ચોકડી જાય, એક મનવંતર કહેવાય,
વીસ આઠ મનવંતર હોય, દિનરાત્રી બ્રહ્માની સોય. ૮
એવે માપે વરસ સો થાય, ત્યારે દેહ બ્રહ્માનો જાય,
એવા સહસ્ર બ્રહ્મા હોય જ્યારે, શ્વાસ વિષ્ણુતણો હોય ત્યારે ૯

દસ સહસ્ત્ર વિષ્ણુ હોય, પળ શિવની કહાવે સોય.
જાય શંકર એવા હજાર, શ્વાસ શક્તિનો હોય નિરધાર. ૧૦
વીતે શક્તિ સહસ્ત્ર જો એવી, નિરંજનતણી પળ હોય તેવી,
સઉ નિરંજનમાં જઈ રહે, એક કલ્પ તે તેને કહે. ૧૧
એવા કલ્પ ચતુર દશ જાય, દેહ માર્કંડનો લય થાય,
મુનિ માર્કંડ મરે છે જ્યારે, રોમ ત્રાડે રોમાંચલ ત્યારે. ૧૨
સો કલ્પે રોમાંચલ મરે, પીછું બગદાલવ અળગુ કરે,
સહસ કલ્પે બગદાલવ પડે, એકવટ હંસ પીછુ ઝડે. ૧૩
વટહંસ સહસ્ત્ર દસ જાય, એક શ્વાસ ભુલંડીનો થાય,
મહા કલ્પ ભુષંડીના રહે, સઉ બ્રહ્મની ભેળા વહે. ૧૪
બ્રહ્મ સચ્ચિદ આનંદ સોય, શ્વાસ કેવલ કેરો હોય,
ઉઠે શ્વાસ સૃષ્ટિ સઉ થાય, બેસે ત્યારે પોતામાં સમાય. ૧૫
એવો કરતા પ્રભુ છે જેહ, હું તો તમને બતાવીશ તેહ,
તમે જાણશો એને જ્યારે, થશો મુક્ત તરત તે વારે. ૧૬
છતે દેહે થઇ રહો મુક્ત, એવી તમને બતાવું જુક્ત,
મુઆ પુઠળ મુક્તિ જે કહે, એતો ઠગ ગુરૂ કાંઈ ન લહે. ૧૭
મહા કલ્પે ભળે છે જેમાં, છતે દેહે હું ભેળવું તેમાં,
ગ્રહો ઉદ્ધવ મ્હારૂં જ્ઞાન, રાખો એક પ્રભુમાં ધ્યાન. ૧૮
સત્ય જ્ઞાનને આનંદ જેહ, મ્હારૂં શુદ્ધ સ્વરૂપ છે તેહ,
જનના મનમાંથી એ જો જાય, થઇ પામર બહુ પીડાય. ૧૯
માટે આપવું જ્ઞાનનું દાન, નથી સુકૃત એહ સમાન,
જ્ઞાન નેત્ર વના સઉ અંધ, ના હોય ઇશ્વર સાથે સંબંધ ૨૦
જેમ નેત્ર વના નર હોય, રવિરૂપ ન દેખે સોય,
આઠે પહોર તેને અંધારૂં, નવ સુઝે સારૂં કે નઠારૂં. ૨૧

ઉદ્ધવ જ્ઞાન મનુષમાંથી જાય, ત્યારે પશુ બરાબર થાય,
કરે કર્મ અનિતિ અઘોર, ફરે ઢંગ વહાણા ઢોર. ૨૨
પછી કોપ કરે કરતાર, હોય શ્રષ્ટિતણો સંહાર,
ધરૂં દેહ હું એટલા સારૂ, ઘણું જ્ઞાન કથી વિસ્તારૂં. ૨૩
હોય અનુભવી સાચા જેહ, નિશ્ચે જાણવો મ્હારો દેહ,
ઉદ્ધવ છો તમે સંત સુજાણ, માટે માનજો મ્હારૂં પ્રમાણ. ૨૪
તમે થાજો એ જ્ઞાનના વેત્તા, એનું મૂળ રખે જવા દેતા,
એની ચાલે પરંપરા જેમ, તમે કરજો નિરંતર તેમ. ૨૫
તમને આપું છું ઉત્તમ લક્ષ, તેથી દેખશો રૂપ પ્રત્યક્ષ,
તમે લક્ષ ન ભૂલશો લેશ, કોય સમે જો પલટો વેશ. ૨૬
વળી થાશો એવાને એવા, સદા કાળ તમે મુજ જેવા,
અમે જઇશું સ્વધામે જ્યારે, કળી કાળ લોપાશે ત્યારે. ૨૭
શિવે તંત્ર કર્યાં છે જેહ, ઠામે ઠામે પ્રવરતશે તેહ,
દયા ધર્મ તે સઘળો જશે, બહુ પાંખડ ઉભાં થશે. ૨૮
કરશે હિંસાવાળા બહુ કર્મ, વળો ડુબશે વેદનો ધર્મ,
આર્ય ધર્મ તે ચુંથાઇ જશે, નવા કલ્પિત ઉભાં થશે. ૨૯
જગત કરતાનું નહિ હોય જ્ઞાન, થશે પંથવાળા ભગવાન,
ઝાઝો જેહ હશે વાચાળ, કરશે દંભ તે મોટો વિશાળ. ૩૦
પરધન હરવા બહુ તંત્ર, છાના સાધશે મેલા મંત્ર,
અલ્પ બુદ્ધિના જીવ અજાણ, તેને અરપશે તનધન પ્રાણ ૩૧
સાધી વીરને કરશે સમાધી, ખરી વસ્તુ તો અમને લાધી,
અમે અક્ષર ધામથી આવ્યા, પ્રભુ પાસેથી મેવા લાવ્યા. ૩૨
જોઇ અચરત પામશે જંત, કહેશે એજ ખરાં ભગવંત,
મંદ બુદ્ધિ ન જાણે મર્મ, ખરો જાણશે ખળનો ધર્મ. ૩૩

જુઠ નિંદા કપટને દ્વેષ, તેનો ત્યાગ કરે નહિ લેશ,
ક્રોધ દંભને ઇર્ષા બહુ, એવા સાધુ કહેવાશે સઉ. ૩૪
પર પંથને શત્રુ ગણે, કોટી ઉપાય કરીને હણે,
વેદ વાકયનો ફેરવે અર્થ, તેને કહેશે મોટા સમર્થ ૩૫
ઉદ્ધવ કપટી તણી જે કરણી, કોટી જીવે ન જાયે વરણી,
કળી કાળમાં એવા થશે, ખરૂં જ્ઞાન તો લોપાઈ જશે. ૩૬
તમ સરખા જો જ્ઞાની હોય, તેનું વચન ન માને કોય,
પ્રભુ વ્યાપક જો કોઇ કહે, સરવાતીત સાક્ષી રહે. ૩૭
તેની નિંદા કરે શઠ બહુ, ગણે જીવ ચરાચર સઉ,
હોય પંથનો આગુઓ જેહ, પ્રભુ માનીને પૂજે તેહ. ૩૮
તેના નામની ફેરવે માળા, કરે લોક છેતરવાના ચાળા,
ઘણી જુક્તિ કરી ધન હરશે, ગામે ગામમાં મંદિર કરશે. ૩૯
ખળ થઇ જશે સઘળા જીવ, કોઇ નહિ લહે સાચો શિવ,
એવું કળીયુગ માંહે થાશે, સત્યદાન દયા ધર્મ જાશે. ૪૦

ઇતિશ્રી ઉદ્ધવ ગીતા પ્રથમોધ્યાય–૧

દોહો.

વચન સુણી વિશ્વેશના, ઉદ્ધવ થયા ઉદાસ,
પ્રથમ પંથ જે વેદનો, કોણે કીધો નાશ. ૧
શબ્દ બ્રહ્મનું સર્વથી, મહા મોટું સિદ્ધાંત,
તેને નાંખે ફેરવી, એ કોણ બુધ્ધવંત. ૨
આ કારણ કરવો પડયો, પાંખડીનો પંથ,
કુતર્ક કરી કોણે કર્યા, જુઠા નાસ્તિક ગ્રંથ. ૩
ઉધ્ધવની વાણી સુણી, વળતા બોલ્યા કૃષ્ણ,
સાંભળજો હવે તમે સારૂ પુછયું પ્રશ્ન. ૪

## રાગ સીતાજીના મહિનાનો.

તમે ઉધ્ધવ સુણજો એક પુરાતન વારતા,
પહેલાં દાન દેવ સમેત ધર્મ દઢ ધારતા.
હિરણ્યા કશ્યપના સુત સર્વ દાનવને દેવતા,
હુતા દાનવ શિવના ભક્ત સદા તેને સેવતા.
રહેતા દેવ ત્રિવિષ્ટમાંહે, દાનવ ચિંતા દેશમાં,
એક એકનું લેવાને રાજ્ય કરતા જુધ્ધ ક્લેશમાં.
આપ્યાં વિશ્વ કર્માએ, વિમાન દેવ સુખીયા થયા,
ચઢી સ્વર્ગમાં દેવા માર, દાનવ દુખ્પીયા.
પછી સર્વે ગયા શિવપાસ, પીડાથી પોકારીયા,
અમે ભક્ત તમારા ઇશ, દેવો થકી હારીયા.
આપ્યાં વિશ્વ કર્માએ વિમાન વધુ બળતણું,
પ્રભુ અમને આપો ત્રિપુર, વધે બળ અમ તણું.
તમ ટાળી હણે નહિ કોય, એવો વર આપજો
જાણી સેવક સાચા નાથ, સંકટ સઉ કાપજો.
મય દાનવ કેરો સુતાર, આજ્ઞા કરી શંકરે,
તમે રહેજો હવે ત્રયપુર, થશે સઉથિ સરે.
સોના રૂપા ત્રાંબાના, તરત ત્રિપુર બનાવીયાં,
વસ્યા દાનવ કુરંગ સમેત ભલાંમન ભાવીયાં.
થયા આકાશ ગામી તે, દેવ દુઃખીયા થયા,
કર્યું જુધ્ધ હઠાવ્યા દેવ, નગર લૂટી ગયા.
કર્યો વળતો દેવે વિચાર, સર્વ ટોળે મળી,
હવે દાનવ સર્વ જીતાય, એવું કરવું વળી.
સુણી દેવોએ કર્યો વિચાર, ગુરૂજી ગીરાપતિ,

પામ્યા દાનવ શિવ વરદાન, ભેદાશે શિવવતી.
કરીએ કપટ ભરેલો ધર્મ, મર્મ કોઇ ના લહે,
દયા જાણીને પાળે જીવ, શિવ કોઇ ના કહે.
રચ્યા નાસ્તિકના ગ્રંથ, કપટ ભરી કુંડીયા,
થયા ગુરૂજી તે સહેજાનંદ, દેવ થયા મુડીયા.
સહેજાનંદ કહે આ જગત સ્હેજથી રચાય છે,
હોય તત્વનો સહેજ સંજોગ જીવ તું થાય છે.
નથી ઇશ્વર કર્તા કોઇ, સર્વમાં જીવ છે,
ચાહે તત્વ સંજોગે સર્વ, કહો કોણ શિવ છે.
કરી કપટી સાધુનો વેશ, દાનવ તણા દેશમાં,
આવ્યા દાનવનો જ્યાં નરેશ, વિચિત્રતાના વેશમાં
મહા ત્યાગ વડા વિતરાગ, દયાએ દેખાડતા,
જળ મુકાવી લેતા પાપ, પંથમા પાડતા.
કહે શિવ નથી નિરધાર સર્વમાં જીવ છે,
જીવે જીવ વડે સઉ કોય, તત્વ તો સદૈવ છે.
અન્ન બ્રહ્મ છે દેહનુ નામ હણે જો તેહને,
બ્રહ્મ હત્યા તો તેને હોય, જાણવી એહને.
કંઈકંઇ દેખાડીયા ચમત્કાર, ગમારોને તે છેતર્યા
આપી શિક્ષાની પત્રીચો ત્યાંય શિષ્ય સઘળા કર્યા.
માને ઇશ્વર મિથ્યા અંધ, જીવોને જાલવે
ભજે નાસ્તિક ગુરૂનું નામ વાગ જુઠા લવે.
ત્યજા ભકિત શંકરની તે દેવ રાજી થયા,
પછી પલટી પોતાનો વેશ, શંકર પાસે ગયા.
કહી વિનય કરીને વાત, કપાલી કોપાવીયા,
તેથી કીધો ત્રીપુરનો નાશ, નિગમને મનાવિયા.

કોઇ આવ્યા શંકરને શર્ણું, ઘણા માર્યા ગયા;
વળી નાસ્તિક, કળજુગ માંય પાછાં પેદા થયાં.

દોહા.

ઉદ્ધવ કળ જુગ આવશે, પ્રગટ થશે બુદ્ધ પંથ
નાસ્તિક સઘળા અવતરી, કરશે કુડા ગ્રંથ. ૧
વિપ્ર વેદને નિંદશે, કરશે કલ્પિત કર્મ,
કહી કુસંગી સર્વને, દૃઢ કરશે નિજ ધર્મ. ૨
બુદ્ધિ બુદ્ધ ભમાવશે, જોઇ જોઇ ભોળાજન,
માથા ઝીકી મનુષ્યનાં, ફટ ફેરવશે મન. ૩
ત્યાગીનાં ટોળાં થઇ, ફરશે ગામે ગામ,
નિંદા સઉની શીખવી, નરકે જાશે તમામ. ૪

ચોપાઇ ત્રીતાળ.

સુણી શ્રી હરિજીની વાણી, બોલ્યા ઉદ્ધવ જોડીને પાણી;
કહો કરૂણા કરી કીરતાર, કયારે બુદ્ધનો થશે અવતાર. ૧
શા કારણ નંદશે વેદ, તેનો મુજને બતાવો ભેદ;
વેદ ઇશ્વરની છે વાણી, બુદ્ધે નહી હશે શું જાણી. ૨
બુદ્ધ કહે છે હરિ અવતાર, કેમ તેણે કર્યો ધિક્કાર;
કીયે ઠામે તે પ્રગટ થશે, ધર્મ કયાં સુધી ચાલતો હશે. ૩
તેને ઉથાપશે વળી કોણ, મુને કહો પ્રભુ કરો વખાણ;
સુણી ઉદ્ધવજીના પ્રશ્ન, પછી બોલ્યા કૃપા કરી કૃષ્ણ. ૪
ઉદ્ધવ વેદ પહેલા જનમાત્ર, હુતા સઘળા તે હિંસાના પાત્ર;
એવું જાણી રચ્યા મેં વેદ, તેમાં બાંધ્યો છે વિધિ નિષેધ. ૫
હણે યજ્ઞ વિધિ વિના જીવ, તે તો ભોગવે નર્ક સદૈવ;
વળી વેદને અંતે સઉ, યજ્ઞ નિષેધ કીધા બહુ. ૬

તોયે સ્વાદના લોભીયા હતા, કરી હિંસાને નર્કે જતા;
ત્યારે બુદ્ધ તણો ધરી દેહ, જડમુળથી ખોદશે તેહ. ૭
ઉદ્ધવ આશય માહરો એવો, કોય સમજી શકે તમ જેવો;
મંદ બુદ્ધિ લહે નહિ મર્મ, મિથ્યાનિંદે શ્રુતિ તણો ધર્મ.

રાગ સોરઠની દેશી.

ઉદ્ધવ આગમ આજથી, સુણજો નિરધાર;
કપટ ધર્મ કલિકાળમાં થશે અનેક અપાર. ઉદ્ધવ.
જાતાં વર્ષ કળજુગ તણાં, એવાં અઢીરે હજાર;
મોટો થશે મધ્ય દેશમાં, બુદ્ધનો અવતાર. ઉદ્ધવ.
રાજા થશેરે વિર વંશનો. સારો ને સર્વજ્ઞ,
રામથી પુરૂષ જે સાતમો, જેણે નિંદ્યા છે યજ્ઞ. ઉદ્ધવ.
રામ તણો લવ જાણવો, તેનો પદ્મક બાળ,
પુત્ર રૂતુપર્ણ તેહનો, ભલો તેહ ભુપાળ. ઉદ્ધવ.
વસ્રપાણી સુત તેહનો, તેનો સુધારે દંન;
બુદ્ધ થયો સુત તેહનો, જેનું મોટું છે મન. ઉદ્ધવ.
દ્વાદશ વર્ષનો બુદ્ધ થયોરે, ભણ્યો વિદ્યાના ભેદ,
સાર જોયો પછી સાંખ્યનો વળતી જોયા છે વેદ. ઉદ્ધવ.
કલેશ દીઠો કર્મ કાંડમાંરે, ઘણા જીવોની ઘાત,
ત્રાસ થયો તેવું જોઈને, નિંદી વેદની વાત. ઉદ્ધવ.
એક દિવસ બુદ્ધ ચાલિયા, નિજ નગરથી બહાર;
વૃદ્ધ મળ્યો કોઈ વાટમાં, પુછી લીધો છે પાર. ઉદ્ધવ.
નેત્ર ગળે ને અંગ થરથરે, કહ્યું ના સુણે કાન,
ઢીલી ત્વચા કેશ ધોળીયા, નહિ શુદ્ધિને સાન. ઉદ્ધવ.
બુદ્ધ કહે તું કોણ છે, આવું કયમ થયું અંગ;
વૃદ્ધે કહી પછી વારતા, પરા પુરત્ન પ્રસંગ. ઉદ્ધવ.

બાળ હતોને જુવાન થયો, હુતો તરૂણમાં તોર;
વૃદ્ધ થયો બળ વહી ગયું, જરા ના રહ્યું જોર. ઉદ્ધવ.
વાત સુણી વિસ્મે થયો, કર્યો બુદ્ધે વિચાર;
આરે કાયાની એવી ગતી, જાણુ નિશ્ચે થનાર. ઉદ્ધવ.
ક્ષીણ થાય છે ક્ષણે ક્ષણે, દિન જાય છે રાત;
નવે છીદ્ર નિત્ય દેખતાં, ઝરી જાય છે તેલ. ઉદ્ધવ.
કાચો કુંભ જળે ભર્યો એવો કાયાનો ખેલ;
દીપક જ્યોતિ બુઝાય છે, ઘટી જાય છે તેલ. ઉદ્ધવ.
બીજે દિવસે બુદ્ધ સંચર્યો, પુર પશ્ચમ પાસ;
રોગી દીઠો એક રાંકડો, મુખે ના માય શ્વાસ. ઉદ્ધવ.
તેને દેખીને બુદ્ધે પુછીયું, કયમ આવું શરીર;
રીતી કહી તેણે રોગની, ચાલ્યાં નેત્રથી નીર. ઉદ્ધવ.
અરેરે આયુષનું પ્રમાણ શું, ગળી જાય છે રોગ;
કોટી વિકારે કાયા ભરી, કોણ કર્મ સંજોગ. ઉદ્ધવ.
આવાં ઉપર અભિમાનથી, કરે હિંસાના કર્મ;
ધીક ધીક મુરખ માનવી, ધીક તેનો ધર્મ. ઉદ્ધવ.
ત્રિજે દિવસે બુદ્ધ તે સમેરે, ચાલ્યા દક્ષીણ દ્વાર;
મડદુ લઈને મળ્યા માર્ગે, પાછળ કરતા પોકાર. ઉદ્ધવ.
પાસે જઈને બુદ્ધે પુછીયું, કીધો તેનો તપાસ;
સાજુ તો સરવ શરીર છે, ગયો એકલો શ્વાસ. ઉદ્ધવ.
સાંખ્ય વિચારથી શોધતો આવ્યું સમજમાં એજ;
પૃથ્વીને પાણી પડયા રહ્યાં, ગયાં વાયુને તેજ. ઉદ્ધવ.
જીવ એ વસ્તુ જુદી નથી, થયો એવો વિચાર;
ચૈતન સ્હેજે થાય છે, મળે તત્વ જો ચાર. ઉદ્ધવ.

અગ્નિ ઓલાય જો એકલો, પછી ના હોય શ્વાસ;
કાષ્ટ સમાન કાયા રહે, લય પામે છે લાશ. ઉદ્ધવ.
પરમાણું જેવા દીપના, થડમાંથી જોડાય;
ઉપર જઈ અળગા પડે, ગયા તે નવ થાય. ઉદ્ધવ.
એમ ક્ષણીક છે આતમા, નથી અમર એહ;
બુદ્ધે વિચારીને બુદ્ધિમાં, તુચ્છ માનીયું તેહ. ઉદ્ધવ.

ચોથેને દિવસે ચાલીયા ઉત્તર પાસ;
જોગી દીઠોરે જંગલ વીશે, નિરાલંબ નિરાશ. ઉદ્ધવ.
આસન મારી અચલ રહ્યો અતિ ગગનાકાર;
આપકે પર નહિ ઇચ્છા, શમ્યા સઘળા વિચાર. ઉદ્ધવ.
આઠે પ્હોર આનંદમાં, દ્રઢ જેનું છે ધ્યાન;
તેને દેખીને થયું બુદ્ધને, ઘણું ઘટમાંરે જ્ઞાન. ઉદ્ધવ.
ધન ધન આવા સંતને, બાકી સઘળુંય ફોક;
ક્લેશ ભરેલા દેખાય છે, બીજા સઘળાયે લોક. ઉદ્ધવ.
એવું વિચારીને બુદ્ધને, વ્યાપ્યો મનમાં વૈરાગ;
તુચ્છ જાણી સુખ સરવનું, કીધો તત્ક્ષણ ત્યાગ. ઉદ્ધવ.

પરણ્યા હતા એક પ્રેમદા, તેને પોખ્યો વૈરાગ;
તુચ્છ વિષય સુખ ત્યાગીયાં, જેવી બળતીરે આગ. ઉદ્ધવ.
ક્ષણીક ખેલ સઉ જગતનો, ક્ષણભંગુર ભોગ;
કલતું દેખી સઉ કાળમાં, બેઠો સાધવા જોગ. ઉદ્ધવ.
રાજ સાજ સુખ પરહર્યો, ત્યજ્યા ભોગ વિલાસ;
દ્રઢ થઇ બેઠા ધ્યાનમાં, નહિ કોઈની આશ. ઉદ્ધવ.
ગાય શીખેને સાંભળે, કોઇ બુદ્ધ ચરિત્ર;
વૈરાગ્ય વ્યાપે ઉરમાં, પ્રાણી થાય પવિત્ર. ઉદ્ધવ.

## ચોપાઇ ત્રિતાલ.

ઉદ્ધવ સુઘોતની જે રાણી, માયાદેવી નામે ગુણ ખાંણી,
તેથી બુધે ધર્યો અવતાર, એની બુદ્ધિમાં મોટો વિચાર. ૧
ભણ્યો વેદ વેદાંતના ગ્રંથ, નવો કાઢયો પોતાનો પંથ,
બુધે બુદ્ધિમાં કીધો વિચાર, તેણે તત્વ નિરૂપ્યા ચાર. ૨
દુઃખ સમુદય માર્ગ નિરોધ, ચાર તત્વતણો કર્યો શોધ,
દુઃખ તત્વતણાં સ્કંધ પંચ, રહે જયાં સુધી સૃષ્ટિપ્રપંચ. ૩

### દોહા.

વિજ્ઞાન ને વળી વેદના, સંજ્ઞા ને સંસ્કાર,
રૂપ સહિત છે સ્કંધના, ઉધ્ધવ પંચ પ્રકાર. ૧
રૂપ રસાદિક વળી જે, જે હોયે જ્ઞાન,
ઉધ્ધવ તેવા સ્કંધનું, નામ ભણ્યું વિજ્ઞાન. ૨
પૂર્વ કર્મના ફળ થકી, સુખ અનુભવ હોય;
તેને કહે છે વેદના, દ્વિતિયમે સ્કંધ છે સોય. ૩
નામ જાતી આદિકને, સંજ્ઞા કહે છે એહ;
પાપતણા પરિણામને, સંજ્ઞા કહે છે તેહ. ૪
પરમાણુના સમુહ મળી, દૃષ્ટિ ગોચર થાય;
રૂપ નામ છે તેહનું, એ સ્કંધ પંચ કહેવાય. ૫
પંચે સ્કંધ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે ઘટી જાય;
કારણ બીજું દુઃખનું, સમુદય તે કહેવાય. ૬
મોહાદિકથી થાય છે, ઘણો રાગને દ્વેષ;
હું મ્હારૂં ને પારકું, અહંતા મમતા કલેશ. ૭
તૃષ્ણાને લીધે ઘણો, રાગ દ્વેષ જે હોય;
ઉધ્ધવ એવા તત્વને, સમુદય કહે છે સોય. ૮

ક્ષણમાં જેને દેખીએ, ક્ષણમાં વણસી જાય;
ગયા પછી ના દેખીએ, માર્ગ તેજ કહેવાય. ૯
સર્વ પદાર્થ ક્ષણીક છે, એવી ઇચ્છા જેહ;
તે ઇચ્છાને રોધવી, નિરોધ કહીએ એહ. ૧૦
સર્વ ક્ષણિક જાણી કરી, ચિત્તનો હોય નિરોધ;
મોક્ષ નામ છે તેહનું, એમ વદે છે બોધ. ૧૧
બોધ તણા મતને વિશે, ભેદ કહ્યા છે ચાર;
ચારે મતમાં જુજવાં, મોક્ષ કહ્યા નિરધાર. ૧૨

ચોપાઇ.

વૈભાસીક મતવાળા જેહ, ચતુઃ ક્ષણિક માને છે તેહ,
ચાર ક્ષણમાં ઉપજે ને જાય, ચતુઃ ક્ષણિક તેને કહેવાય. ૧
સુત્રાંતિક કહે આત્મા નથી, પાંચ સ્કંધ કહ્યા છે કથી;
પ્રવાહ ચાલતો ઉચ્છિન્ન થાય, તેનું નામ મોક્ષ કહેવાય. ૨
યોગાચારવાળા કહે, વિશ્વ વિજ્ઞાન રૂપ છે સઉ;
ધોળું કાળું દીશે જેહ, જાણો સર્વ વાસના તેહ. ૩
સર્વ વાસનાનો આધાર, છે વિજ્ઞાન એક નિરધાર;
વિશુદ્ધ વિજ્ઞાન થાય જેટલે, મોક્ષ થયો માને તેટલે. ૪
માધ્યમીક કહે શુન્ય છે સઉ, સ્વપ્ન સમાન દીસે જગ બહુ;
આદ્ય અંત મધ્ય વસ્તુ નથી, સઘળું શુન્ય કહ્યું છે કથી. ૫
એવી ભાવના કરવી જેહ, મોક્ષ નામ કહેવાય તેહ,
એવા બુદ્ધ થયા છે સાત, કહી વેદથી વિપરીત વાત. ૬
સાતે મોટા નાસ્તિક થયા, શુન્ય વાદ કરી પ્રલે ગયા. ૭

દોહા.

વિપસ્વી શીખી વિશ્વભુ, કુછંદ કાંચન કાસ્ય;
શાકયસિંહ છે સાતમો, નાસ્તિક પામ્યા નાશ. ૧

ભગવી ચાદર ઓઢતા, મુંડાવી શીર કેશ,
દંડ કમંડલ હાથમાં, જવીના સરખા વેશ. ૨
ચમરી રાખે હાથમાં, ખાતા ખપ્પર માંય,
નીચે નજરે ચાલતા, જોતા જીવને ત્યાંય. ૩
પ્રતિમા બુદ્ધની પૂજતા, કરતા સઘળો વાદ,
પરમેશ્વરને નિંદતા, કરતા બહુ અપરાધ. ૪
વરૂની પેઠે વળગતા, કરવા સહુને બોધ;
વેદ વિપ્રને સંતની, સાથે ઘણો વિરોધ. ૫
વશીકરણ વિદ્યા વડે, વશ કરી લેતા જન,
સ્વામી સ્વામી સમરતા, અરપી તન મન ધન. ૬
પાપ માપ પામર તણા, સ્વામી લેતા શીર,
મુરખ સાચું માનતા, નાખી ચરણે નીર. ૭
ચારવાક જે ચીનના, શિવે હણયાતા જેહ,
કળીયુગ માંહે અવતર્યો, પાછા તેને તેહ. ૮
પેઠા બુદ્ધના પંથમાં, નાસ્તિક નિંદાખોર,
ચૈતન મુકી જડ ભજ્યા, થયા દેવના ચોર. ૯
વળતી તેને ટાળીયા, ગુરૂે ધરી અવતાર,
વાદ કરી હારી ગયા, મુંડીયે ખાધો માર. ૧૦
કરજોડી ઉદ્ધવ કહે, કહો મુજને મહારાજ,
હણ્યા શંકરે બુદ્ધને, તે મુજને કહો આજ. ૧૧

ઇતિ શ્રી ઉદ્ધવગીતા દ્વિતિયોધ્યાય.

---

## ચોપાઇ.

ઓદ્ધવ મગધ દેશ મોઝાર, રાજગૃહ નગરી છે સાર;
શ્રેણીક નામે ત્યાં ભુપાળ, જેની કીરતી વધી વિશાળ, ૧

કુણીક નામે તેનો તન, રૂડો તેહ થયો રાજન,
ચંપા નામે નગરી જેહ, કુણીક રાયે વસાવી તેહ, ૨
તેનો સુત ઉદાઇક નામ, પાટલી પુત્રે વસાવ્યું ગામ,
એણે જીત્યા બીજા દેશ, વશ કરી લીધા સકળ નરેશ. ૩
એક રાજાનું લીધું રાજ્ય તેને દેશ કરાવ્યો ત્યાગ;
તેનો પુત્ર હતો શઠ એક, તેમાં કાંઈ નહિ વિનય વિવેક. ૪
બુદ્ધ જતીનો ચેલો થયો, તે ગુરૂની સેવામાં રહ્યો,
ઉદાઇક રાજા છે જ્યાંય, એક દિવસ બે આવ્યા ત્યાંય, ૫
ઉદાઇક રાજા શાંણો છે સહી, કથા ધરમની તેને કહી,
સુણતાં નૃપ નિંદ્રાવશ થયો, ગુરૂ હતો તે ઉંઘી ગયો. ૬
ચેલે ચિત્તમાં કર્યો વિચાર, ઉદાઈકને માર્યો ઠાર,
છાનોમાનો છટકી ગયો, ઉજેણી પતિ પાસે રહ્યો. ૭
કહી અવંતીપતિને વાત, કીધી ઉદાઇકની ઘાત,
તેણે ઘણો કર્યો ધિક્કાર, કીધો તરત દેશની પાર. ૮
ઉદાઇકના ગુરૂ જેહ, વળતી જાગી ઉઠયો તેહ,
જોયો રાજાનો દેદાર, ગુરૂએ મનમાં કર્યો વિચાર. ૯
કોઇક કપટી ચેલો થયો, નૃપને મારી નાસી ગયો,
હવે જો સેવક જાણશે, અંત પછી મ્હારો આણશે. ૧૦
એમ વિચારી ગુરૂએ વાત, પોતે કરી પોતાની ઘાત,
જાગ્યા સેવક જન ત્યાં સહુ, જોઇ રોવા લાગ્યા બહુ. ૧૧
કોઇક કપટી મુંડીયો થયો, તે રાજાને મારી ગયો,
તે જોઇ ગુરૂ મુઆ છે આપ, એમ સર્વ કરતા સંતાપ. ૧૨
પ્રધાન પંડીતે કર્યો વિચાર, કોને રાજ તણો અધિકાર,
જે જે પંડિત હતા જાણ, તેણે એવું કર્યું પ્રમાણ. ૧૩

ઢાળે કળશ હાથણી શીર, તે રાજા જાણો મતિ ધીર,
એમ ઠરાવ કર્યો જેટલે, કૌતક એક થયું તેટલે. ૧૪

### દોહરા.

પાટલી પુત્ર નગર વિશે, હતો નંદ હજામ,
લાધ્યું સ્વપ્નું તેહને, જતાં નિશા એક જામ. ૧
એને આંતરડે કરી, વિંટયું પાટલપુર,
અદભુત જાણી અંગમાં, મનમાં માની ક્રુર. ૨
એના શિક્ષકને જઈ, સંભળાવી સહુ વાત,
તેણે જાણ્યું ભુપતિ, નંદ થશે સાક્ષાત. ૩
પરણાવી પુત્રી પછી, તે વેળાએ ત્યાંય,
વળતી વરઘોડો ફર્યો, પાટલીપુરની માંય. ૪
પ્રધાને તેડયા હતા, દેશ દેશના ભુપ;
શણગારી એક હાથણી, આપી કળશ અનુપ. ૫
ફરતી ફરતી હાથણી, આવી નંદની પાસ;
કળશ ઢોળ્યો પ્રીતથી, રાજા થયા ઉદાસ. ૬
તે દિવસ નંદને, સોંપ્યું રૂડું રાજ્ય,
આશા પુરી ઇશ્વરે, સરીયાં સઘળાં કાજ. ૭
પ્રધાન કલ્પક નામનો, વિપ્ર ભલો વિદ્વાન,
ક્ષત્રી સઘળા વશ કર્યા, તોડયું સહુનું માન. ૮
એજ નંદના વંશના, પછી થયા નવનંદ;
ચંદ્રગુપ્ત પેદા થયો, ફેડયો તેનો ફંદ. ૯
ચાણકય મુનીની સાહ્યથી, છેલ્લા નંદનું રાજ્ય,
ચંદ્રગુપ્ત હાથે ગયું, કીધા સારાં કાજ. ૧૦

ચંદ્રગુપ્તનો દીકરો, રાજા બીંદુ સાર,
પુત્ર એક તેને થયો, અશોક નામ ઉદાર. ૧૧
બુધ્ધીના પાખંડમાં, અંતે પડયો અશોક,
વેદ ધર્મ તેણે તજ્યો, બુદ્ધ કર્યા સઉલોક. ૧૨
નાશ કર્યા એણે ઘણા, વેદ ધર્મનાં ગ્રંથ,
પ્રસર્યો લંકા લગી, પાખંડીનો પંથ. ૧૩
પરવતમાં કોરાવી, શીલાલેખ સઉ ઠામ,
બુદ્ધ તણાં દેવળ કર્યાં, સઘળે ગામોગામ. ૧૪
તેજ સમે પેદા થયું, જૈન તણું પાખંડ,
તે પણ કહે કરતા નથી, ઇશ્વર કોઇ અખંડ. ૧૫
ત્રીજું કાપાલીક તણું, પાખંડ ચાલ્યું જેહ,
ભૈરવ તણા ઉપાસીક. હિંસક સઘળા તેહ. ૧૬
એવાં કળીજુગને વિશે પાખંડ થશે અપાર,
ભ્રષ્ટ થશે ભરતખંડમાં, વરણાશ્રમ આચાર. ૧૭
વિક્રમ સંવત આઠસેં, વરસ ગયાં જે વાર,
પ્રગટ થયો પૃથ્વી વિશે, શંકરનો અવતાર. ૧૮

ચોપાઇ.

બુધ્ધે ધરમ વધાર્યો બહુ, થયા નાસ્તિ પ્રાણી સઉ;
કહે કોઇ નથી કરતાર, સઉ સહેજે થયો સંસાર. ૧
હોમ હવન યજ્ઞને યાગ કરે, શ્રાદ્ધ ક્રિયા સઉ ત્યાગ;
વેદ વિપ્રને સુધર્મ નંદે, એક બુદ્ધ સ્વામીન વંદે. ૨
દેખી દેવે કર્યો વિચાર, શીવ પાસે ગયા નિરધાર,
પ્રેમે પૂજા કરી શીવતણી, વળી અરજ ઉચારી ઘણી. ૩
બોલ્યા શંકર તેણે ઠામ, કહે દેવ આવ્યા શે કામ;
વળતા ત્રી દશ બોલ્યા વાણી, નથી વાત તમારી અજાણી ૪

ચયો બુદ્ધતણો અવતાર, શુન્યવાદી થયો સંસાર;
નથી માનતા પાપને પુન્ય, સઉ જગત ગણે છે સુન્ય ૫
બોલ્યા શંકર તેણીવાર, મારે ધરવો મનુષ્ય અવતાર;
કરવો વેદ ધરમ ઉદ્ધાર, કરવો બુધ્ધો તણો સંહાર. ૬
સ્વામી કારતીકને કહ્યું ત્યાંય, તમે અવતરો અવનિ માંહ્ય;
કર્મ કાંડ ઉદ્ધારો તમે, જ્ઞાન કાંડ ઉદ્ધારસું અમે. ૭
થશે ઇન્દ્ર સુધન્વારાય, તે કરશે તમારી સાહ્ય;
બ્રહ્મા મંડણ રૂપે થશે, સઉ શિષ્ય તમારા હશે. ૮
એમ અવતરશે દેવ માત્ર, થશે સમરથ વિદ્યા પાત્ર;
એમ આજ્ઞા સરવે ને કરી, દેહ મનુષ્યની સરવે ધરી. ૯
ભટ્ટા ચારજનો અવતાર, સ્વામી કારતક તે નિરધાર;
ગંગા તીરે હતુ એક ગામ, થયા પ્રગટ જઇ તે ઠામ. ૧૦
બાળપણેથી બુદ્ધિ બહુ, શાસ્ત્ર વેદ જોયા છે સઉ;
મહા પંડીતમાં પ્રખ્યાત, નહિ એક અજાણી વાત. ૧૧
ઘણા બ્રાહ્મણ ભણતા ત્યાંય, વધી કીરતી વિદેશની માંહ્ય;
ભટ્ટા ચારજ કુમારી સનામ, ચાલી કીરતી તે ગાંમો ગામ. ૧૨
એક દિવસ ગંગા મોઝાર, સંધ્યા કરતા હતા તે ઠામ;
આવ્યા તિરથ વાસી કોય, સ્નાન કરતા ગંગામાં સોય. ૧૩
ભટ્ટા ચારજને સમરથ જાણી, બોલ્યાં તિરથ વાસીઓ વાણી;
હવે વેદ ધરમ તો ગયો, બુધ ધરમ પ્રગટ બહુ થયો. ૧૪
વેદ વિપ્ર વિષ્ણુશીવ તણી, સઉ નિન્દા કરે છે ઘણી;
શુદ્ધ ધરમ સનાતન જેહ, હવે નહિ માને કોય તેહ. ૧૫
થયા નાસ્તિક ઠામો ઠામ, અળ નિંદક ગામોગામ;
તિરથવાસી ના એવાં વચન, ભટ્ટે સાંભળ્યાં રાખી મન. ૧૬

મુજ છતાં વેદલો જાય, વૃથા જન્મ મ્હારો કહેવાય;
એમ જાણી ગયા નિજ ઘેર, પછી મનમાં વિચારી પેર. ૧૭
પહેલાં તર્ક બુધ્ધીના લેવા, પછી ખંડનને પછી ખોવા;
એમ ધારીને ઉઠયા ત્યાંય, ગયા ચંપા તે નગરી માંહ્ય. ૧૮
ત્યાં રાય સુધનવા છે જેહ, બુદ્ધ ધરમમાં પેઠેલો તેહ;
એક બુદ્ધા ચારજ નામ, શિષ્ય સહિત રહેતો તે ઠામ. ૧૯
મહા પંડીત હતો પુરો, ઘણો વાદ વિવાદમાં શુરો;
ભટ્ટે ધાર્યો જતીનો વેશ, તેના પુરમાં કર્યો પ્રવેશ. ૨૦
એક બાગમાં કીધો નિવાસ, પછી આવ્યા ગુરૂની પાસ;
ગુપ્ત રહી સઉ સાંભળ્યા ગ્રંથ, પરખી લીધો તે બુદ્ધનો પંથ ૨૧
વેદ નિંન્દા સુણી એક વાર, આવી આંખોમાં આંસુની ધાર;
બુધ્ધે જાણ્યું છે બ્રાહ્મણ એહ, ધર્મ ખંડણ કરશે તેહ. ૨૨
માટે નાખવો એને મારી, એવી બુધ્ધોએ બુદ્ધિ વિચારી,
સાતમાળ તણું હતું ધામ; સઉ બેઠા હતા તે ઠામ. ૨૩
બહુ જીવ દયા પ્રતિપાળ, એવા સાધુ ઉઠયા તત્કાળ;
વળતા ભટ્ટા ચારજને ત્યાંય, ઢાળી પાડયા તે પૃથ્વી માંય. ૨૪

દોહા.

પડતાં પડતાં આવીઓ ભટ્ટના મનમાં વિચાર,
વેદ ધરમ સાચો હશે, નહિ વાગે નિરધાર. ૧
ઇશ કૃપાએ ઉગરીઆ, સાજુ રહ્યું શરીર;
સાચા જાણી શ્રી હરિ, ધારણ આવી ધીર. ૨
ઉથાપુ જડ મૂળથી, પાખંડીનો પંથ;
ખુબ હવે ખંડન કરૂં, બોળું બુદ્ધના ગ્રંથ, ૩

દયા દેખાડે ઉપલી, અંતર કપટ અપાર;
નરકે નાંખે જંતને, મુડીઆ મુઢ ગમાર. ૪
સાચો બોલી શ્રી હરી, સમરથ સરજનહાર;
પાંખી પાખંડી તણો, નાશ કરૂં નિરધાર. ૫
બેઠા જઈને બાગમાં, કરતા વિવિધ વિચાર;
માળી મનમાં મલપતો, આવ્યો તેણે ઠાર. ૬
ધરી પુલની છાબડી, તે વેળાએ ત્યાંય;
તે દેખી શંકે થયો, ભટજીના મનમાંય. ૭
કહે માળી કારણ મને, તુળશીનું શું કામ;
કોણ હશે વૈષ્ણવ અહીં, આ બુધ્ધોનું ગામ. ૮
રાણી છે રાજા તણી, સેવે સાળીગ રામ;
છાની તુળશી સરવથી, આપીશ એને ધામ. ૯
કહેશો નહિ કોઈને, તમે હાટો દીઠી વાત;
જાણે રાજા કે જતી, અતી કરે ઉત્પાત. ૧૦
હું બ્રાહ્મણ પંડિત છું, નથી જતીની જાત;
કહે જે રાણીને જઈ, હું કહું છું તે વાત. ૧૧
પક્ષ કરે જો માહારો, ટાળુ બુધ્ધ તમામ;
ખંડન કરૂં પાખંડનું, તો ભટ્ટ મ્હારૂં નામ. ૧૨
માળી રાણીને મળ્યો, પ્રીતે કહી સઉ પેર;
હઈએ હરખ વધ્યો ઘણો, તેડયા પંડીત ઘેર. ૧૩
રાણી કહે રાજા મને, નિત્ય કરે છે બોધ,
બુદ્ધ ધર્મમાં નાખવા, કહે છે કરીને ક્રોધ. ૧૪
ખંડણ સઘળાં બુદ્ધનાં, ભટે કહ્યાં તે ઠામ,
રાણીના મનમાં રહ્યાં, હઈએ આવી હામ. ૧૫

બેઠા જઈને બાગમાં, ભટજી તેણી વાર;
રાજા રાણીને મળ્યો, કહેવા ધર્મ વિચાર. ૧૬

લાવણી.

રાજા કહે સાંભળજો રાણી, ધરમ બુદ્ધનો છે સારો;
તેમાં પાપ નથી પ્રાણીને, વેદ ધરમ છે હત્યારો. ૧
રાણી કહે હત્યા નવ લાગે, વેદ પ્રભુની છે વાણી;
તેની આજ્ઞા જે નવ પાળે લુણ હરામી તે પ્રાણી. ૨
રાજા કહે સાંભળજો રાણી, સ્હેજે જક્ત થયું બાધું;
નથી કોય ઇશ્વર કરનારો, કહો લુણ કેનું ખાધુ. ૩
રાણી કહેજો સ્હેજે હોય તો, દેહ આપણો કેમ થયો;
ઘટતી ગોઠવણી છે ઘટમાં, કોયે ભેદ ના જાય લહ્યો. ૪
બીજ રચ્યાં સ્થાવર જંગમના, અપાર ડહાપણ છે એમાં;
એ કર્તાની શિલ્પ ચાતુરી, કહો દીઠી બીજા કેમાં. ૫
સકળ અંગના પરમાણુથી, બુંદ રચે છે પ્રાણીની;
વિભાગ પાડી દેહ રચે છે, રંકરાયને રાણીની. ૬
નેત્ર તણા પરમાંણુ લેઇને, કોમલ નેત્ર કહે કેવાં;
રજઆદીકથી રક્ષણ કરવા, પાંપણો સરજ્યા તેવા. ૭
અરે પ્રભુનું અપાર ડહાપણ, કાન વિશે દીસે કેવું;
દશો દિશાના શબ્દ સાંભળે, કાને આવડશે એવું. ૮
નાક વિશે તો સુગંધ સારી, પ્રીત કરીને પરખે છે;
જીભે ખટરસ સ્વાદ જણાવે, ખાતાં હઈડું હરખે છે. ૯
દાંત રચી ડાઢયો કીધી, ભક્ષણ ચાવી ખાવાને;
થુંક તણી વરી સેરો છુટે, પળલે આહાર પચવાને. ૧૦
ઘણી ગોઠવણ કરી ગળામાં, કોય અનોપમ કરતાએ;
શ્વાસ નળી પર ચડે ઢાંકણાં, ગ્રાસ ગળે છે તે વારે. ૧૧

એવું જો ના કર્યું હોત તો, પ્રાણી જીવે કેમ કરી;
શ્વાસ નળીમાં આહાર ઉતરે, તરત તે સમે જાય મરી. ૧૨
એથી અદ્ભુત છે હૃદયમાં, રચના કીધી રાજ તણી;
અંતઃકરણમાં અનેક વાતના, ઘાટ ઘડે છે જીવ ઘણી. ૧૩
રૂધીર કરીને સ્વચ્છ થાય છે, એથી નિરમળ રહે કાયા;
નરથી જાણી ન જાય એવી, અપાર ઇશ્વરની માયા. ૧૪
ઉદર વિશે છે અદભુત જુક્તિ, ખાનપાન સહુ સેળભરે;
જઠરાનળને જોરે વળતુ, સર્વ પદાર્થ પ્રથક કરે. ૧૫
કર કીધા કરતારે તેમાં, કેવી જુક્તિ કીધી છે;
અસ્થિના સાંધા જોડીને, બંધે બાંધી લીધી છે. ૧૬
કરો વિચાર જુઓ ઓહરનો, એવું સ્હેજે ક્યમ થાયે;
એવા કરતાને નહિ જાણે, દયાળ તેથી દુભાવે, ૧૭
જળના પરમાણુથી સરજ્યા, જળ જંતું અગણીત જાતી;
એકએકથી સરવ વિલક્ષણ, ભિન્ન ભિન્ન નાના ભાતી. ૧૮
ટોળી મચ્છ થાય સાગરમાં, નાકે નીર ઉંરાડે છે;
સામાનો તે શીકાર કરવા, પંખીને પણ પાડે છે. ૧૯
વિદ્યુત મચ્છ તણા મુખમાંથી, ચડપ વિજળી ચાલે છે;
જેને ધારે તને મારે, મહાજળ મધ્યે મ્હાલે છે. ૨૦
નીર વિશે જ્યમ નાવ ફરે છે, મચ્છ સુકાની છે તેવા;
જો કરનારો ના હોય ઇશ્વર, સ્હેજે ક્યમ બને એવા. ૨૧
કમળ ફુલ સરખા જળજંતુ, કમળ તણી પેર ખીલે છે;
રંગ રંગના બહુ રૂપાળા, જળ મધ્યે તે ઝીલે છે. ૨૨
છીપ જાતીમાં મોતી નીપજે, અનેક જાતી એવી છે;
એક એકમાં અપાર કુદરત, જુક્તિ જોવા જેવી છે. ૨૩

પંખી જાતી રચી પ્રભુએ, કોને આવડશે એવી;
જેનો આહાર કર્યો જે રીતે, તેની ચાંચ કરી તેવી. ૨૪
લક્કડખોદ લાકડામાંથી; કીટતણો જે અહાર કરે;
કાષ્ટ કોચવા ચાંચ કરી છે, અગમ વિચારી વિશ્વંભરે. ૨૫
વક્ર ચંચુને પોપટ સરખા, કીધા પંખી કરતારે;
બીજ માંહ્યથી બીજ ખાય છે, ચાંચ રચી તેવી ત્યારે. ૨૬
હંસ ફરે મુકતા ફળ માટે, ચીંપ ફોડવા જુઓ ફરી;
કરી ચાંચ કોવાઢા જેવી, ઇશે અગમ વિચાર કરી. ૨૭
ભક્ષણને રક્ષણ કરવાના, આયુધ સહુને આપ્યાં છે;
જેને જે ઉપયોગી આવે, તેમાં તેવાં થાપ્યાં છે. ૨૮
મધમાખીના રક્ષણ માટે, કાંટો સરજ્યો છે કેવો;
જેને જે હથીઆર ઘટે છે, ત્યાં સંજોગ કર્યો તેવો, ૨૯
હાથીને જો હાથ નથી તો, સુંઢ કરી તેથી સારી;
આહાર ઉદક એનાથી લેવા, પ્રથમ પ્રભુએ વિચારી. ૩૦
વાંદર વાઘ સરીખા સરજી, દંત નખા મુખ દીધાં છે;
જેને ચરણે ખરીઓ કરીઓ, શ્રૃંગ તેહને કીધાં છે. ૩૧
જેને બે મેર દાંત કર્યાં છે, તે સાથે થુંક આવે છે;
એક પાસનો દાંત કર્યો છે, તો વાગોળું ચાવે છે. ૩૨
જુઓ કલ્પના જગકર્તાની, કોય વાતમાં કસર નથી;
શુન્ય વાદિ છે સર્વ આંધળા, સહેજે થાય એમ કહેકથી. ૩૩
વળી જુઓ વનસ્પતિમાં, ડાહાપણ કેવું કીધું છે;
વૃક્ષ બીજમાં બીજ વૃક્ષમાં, દેવે સાંચી દીધું છે. ૩૪
બીજ વિશે પરમાણું સાંચ્યાં, ડાળપાન ફળફુલતણાં;
સ્હેજે સઘળાં થતાં હોય તો, બિજવિના તરૂ બને ઘણાં. ૩૫

સ્વાદ સુગંધ ઘણા ગુણ જુદા, જુઓ સકળ તરૂ જાતિમાં,
કંઇ કંઇ કામ બને છે એથી, ભેદ ઘણો છે ભાતીમાં. ૩૬
કમળ સરીખાં કુસુમ ઘણેરાં, ખીલે છે રવી દેખીને,
કુંદ કુમોદીની સરખાં ખીલે, કળા ચંદ્રની પેખીને. ૩૭
વિચિત્ર રચના વનસ્પતિમાં, વ્યાધિ સરવ નિવારે છે,
કોયમાં વિષ કોય છે અમૃતમય, કારજ સઉનાં સારે છે. ૩૮
અજર અમર નર બને એ થકી, કોય બુટીનો કલ્પ કરે,
કોય સહસ્રનો ઘાવ રૂઝવે, અદૃષ્ટ થઇને કોય ફરે. ૩૯
અદ્‌ભુત ખેલ ઇન્દ્રજાલના, બુટીથી બહુ ભાત બને,
ઝેર ઉતારે સરવ જાતીનાં, જો બુટી હોય કોય કને. ૪૦
પાન ઉપરથી જંતુ પકડે, માંખ કાતરી તે કહે છે,
લજામણીને અંગ અડતાં, ચડપ પાન મીચી દે છે. ૪૧
કોયક રસના બને રસાયણ, કોયક બુટી રોગ હરે,
અ-ક જાતની રચના એવી, વિચિત્રતા કરતાર કરે. ૪૨
વનસ્પતિને ખટ રૂતુઓનો, સંબંધ સારો સાંધ્યો છે,
કોય રૂતુમાં કોય કોય ખીલે, જિમ નિમંતર બાંધ્યો છે. ૪૩
રૂતુ રૂતુનાં ફુળો જુજવાં, ફુલે ને વળી ફાલે છે,
ઘટતી ઘટમાળ ચાલી છે, ચારે જુગમાં ચાલે છે. ૪૪
કારજ સ્થાવર જંગમ પ્રાણી, કારણ છે વૈરાટ વપુ,
કરતા ચૈતન્ય બ્રહ્મ નિરંતર, તેનો સોહં જાપ જપુ. ૪૫
કારણ ચોવીસ તત્વ કરીને, એથી અગણીત છેડ કર્યા,
આકર્ષણ શકિત સાંધીને, સકળ શુન્યમાં અધર ધર્યા. ૪૬
એવો કર્તા તમે ન જાણ્યો, પાખંડ મધ્યે શીદ પડયા,
ઐરાવતનું આસન મુકી, ખરાબ ખરપર આપ ચડયા. ૪૭

દોહો.

રાણીની વાણી સુણી, રીઝ્યો મનમાં રાય,
કર્તા ઇશ્વર છે ખરો, નિશ્ચે જોતાં ન્યાય.

ઇતિશ્રી ઉદ્ધવ ગીતા તૃતિયો અધ્યાય.

ચોપાઇ રાગ ગરબી.

ભાવે ભુપતિરે વળતી બોલ્યો વેણ,
હું જાગ્રત થયોરે કોમળે, સુણી તમારાં વેણ.
કહોને કયાંથીરે આવો પામ્યા ઉપદેશ,
તે સમરથ હશેરે પ્રગટયા શંકર કે વળી શેષ.
નિશ્ચે બુદ્ધનોરે હું જાણુ છું કરશે નાશ,
આજ લગી મુનેરે ન્હોતી બુદ્ધ જીત્યાની આશ.
વિદ્યા બળ વડેરે મ્હેં તો માન્યા છે બુદ્ધદેવ,
કોઇ જીતે હવેરે તો હું ત્યાગ કરૂં તતખેવ;
વાણી સાંભળીરે આવ્યો રાણીને વિશ્વાસ,
છે ગુરૂ બાગમાંરે તમે પધારો તેની પાસ,
રૂડી સભા રચોરે વળતી ચાલે વિધવિધ વાદ;
ગરવી બુદ્ધનોરે નક્કી ઉતારે નાદ.
વિદ્યા વાદમાંરે વળતી જેની થાયે હાર,
જે જુઠા પડેરે તેને કરો દેશની પાર.
એવું સાંભળીરે રાજાએ કર્યો વિચાર,
બુદ્ધ બહુ તેડીયારે સારી સભા ભરી તે ઠાર.
ભટજી આવી આરે બેઠા શુભ સિંહાસન માંય;
દેખી ભુપનેરે તર્ક વચન એક બોલ્યા ત્યાંય.
સંગત કાગનીરે તજે તો ઉજવળ થાયે અંગ.

એવું સાંભળીરે બુદ્ધોને મન લાગી ઝાળ,
ખંડન વેદનારે કરવા લાગ્યા તે તતકાળ.

છંદ ચંદ્રાવળા. ધ્રુવ આખ્યાનનો રાગ.

બુદ્ધ ગુરૂ એમ બોલીયારે, સાંભળો પંડિત જાણ,
જક્ત સમસ્ત ક્ષણિક છે, એતો શુન્યે શુન્ય પ્રમાણ;
આદ્યે શુન્ય, અંતે શુન્ય થાયે, મધ્યે સ્વપ્ન સમુ દેખાય,
સ્થિર નથી આત્મનું રૂપ, એક અખંડ છે શુન્ય અનુપ.
જે જે જગ્ત નિવાસ. ૧

એક ક્ષણે સઉ ઉપજે ને, બીજે ક્ષણે રહે સ્થિર,
ત્રીજે ક્ષણે જુઓ સર્વના, થાય જરજરી ભૂત શરીર;
જરજર થઈ વળતી વેરાય, ચોથે ક્ષણે શુન્યરૂપ સદાય,
કોઇ અમર રહે નહિ લેશ, જે જે સઘળા દિસે વેશ. જે જે૦ ૨

પુદગળ છે સઉ આત્મારે, પુદગળ સઉની કાય,
એક પાસા પુરાય છે ને, બીજી પાસા ગળી જાય;
બીજી પાસ ગળે છે એમ, દિપક જ્યોતિ બળે છે જેમ,
થડથી પરમાણું જોડાય, ઉપરથી વળી છુટા થાય. જે જે૦ ૩

છુટા થઈ શુન્ય ભળેરે, સર્વ ચરાચર ઘાટ,
સ્હેજે પાછું ઉપજે, એમ ચાલે સઘળો ઠાઠ;
ઠાઠ જગ્તનો સ્હેજે હોય, કરતા હરતા ના મળે કોય,
માટે ખોટા છે સઉ વેદ, કોઈ ન જાણે એનો ભેદ. જે જે૦ ૪

એમ સુણીને અતિ ઘણોરે, ભટને ચઢીઓ કોપ,
ધિક્ક ધિક્ક એવા ધર્મને જે ઇશ્વરનો કરે લોપ;

ઇશ્વર કર્તા જો નવ હોય, સ્હેજે જકત બને નહિ કોય;
સ્હેજ હોય તો જુઓ પ્રત્યક્ષ,બીજ વિના ઉગે બહુ વૃક્ષ. જે જે૦ ૫
પુરવ દિશા ઉગે રવિ તે, ઉગે પશ્ચિમ પાસ;
ઉંચો રહ્યો આકાશમાં તે, કરવા સઘળે પ્રકાશ.
સઘળે પ્રકાશ રવિથી થાય, આવે નિચો તો પ્રલે થાય,
એવા નિમ સર્વના જેહ, કર્તા વિના તે કયમ હોય તેહ. જે જે૦ ૬
પૃથ્વિ જેવાં પોલમાંરે ધાર્યાં ઈંડ અનંત:
મર્યાદા માને સઉ જેની, ઇશ્વર એ બળવંત,
ઇશ્વર એ બળવંત અપાર, જેની શક્તિનો નહિ પાર;
તેને તજીને બીજું ગાય, તે પામર પ્રલેમાં જાય. જે જે૦ ૭
સૃષ્ટિ પહેલો સુરજ સરજ્યો, ત્રિગુણ મુરતિ તેહ,
એની કીયાથી થાય ચરાચર પ્રાણી તણા જે દેહ.
પ્રાણી તણા વળી દેહ રચાય, વૃષ્ટિ કરી સઉને જળ પાય;
સ્હેજે શું થયો હોય ત્યારે,બીજા કયમ બનતા નથી ત્યારે.જેજે૦૮
ધારે રજોગુણ જો રવિરે, વરસાવે વરસાદ;
સાત્વીક ગુણ ધાર્યેથી જાણો, શીતકાળ સાક્ષાત.
શીયાળો આવે સાક્ષાત હોય, ઉનાળે તમો ગુણી વાત;
એ રચના રચનારો જેહ, તાત સરવનો કહીએ તેહ. જે જે૦ ૯
સિદ્ધ પદાર્થ સાંચીઆરે, અવનિમાંહી અપાર,
સ્થાવર જંગમ પ્રાણી સરજ્યા, રહે અવનિ આધાર.
અવનિને આધારે એહ, સઉથી મોટો માણસ દેહ;
તેમાં બુદ્ધિ આપી બહુ, શોધી કહાડી વિદ્યા સહુ. જે જે૦૧૦
રૂપ રંગ ગુણ જુજવારે, જુદા અંગ આકાર;
ભાષણ ભક્ષણ જુજવા એવી સૃષ્ટિ અનંત અપાર.

સૃષ્ટિ અનંત અપાર રચાય, કોઇ કોઇના જેવું ના થાય;
બીબાં બાંધી ભરીચો સચ,ચાલ્યો જાય સદા પરપંચ. જે જે૦૧૧
જીવ ક્ષણિક કહયો તમે, એ મોટો અન્યાય;
દેહ સંઘાતે જો મરે, ત્યારે પાતક કોને થાય.
પાપને પુણ્ય તણું ફળ જેહ, કોણ ભોગવે પાછું તેહ;
પામી વૈરાગ્યને પાળે ધર્મ,કોઈ કરે નહિ ઉત્તમ કર્મ.જે જે૦૧૨
અજર અમર છે આત્મા, તમે માન્યો દીપક તુલ્ય:
સ્હેજે મળે જાઇ શુન્યમાં, ત્યારે ધર્મ મળી ગયો ધુળ;
ધુળ મળે એ ધર્મજ ફોક, મિથ્યા શીદ ભમાવો લોક,
નાસ્તિક સઘળા નરકે જાય, સુકૃતનું ફળ કોને થાય. જે જે૦૧૩
આપી ઇન્દ્રિયો જીવનેરે, કરવા સઘળાં કર્મ;
બુદ્ધિ આપી બહુ સુખ્યનીતે, જાણવા ધર્માધર્મ,
ધર્મ કરે તે પામે સુખ, પાપ કરે તે પામે દુઃખ,
એ દીસે પ્રત્યક્ષ પ્રમાણ, તે તજી માને શુન્ય અજાણ. જે જે૦૧૪
પરમાણુ હિવા તણુંરે, થડમાંથી જોડાય;
ઉપર જઇને વિખેરે, એવો જીવ તણો અન્યાય,
ત્યાં બાળપણાની વાત, વૃદ્ધપણે સાંભરે સાક્ષાત;
ક્ષિણ થતો હોય આત્મા એમ,તો એ વાત સાંભરશે કેમ.જેજે૦૧૫
જાગ્રત સ્વપ્ન સુષુપતિરે, બુદ્ધિ તણા છે ભેદ;
આત્મા સાક્ષિ સર્વનો, તે થાય નહિ ઉચ્છેદ.
ઉચ્છેદ થાય નહિ કોઇ વારે, સંભારે સઉ જાગે ત્યારે;
આત્મા નિત્ય સદાય અખંડ, તેનો કોઇના થાય ખંડ. જે જે૦૧૬
કરમ શુભાશુભ જોગથીરે, સરગે નરકે જાય,
ઉંચાને નિચાએ દેહમાં, કર્મ પ્રવાહે તણાય;

કર્મ બન્ધથી છુટો થાય, મોક્ષ થયો તેને કહેવાય;
એવી વેદ તણી છે વાત, સુખદાયક સહુને સાક્ષાત. જે જે૦ ૧૭
નિયમ જેવો સૃષ્ટિ તણો, તેવો વેદે કહ્યો છે સાર;
આત્મા ક્ષણિક કહો છો તમે, એ ખોટો તમારો વિચાર;
આત્માને ધર્મી એકાકાર, એ તે શાનો ધર્મ કહેવાય;
જેમાં કાંઇ મળે નહિ ન્યાય, જે જે૦ ૧૮
ગુરૂ થઇને શિષ્યનુંરે શું કીધું કલ્યાણ;
દ્રોહી થયા જગદીશના તમે, ઉલટો વાળ્યો ઘાણ;
ઘાણ વાળ્યો સઘળેથી ગયા, નાસ્તિક નંહિક નીચા થયા,
નરકે નાખ્યા બીજા લોક, ફળ હીણું તરૂ ઉગ્યુ ફોક. જે જે૦ ૧૯
વચન સુણી ભટ્ટાચાર્યનારે, હારી ગયા બુદ્ધ માત્ર,
ઉત્તર કાંઇ જડયો નહિ, ને ગળીયાં સહુનાં ગાત્ર;
ગાત્ર ગળ્યાં ને ઝાંખાં થયાં, કોઇ કોઇ ઉઠી નાસી ગયા,
રાજાને ચડીયો ક્રોધ, ઝાલી કેદ કર્યા સઉ બોધ, જે જે૦ ૨૦
બુધાચારજ બોલીયારે, સુણો સુધનવા રાય,
ચર્ચા હારી ગયારે હાર્યા ના કહેવાય;
સિદ્ધિ બળે જો હરવે કોય, નિશ્ચે તમારે હણવા સોય,
એ પ્રતિજ્ઞા કીધી ત્યાંય, ભટે વિચાર કર્યો મનમાય. જે જે૦૨૧
છાનો સર્પ ઘડા વિશેરે, ભુપે ઘાલ્યો ત્યાંય.
મુખ બાંધી તે કુંભનું, પછી આણ્યો સભાની માંય,
રાજા કહે આ ઘટમાં જેહ, જેહ વરતે તે સાચો તેહ;
ના કહે તે જુઠા નિરધાર, સકળ સભામાં તેની હાર. જે જે૦ ૨૨
બુધ્ધોએ પછી સમરીરે, તારા દેવી ત્યાંય;
દેવીએ કહ્યું કાનમાં, છે સર્પ ઘડાની માંય,

વિપ્રે ધર્યું પ્રભુનું ધ્યાન, અંતરજામી છે ભગવાન;
જીભે રહી કરશે ઉચ્ચાર, તેજ હશે ઘટમાં નિરધાર. જે જે૦૨૩
બ્રાહ્મણ કહે ભગવંત છે રે, શેષશાઇનું રૂપ;
એવાં વાયક સાંભળીને, વિસ્મે પામ્યો ભુપ;
ભુપે બ્રાહ્મણ જુઠા જાણી, એવામાં થઇ આકાશ વાણી;
રાજા બ્રાહ્મણ કહે છે જેહ, તેમાં ના કરવો સંદેહ. જે જે૦ ૨૪
કુંભ ઉઘાડી તે સમેરે ભુપે જોયું માંહ્ય,
શેષશાઇ વિશ્નુ તણીરે, મુર્તિ દીઠી ત્યાંય;
મુર્તિ જોઇને રીઝયો રાય, પ્રિતે કરીને લાગ્યો પાય,
સઘળે વરત્યો જેજેકાર, ઇશ્વર મહીમા પરમ ઉદાર. જે જે૦ ૨૫

દોહો.

વેદ ધર્મ સ્થાપન કરી, ખંડયો બુદ્ધનો ધર્મ;
ભટ્ટાચારજ પંડિતે, કીધાં અદભુત કર્મ. ૧
કાશીમાં શંકર હતા, જાણી સઘળી પેર;
તે વેળાએ આવીયા, ભટજી કેરે ઘેર. ૨
આપ્યો ભટ્ટને તે સમે, તારકનો ઉપદેશ;
પ્રીત કરી બ્રહ્મમાં, કીધો તરત પ્રવેશ. ૩
શિષ્ય હતા પોતા સમા, મહંત સમા મહાન;
તે શંકરને સોંપીયા, વડા સર્વ વિદ્વાન. ૪
નિરીશ્વર વાદિ સહુ, મત પાખંડી જેહ;
સઘળા જીત્યા શંકરે, દુનિયામાં ધરી દેહ. ૫
સુધન્વાની સહાયથી, થાપ્યો મત વેદાંત;
પંડીતને ત્યાગી કર્યા, સારા સઘળા શાંત. ૬

મિશ્ર મર્મ મંડન કરી, ખંડાયું પાખંડ;
જે જે જન નાસ્તિક હતા, દીધો તેને દંડ. ૭

ઇતિ શ્રી ઉદ્ધવ ગીતા અનુશીધ્યાય.

ચોપાઇ ત્રિતાળ.

વળી ઉદ્ધવ સુણજો વાત કહુ કળજુગની સાક્ષાત,
ધર્મ વેદનો લોપાઇ જશે, બીજા કલ્પીત ઉભા થશે. ૧
થશે વિપ્રતે વિદ્યાહીન, મંત્ર સાધશે પરમ મલીન,
વેચી કન્યાના લેશે દામ, બહુ કરશે અનીતિનાં કામ. ૨
ધર્મહીણા તે ક્ષત્રી થશે. બળ બુદ્ધિ પરાક્રમ જશે,
વ્હેમ આળસ મદને કુસંગ, એતો વ્યાપશે સર્વેને અંગ ૩
કરશે કેફ કસુંબાનુ પાન. તેથી નહિ રહે સુધ ને સાન
એવો આવશે કળીયુગ ઘોર, થશે યવન તણું જોર. ૪
વૈશ્ય કરશે જુઠા વ્યાપાર, દયા ધર્મ ન પાળે લગાર,
ચારે આશ્રમ બાંધ્યા છે જેહ, ધર્મહીન થશે સઉ તેહ. ૫
સુણી શ્રી હરી કેરાં વચન, વળતા બોલિયા ઉદ્ધવ જન,
જ્યારે રાજા અધર્મી થાય, ત્યારે ધર્મ પ્રજામાંથી જાય. ૬
થાય યવન તણું બહુ જોર, એતો અતીરે પાપ અઘોર
દ્વિજ ક્ષત્રિય એવા થઇ જાય, કોણ ધર્મની કરશે સ્હાય. ૭
દયાહિણ થશે વૈશ્ય, સઉ લોક કલીનાં અંશ,
દેવ બ્રાહ્મણ સાધુને ગાય, તેને દુઃખ ઘણેરૂ થાય. ૮
જશે દયા ધર્મને સાચ, થશે માનવ જેવાં પીશાચ,
કોણ માને અમારૂં જ્ઞાન, થાય નાસ્તીક લોક નિદાન. ૯
એવો કરશે કળીયુગ કેર, એને ક્ષત્રિ ઉપર શું વેર,
તેનું કારણ કહો મહારાજ, તમ શરણે આવ્યો છું રાજ, ૧૦

સુણી ઉદ્ધવજીની વાણી, વળતા બોલ્યા શ્રી સારંગ પાણી,
સુણો ઉદ્ધવ ચતુરસુજાણ, કહું મૂળ થકી મંડાણ. ૧૧
હુતો કાળયવન મહાક્રૂર, અતિ નિર્દય નીચ અસૂર,
મ્હારી પુઠળ ધાયો તો જેહ, કરી ઉપાય હણીયો તેહ. ૧૨
હું તો ગીરનાર ઉપર ચઢયો, આવ્યો યવન તે પુંઠળ પડયો,
રાજા મુચુકુંદ સુતો તો જ્યાંયે, અંગ વસ્ત્ર ઓઢાડયું ત્યાંય ૧૩
થયો અદૃષ્ટ હું નિરધાર, આવ્યો કાળયવન તે ઠાર,
મને જાણી જગાડયો તેને, બાળી ભસ્મ કર્યો પછી એને. ૧૪
દેવ વરદાન પામેલો રાય, એને જગાડે તે બળી જાય,
એવું જાણી કળા મ્હેં કરી, ગયો યવન તતક્ષણ મરી. ૧૫
એની નારી ધૂમાવતી જેહ, એની પુંઠે સતી થઇ તેહ.
બંને હતાં બળેલાં જ્યાંય, ઉગ્યા રોપ પછી બે ત્યાંય. ૧૬
કાળજવન હતો મહા શૂરો, વળી ઝેર ભરેલો પૂરો.
થયો એજ અફીણનું વૃક્ષ, થઇ નારી તમાકુ પ્રત્યક્ષ. ૧૭
એને પરસ્પર બહુ, તેનાં લક્ષણ જાણે છે સઉ,
વધ્યો વિસ્તાર સઘળે દેશ, કીધો રાજાઓં માંહ્ય પ્રવેશ. ૧૮
લાગ્યા ક્ષત્રી અફીણને ખાવા, બહુ હુકા તમાકુ બનાવા,
પીસે ખુબ કસુંબા કાઢી, એક એકની ઝાલીને દાઢી. ૧૯
બહુ બેસશે ટોળા મળી, ગગડાવશે હુકા વળી,
એમ આળસને અજ્ઞાન, તેનાં અંગમાં રહેશે સમાન. ૨૦
એક એકશું કરશે દ્વેષ, એમ થાશે કળિનો પ્રવેશ,
થશે મત્સરને અભિમાન, પછી નહિ રહે ધર્મનું જ્ઞાન. ૨૧
દેવ વિપ્ર તણું ધન ખાશે, તેથી નાશ સર્વનો થાશે,
હળ યવન તણું બહુ આવી, લેશે રાજ્ય સર્વનું ખુંચાવી. ૨૨

જાશે હિંદુ સરવનું જોર, એવો આવશે કળીયુગ ઘોર,
જ્યારે ધર્મ ધરા તજી જાશે, હિંદુ મ્લેચ્છથી ભુંડા થાશે ૨૩
હશે જ્ઞાન અમારૂં જેહને, થશે કૃપા અમારી તેને,
થશે અવનિમા એકાકાર, જશે ધર્મ વિવેક વિચાર. ૨૪
પછી હું ધરી કલંકીનો દેહ, સઉ દોષ નિવારીશ એહ,
ઉદ્ધવ ધર્મ ધરા તજી જાશે, પછી નીરસ પૃથ્વી થાશે. ૨૫
વાવે તોય ન ઉગે ધાન, થશે લોક ઘણાં હેરાન,
ખંડે ખંડ તે વૃષ્ટિ થાય, કંઇ પાકે ને કંઇ બળી જાય. ૨૬
લોક જુઠા ને કપટી હોય, તેથી સુખ પામે નહિ કોય.
થશે પાપ પરાયણ બહુ, રોગ શોક ભરેલા સઉ ૨૭
અલ્પ આયુષ્ય મનુષ્ય અકાળ, પડે કોઇ સમે વળી કાળ,
હોય કોઇ સમે વળી દૈવીકોપ, થાય સૃષ્ટિ તણો વળી લોપ ૨૮
એવાં પાપ ઘણાં ફળ પામે, કોઇ ઠરી ન બેસે ઠામે,
ઠગ ભેખ ભમાવે બહુ, તેના શેવક હોયે સઉ. ૨૯
એક એકનો કરતા દ્વેષ, પણ કોઈ તજે નહિ કલેશ,
ઉદ્ધવ કળીયુગની એ કરણી, કોટી શેષ શકે નહિ વરણી. ૩૦
સુણી શ્રી હરી કેરી વાણી, ભર્યું ઉદ્ધવે આંખમાં પાણી
એવા કળયુગમાં જદુરાય, કરજો સેવક જનની સ્હાય. ૩૧
સાચા કોટીકમાં હોય કોય, કયમ જીવે જગતમાં સોય;
તેની રક્ષા કરો મહારાજ, એવું વરદાન આપો આજ. ૩૨
સુણી ઉદ્ધવજીની વાણી, પછી બોલ્યા શ્રી સારંગપાણી,
ઉદ્ધવ ચિંતા ન કરશો લગાર, ભકત હૃદય મ્હારૂં આગાર ૩૩
સદા ભકતને હું અનુકૂળ, દ્વેષ કરતાનું કહાડું મૂળ,
જુઓ પ્રહલાદ ધ્રૂવ અંબરીષ, દ્વેષ કરતાને દીધી શીખ ૩૪.

હતા સમર્થ દુર્વાસા જેવા, ભકત દૃભ્યાથી નાઠા કેવા
વળી ભક્ત કળીયુગ તણા, મ્હને સર્વથી વ્હાલા ઘણા. ૩૫
તેનો દ્વેષ કરે જો રાય, કુળ સુદ્ધાં તે પ્રલયે જાય,
કોઇ હોય ત્રીલોકનો રાય, કોટી શંકરં જો હોય સ્હાય, ૩૬
કરે ભકતને પીડા જ્યારે, કરૂં નાશ તતક્ષણ ત્યારે,
ભકત પત્સલ બરદ છે મ્હારૂં, કોટી વિધિથી તેને ઉગારૂં. ૩૭
ઉદ્ધવ જન્મ નથી કાંઈ મ્હારે, એવું જાણવું તમારે,
સદા ભકતમાં મ્હારો વાસ, પડે કષ્ટ તો થાઉ પ્રકાશ. ૩૮
વસુદેવને દેવકી સારૂ, થયુ પ્રકટ સ્વરૂપ એ મ્હારૂં,
હતા દુષ્ટ પૃથ્વી પરજેહ, કરી યુકિતને ટાળ્યા તેહ. ૩૯
ઉદ્ધવ ભકત કળિયુગ માંય, તેને ભય નહિ ઉપજે કાંય,
સદા રક્ષણ તેનું કરેશ, નહિ કોઇ કરી શકે કલેશ. ૪૦

દોહા.

વચન સુણી કૃષ્ણના, ઉદ્ધવ રીઝયા મન,
ભકિત તમારી જે કરે, તે નરને ધન્ય ધન્ય. ૧
પૂજા કીધી પ્રભુ તણી, પ્રિતે લાગ્યા પાય,
આજ્ઞા માગી ઉધ્ધવે, વળતા થયા વિદાય. ૨
ઉદ્ધવગીતા સાંભળે, ટળે કળિમય કલેશ,
કહે છોટમ શ્રી હરિ તણો, એમાં છે ઉપદેશ.

इति श्री उद्धवगीता पंचमोध्याय संपूर्ण

ૐ

# કપિલ ગીતા.

## રાગ અખે ગીતાનો.

ઢાળ.

કરૂણાસિંધુ કપિલ ભગવાનજી, નથી તમારો આધને અંતજી;
કરજોડી કહે સિદ્ધ મહંતજી.

ઉથલો.

ઉભા સંત સરવે સનમુખ, રહીને કરે સ્તવન અતિઘણું,
શિવે કહ્યું જે સતી પ્રત્યેહ, અમો પ્રશ્ન પુછું તે તણું;
કપિલ કહે સાંભળો, પુછયું પારવતીએ જેહ,
એકચિત્તે સાંભળો, તમે સર્વ સજ્જન તેહ. ૧
કાશી પુરીમાં જે મરે, વળી મોક્ષ પામે તેહ,
એમ સતી કહે તમો કહો શંકર, જથા વિધિએ જેહ;
ત્યારે શિવ કહે તમે શિવા સુણો, એ વાત છે મહાગૂઢ,
ઓમ્ કાર કહું છુ કરણમાં, તે મોક્ષ પામે મૂઢ. ૨
મહામંત્ર મોટો સર્વથી, એ પરમ દૈવતવાન,
ગુરૂ મુખે જે જન લહે, તેને મળે શ્રી ભગવાન;
પંચમુખી જે શીવ તે, નિજરૂપ મ્હારૂ એહ,
જે જાણે તે મોક્ષ પામે, તેમાં નહિં સંદેહ. ૩
બિંદુ સહિત ઓંકાર જે, તેનું ધરે જોગી ધ્યાન,
તે મધ્યે નિજ તત્વ છે, તે સ્વયંરૂપ ભગવાન;
જગત ગુરૂ છે નામ જેનું, એકાક્ષર એ બ્રહ્મ,
જીવન સરવે જગતનું, તે જાણે વિરલા મર્મ. ૪

અક્ષરમાં અંગ પંચે, પ્રથમ કહું છું તેહ,
વ કહે તમે સતી સાંભળો, મુકી મન સંદેહ;
મ તારક બ્રહ્મ કહીએ, બીજું દંડક નામ,
નું કહીએ કુંડળી, ચોથું અર્ધચંદ્રનું ઠામ. ૫
ચમું તે બ્રહ્મબિંદુ, એ પંચ બ્રહ્મ સ્વરૂપ,
નું એ મૂળ બિજક, આદિ નિરંજન રૂપ;
ક બ્રહ્મ તે બ્રહ્મા જાણો, દંડક વિષ્ણુ નામ,
કહીએ કુંડળી, અર્ધચંદ્ર ઇશ્વર ધામ. ૬
મ શિવ બિંદુ કહીએ, એ પ્રણવ પંચે દેવ,
ત્રાતિત નિરંજન જેની, કરે મુનિજન સેવ;
પત્તિ સ્થિતિ લય કારણ જેમાં, એ વિશ્વકરતા રૂપ,
માંહે રહ્યા વ્યાપિ, જે શબ્દ બ્રહ્મ સ્વરૂપ. ૭
સ્થૂળ દેહ અકાર, નેત્ર ત્રિકુટી સ્થાન,
ગુણ વૈખરી વાચા, વિષ્ણુનું અભિમાન;
ગ્રત અવસ્થા -હ્રસ્વ માત્રા, રઘુવેદ વિચાર,
ા તેના દેવતા, એ તારક બ્રહ્મ નિરધાર. ૮
ત પંકજ મધ્યે રજો, પ્રણવ પહેલું અંગ,
ચૈતનથી ચળવળે, અને ઉઠ હસ્તનું લીંગ;
સૂક્ષ્મદેહ ઉકાર માત્રા, કંઠ શ્રીહટસ્થાન,
ગુણ જેના દેવતાને, સ્વપ્ન અવસ્થા જ્ઞાન. ૯
માત્રા મધ્યમા વાચા, યજુર કહીએ વેદ.
મગુણ દંડક બ્રહ્મ, જેમાં શ્વેત પંકજ ભેદ;
ઈ કારણ દેહની મકાર માત્રા, રૂદ્ર તેના દેવ,
ળાકાર હૃદે સ્થાન, કલ્પિત માત્રા ભેવ. ૧૦

તમો ગુણ પશ્યંતીવાણી, સુષુપ્તી અવસ્થાય,
સામવેદ બ્રહ્મ કુંડળી તે, શ્યામ પંકજ માંય;
મહા કારણ તે અર્ધ માત્રા, ઔટ પીઠ નાભિસ્થાન,
પરા વાણી તુરિયા અવસ્થા, શુદ્ધ સત્વગુણનું ધામ. ૧૧
અથરવેદ ઇશ્વર દૈવત, અર્ધચંદ્ર જે બ્રહ્મ,
નિલ પંક મધ્યે વાસો, જાણે જોગી મર્મ;
બિંદુ બ્રહ્મનો પંચમો કારણ, સદાશિવનો વાસ,
બ્રંહ્મ રંધ્રે છે સ્થાન જેનું, સુક્ષ્મવેદ પ્રકાશ. ૧૨
પરા વાચા ગુણ વરજીત, જ્ઞાન કૈવલ દેહ,
ઉચ્ચાર વરજીત માત્રા ભાઈ, બિંદુ બ્રહ્મ તે એહ;
તારક બ્રહ્મમાં તત્વ ભોમી, દંડકમાં જળ ભાઈ,
કુંડળીમાં તેજ કહીએ, અર્ધ ચંદ્ર વાયુ સોય. ૧૩
બિંદુ માં આકાશ, પ્રણવમાં એ પંચ,
એ વિચક્ષણ જે વિચારશે, તે જાણે સઉસંચ;
અવ્યક્તથી આકાશ ઉપન્યું, આકાશથી વાયું,
વાયુથી તે તેજ છે ભાઇ, તેજથી જળ થાય. ૧૪
જળ થકી તે પૃથ્વી પ્રગટી, પૃથ્વીથી સઉ જક્ત,
જક્ત તે બ્રહ્મરૂપ છે, એમ જાણે વિરલા ભક્ત;
એ બ્રહ્મમાં સઉ જકત વ્યાપ્યુ, અને જકતમાંહી બ્રહ્મ,
એમ જાણે તે બ્રહ્મવેત્તા, બાહ્યર ભિતર મર્મ. ૧૫
અખંડ અવ્યક્ત એ પુરણ, રહ્યો સઘળે બ્રહ્મ,
એ દિક્ષા જન જેહને, તે લહે મોટો મર્મ;
દિક્ષા બ્રહ્મ સ્વરૂપની, જે તત્વજ્ઞાન નિવાસ,
દૃષ્ટ અદૃષ્ટમાં આતમા, એક સોહં બ્રહ્મ પ્રકાશ. ૧૬

હવે પારવતી કહે પ્રભુ સુણો, તમે કહ્યું પ્રશ્ન અનુપ,
જે વિશે આ સર્વ વ્યાપ્યું, એ અક્ષર આદિ અનુપ;
કોણ માત્રા કોણ અક્ષર, અને કોણ તે મહાદેવ,
વિસ્તારી કહો વિશ્વસ્વામિ, મટે સર્વ સંદેહ. ૧૭

ત્યારે શંકર કહે સતી સાંભળો, એ તારક બ્રહ્મ અકાર,
બ્રહ્મા તેમાં દેવતા, તે રકત પંકજ સાર;
પ્રથક બીજાં વરણ છે, ત્યા રકતપીત નિહાર,
ઉઠ હસ્થ પ્રમાણ છે, આ સ્થૂળનો વિસ્તાર. ૧૮
હવે દંડક બીજું બ્રહ્મ છે, ત્યાં અક્ષર છે ઉકાર,
વિષ્ણુ તેના દેવતા ત્યાં વરણ શ્વેત વિચાર;
પ્રથક બીજાં રંગ છે ત્યાંહ, શ્વેત કરણુર જાણ,
અંગુષ્ટ પ્રમાણ સમાન છે, એ સુક્ષમદેહ પ્રમાણ. ૧૯
ત્રીજો બ્રહ્મ છે કુંડળી, તે માત્રા જાણો પ્રકાર,
રૂદ્ર તેમાં દેવતા, એ કારણ દેહ નિરધાર;
શ્યામ તેનો રંગ છે, વળી પ્રથક પંકજ માંહી,
પરવ અર્ધ પ્રમાણ છે, એ દેહ કેરે તાંહાં. ૨૦
ચોથું તે અર્ધ ચંદ્ર, ઇશ્વર માત્રા છે ઇકાર,
નિલ તેમાં વરણ છે, વળી પ્રથક રંગ અપાર;
મસુર માત્રા જેવડો, એ દેહ છે નિરધાર,
મહાકારણ નામ તેનું, તમે મન કરો વિચાર. ૨૧
બિંદુ બ્રહ્મ તે પાંચમું, તાંહાં માત્રા છે ઓંકાર;
સદા શિવ તાંહા દેવતા, વળી વરણ પીળો સાર.
પ્રથમ બીજા રંગ છે શુદ્ધ, સ્ફટીક દીપ સમાન;
કેવળ જ્ઞાન એ દેહ છે, જેનું ધરે મુનિ જન ધ્યાન. ૨૨

પ્રમાણ નહિ એ દેહનું, જે ચરાચર ભરપૂર;
શિખા સ્થાનક તેહનું, જ્યાં સદા વરસે નૂર.
બિંદુ ગર્ભની મધ્ય છે, શુદ્ધ શ્વેત સ્વરૂપ;
સોહં માત્રા મુખ્ય બીજ, તે હરે સકળ ભ્રમકૂપ. ૨૩
સોહં બીજની મધ્યમાં, છે રામ પુરણ બ્રહ્મ,
એ સોહ હંસને તે લહે, જે ને હોય ગુરૂની ગમ;
સોહં બ્રહ્મને જાણશે, તેણે લહ્યો સઘળો ભેદ,
એ ઉપર બીજું કાંય નથી; એ વિચળ વાણી વેદ. ૨૪
હવે પારવતી કહે શિવ સ્વામિ, હું કહું છું કરજોડ,
એ સોહં બ્રહ્મ મુજને કહો, જો જાય ભવની ખોડ;
એ સાંભળતા સુકરીત ઘણું, સઉ સાધનનું ફળ થાય. ૨૫
ગરભ વેદના સઘ છુટે, જો શબ્દ શ્રવણે જાય,
ત્યારે શંકર કહે સુણો પારવતી, એ ભેદમાં બહુ ભાર;
કંઠ પ્રાણ જતાં લગે, નવ કહેવું એ નિરધાર,
અધિકારીને કહીએ દેવી, જે મન, વચન, તન શુદ્ધ. ૨૬
સદ્ભક્તિ સંયુક્ત સદા, જેની હોય નિરમળ બુદ્ધ,
સંયુકત વૈરાગ્ય જ્ઞાને યુકત, શાંત ચિત્ત હોય સદા;
દૃઢ ચિત્ત ઇચ્છે મુકત, તેને કહેવું
યા વરતી નથી અન્ય ને અધિકાર,
દુષ્ટ આગળ જો કહેતો, નિષ્ફળ થાય નિરધાર. ૨૭
હવે કહુ છું મંત્ર દેવી, માનજો સત્ય સોય,
ઓહં સોહં મંત્ર જપતાં પુનર જન્મ ન હોય;
રામાયનમો અંતે ભણવું, એ રામ તારક નામ;
પુરણ પ્રિતે જે જપે ભાઇ, સરે સઘળાં કામ,
સર્વ જન અધિકારી એના, એમ કહે શિવ કૃપાળ. ૨૮

સદ્ભક્તિ સંયુક્ત જે, કાં દ્વિજ કાં ચાંડાળ,
ખટ દરશનને ચાર આશ્રમ, ને પુરૂષ નરને નાર;
દ્વિજ આદ્યે ચંડાળ અંતે, સર્વેને અધિકાર,
જેને ઉર હોય અતિ શ્રદ્ધા, પવિત્ર શુદ્ધ પાત્ર. ૨૯
તેને કહેજો સુંદરી હોય, મોક્ષ સુણતાં માત્ર,
સપ્ત કોટી મહામંત્ર જે, તે માંહે એ છે શ્રેષ્ટ;
પંચાયતન છે નામ તેનું, જકત માંહે જેષ્ટ,
અધિક વિદ્યા લોક માંહે, ગણુપતિની હોય. ૩૦
એ ગણુપતિ વિદ્યાથકી, અદકી સુરજ વિદ્યા જોય,
હવે સુરજ વિદ્યાથકી, ઉત્તમ વિદ્યા સાર;
વિષ્ણુથકી અતિ શ્રેષ્ટ વિદ્યા, શિવતણી નિરધાર,
શિવ વિદ્યા થકી અધિક છે ભાઇ, શક્તિ વિદ્યા નામ. ૩૧
શકિત વિદ્યામાં શ્રેષ્ટ વિદ્યા, તે શ્રેષ્ટ પુરણુ કામ,
એ સર્વ વિદ્યાથકી ઉત્તમ, રાજ રાજેશ્રી નામ;
તે કહી તુજને પ્રત્યે, જેણે પામે પુરણુ ધામ,
બ્રહ્મપદને પમાડે તેવી, એ વિદ્યા મહા ઉત્કૃષ્ટ. ૩૨
શ્રી ગુરૂ કૃપાએ વામીએ, તો પામીએ કષ્ટ,
સત્ય સત્ય એ સત્ય દેવી, એમ શિવે કહ્યું ત્રણુવાર;
એ ઉપર બીજું કાંઇ નથી, તમે માનજો નિરધાર,
એ મંત્રને સુણ્યો પારવતી, નહિ ન્યાસને નહિ ધ્યાન ૩૩
ભુત શુદ્ધિ નહિ પ્રાણુ પ્રતિષ્ટા, દિગ બંધન નહિ ધ્યાન,
કવચ પડલને પદ પતિ, નહિ સ્તોત્રને સ્વપરાજ;
સિદ્ધિ સાધ્યને સિદ્ધ નહિ, નહિ જંત્ર પૂજન કાજ,
દશાંસ હોમ માત્ર પણુ નહિ, ઉપ ચિન્હ ન એકે કોય. ૩૪

અંતર દષ્ટે તાર ના તુટે, તો બ્રહ્મ પ્રગટ જણાય,
મ્હારા હૃદયમાં જે રામ રહ્યો, તે કહ્યો પ્રગટ પ્રકાશ;
પંચાક્ષર એ મંત્ર માંહે, રામ કેરો વાસ,
ત્વંપદ જીવને તદ્પદ, ઇશ્વર અસિપદ તે રામ. ૩૫
એ ત્રિપદનો લક્ષ એક વરતે. તે પદ પામે પુરણ ધામ,
કળા ચતુષ્ટ જુકત છે, એ શિવ સાક્ષીનાં નામ;
એ જાણે જે ગુરૂ મુખે, તે પામે પુરણ ધામ,
સિદ્ધાંત કેરૂં સાર છે, એમ કહે પદમ પુરાણ. ૩૬

ઈતિ ત્રિતિયો અધ્યાય કપિલ ગીતા જાણ.

ઢાળ.

એમ હરિને જાણે કોકજી, ગુરૂ મુખ જેને જડીયું રોકજી
બાકી બીજું સરવે ફોકજી, તેણે ના ટળે ભવનો શોકજી.

ઉથલો.

શોકના ટળે ભવ તણો, જો કરે ઉપાય અનેક,
ભેદ પાડે બ્રહ્મમાં, ને કરે ભિન્ન વિવેક;
ભકિત નવધા હરિ તણી, જે શ્રવણ કિરતન આદ્ય,
સ્મરણ સેવાને અરચન વંદન, દાસાતનને સાધ્ય. ૧
સખા ભકિતને આત્મ નિવેદન, એ કહીએ નવધા સોય,
એક ચિત્તે હરિ આરાધનને, કરી જાણે કોય;
શ્રવણ પરિક્ષિત રાયનું, શુક નારદ તે કિરતન,
સ્મરણ શિવ પ્રહલાદનું, શ્રી લક્ષ્મીને પાદ સેવન. ૨
અરચન પૂજન ધ્યાન પ્રથુનું, અક્રૂર રાયનું વંદન,
હનુંમત ગરૂડજી દાસાતન, ને સખાતે અરજુન;

બળીરાજાનું આત્મ નિવેદન, એ ભકિત નવધાય,
એમ જે કોઇ આચરે, તે સંત નિરમળ થાય. ૩
દરશન ઉપદરશન ઘણાં, બહુ પંથ ગ્રંથના વાદ,
આપ આપણે અભિમાનથી, એમ પક્ષભેદ અનંત;
હરિ સ્વતંતર નવ લહે, સઉવાડો વીંટયા જંત,
અન્યોઅન્ય ઇર્ષ્યા કરે, તે નાપામે ભગવંત. ૪
સાંખ્ય વેદાંતને મિમાંસા, વળી પાતાંજલીને ન્યાય,
કાળવાદી વિશેષીએ, શાસ્ત્ર ખટ કહેવાય;
કપાલિકને જૈન જંગમ, બ્રાહ્મણને સંન્યાસ,
જોગી દરશન છઠું છે, એ ખટના પ્રકાશ. ૫
શિવ શકિતને સુરજ ગણપતિ, જૈન વૈષ્ણવ જેહ,
એ ખટને ખટપટ ઘણી, મત જુજવો તેહ;
શૈવ પશુપતિ મત ધરે, વ્રત કરે વિધવિધ સોય,
કાળવાદી જંગમને, કૌલ શકિત હોય. ૬
કપાલિક તે સાંભવા, કરે મંત્ર તંત્રનો યોગ,
અલ્પ ફળમાં તે પચ્યા, કરે જ્ઞાન કેરો ત્યાગ;
ચારવાક્ ચતુર થઇ કહે, દેહ આતમા વાદ,
બૌધ બોધ કર્મ બંધે, મિમાંસાને સાદ. ૭
સાંખ્ય વાદી ત્યાગ વરત, તત્વ નાના ભાવ,
પાતાંજલીને યોગ સાધન, અમર થવાનો ચાલ;
એમ ગણતાં ગ્રંથ વાધે, પ્રપંચ અપરંપાર,
પણ સત્ય વચન એ સર્વથા, નહિ જ્ઞાન વિના નિરતાર. ૮
જ્ઞાન થકી સદ્ય છુટે, જનમની જંજાળ,
ગુરૂ કૃપાથી નિજ ધામ પામે, જ્યાં નહિ કરમને કાળ;

ઋષિ સિદ્ધ એમ બોલિયા, તમે સુણો કપિલ ભગવાન
બાહ્ય શુદ્ધ તો જળ કરે, પણ અંતર શું છે અસનાન. ૯
જોગીને અસનાન છે તે, કહો પ્રગટ પ્રસિદ્ધ,
ત્યારે કપિલ વળતા બોલીયા, તમો સાંભળો સઉ સિદ્ધ.
વામનાડી ઇંગળાને દક્ષિણ પિંગળા નામ,
મધ્યે નાડી છે સુક્ષમણા, એ ત્રણે મોટા ધામ. ૧૦
વામનેત્ર પુષાનાડી, લંબુષા દક્ષણ જાંહે,
વામ કરણે ગંધારીને, જમણે હસ્તિની જાણ.
કુહ નાડી છે ગુજદ્વારે, સરસ્વતી જીભે પરમાણ
વારૂણી સુત્ર ધારણી, પયશ્વિની અગ્નીમાંહે ૧૧
એમ નાડી નદી રૂપે, વપુની માંહે વ્યાપી,
અહોનિરાશ જોગી જન સદા, તે કરે મંજન માંહી.
જળ સ્નાનથી મળ ત્યાગ થાય, શુદ્ધ બાહ્ય ભસ્મસ્નાન,
મંત્ર સ્નાનથી અંતર શુદ્ધિ, ને પ્રેમ પ્રદ તે જ્ઞાન. ૧૨
અંતર સ્નાન જો ના થયુ, બાહ્યરથી શું થાય,
ચંદનથી વૃક્ષ ચંદન સઘળાં, પણ વાંસ તમ રહી જાય.
બાહ્યર કૃત જે જે કરે, તે સર્વ લોકા ચાર,
અંતર શુદ્ધિ થયા વિના, કોઇ પામે નહિ ભવપાર ૧૩
વડબીજ સૂક્ષ્મ અતિ ઘણું, તેથી મહા મોટો વૃક્ષ થાય,
એમ અંતર લક્ષથી ભાઇ, બાહ્યરથી શુદ્ધ થઇ જાય;
એક તત્વ સઘળે વિસ્તર્યું જો જ્ઞાન દ્રષ્ટિ થાય,
અહંતા અજ્ઞાનથી, તે ભવમાં ભમતો જાય. ૧૪
દુર્લભ મળવા તત્વ દર્શી, ને દુર્લભ વિષયા ત્યાગ,
દુર્લભ મળવી સહેજ વૃત્તિ, ગુરૂકીરપા પુરણ ભાગ્ય;

ઋષિ સિદ્ધ વળતા બોલીયા, સુણો કપિલ દેવ કૃપાળ,
જ્ઞાનથી અતિ પવિત્ર થાય, તે કહો ઉપાય દયાળ. ૧૫
ત્યારે કપિલ વળતા બોલીયા, તમે સિદ્ધ સુણજો મર્મ,
જાગ્રત સ્વપ્નને સુષુપ્તી, એક સળંગ ભાસે બ્રહ્મ;
અહં બ્રહ્મ જાણો અવસ્થા ત્રણમાં, આવરણેના અવરાય,
એવું જ્ઞાન જ્યારે ઉપજે, તે બંધનથી મુકાય. ૧૬
ત્રણ ઠામે ભોગવે તે અવસ્થાનો ભોગ,
તેથી વિલક્ષણ સાક્ષી શિવ, હું ચૈતન બ્રહ્મ સ્વરૂપ;
એમ ઉલસે આપ પોતા તણું, દેહ આવરણ નહિ લવલેશ,
એવા જન જ્યાં વિચરે, તે પવિત્ર થાયે દેશ. ૧૭
એક દેવ સરવે જુવે, અંતર રહ્યો તે નિરગુણ કેવળ રામ,
વિશ્વ માત્ર ધરી રહ્યા, તે અંતર રહ્યા વ્યાપીક રામ;
નિત્ય ધ્યાન અભ્યાસ કરતાં પ્રગટ દરસે આપ,
ત્યારે કલેશ ટળે સંસાળનો ને મટે ત્રિવિધિ તાપ. ૧૮.
પીંગળામાં સુરજ વસે, ગલા શોડષ ચંદ્ર,
અંતઃકરણ તે પંચધા અને પ્રાણ પંચે ઇન્દ્ર;
જ્ઞાન ઇન્દ્રીય પંચ કહીએ, કર્મ ઇન્દ્રીય પણ પાંચ,
એમાં વિકલ્પ પ્રપંચ વિકાર ખટ સંયુકત છે. ૧૯
આ દેહ મિથ્યામાન, તેથી ભિન્ન છે આતમા.
કોઈ લહે ગુરૂ મુખે જ્ઞાન, શેરડી શરકરા જેમ.
શીખંડમા સુવાસ, દુધમાં જેમ ધૃત રહે ભાઈ.
તલમાં જેમ તેલ પ્રકાશ, એ તત્વ અંતર રહ્યું સઘળે. ૨૦
તેણે ચાલે સઘળો ઠાઠ,તેગુરૂકૃપાએપ્રગટ દીસે નીકર જાય અટાટ,
પ્રથમ પંકજ શિશ કહીએ, બીજું પંકજ નેન,
ત્રિજું પંકજ કંઠ કેરૂં, ચોથું તે મુખ બેન;

પાંચમું કર પદ છે, ને છઠું ચરણ સરોજ,
સાતમું તે પદમ તે, કહે અષ્ટમાં ઓજ. ૨૧
અષ્ટ પંકજ બ્રહ્મનાં, તેમાં કહે સુક્ષમ રૂપ,
ચક્રાતીત રહે સદા, ઓંકાર શુદ્ધ સ્વરૂપ;
હૃદે પદ્મ મધ્યે વસે છે, અંગુષ્ટ માત્ર સમાન,
એ ઇશ્વર દીપ શિખા સરૂપે, ધરે જોગી ધ્યાન. ૨૨
વિષય વિસર પામે ત્યારે, મટે સ્થુળનું ભાન,
ત્યારે સરવ વૃત્તિ શમે કહીએ, એક રહે નિદાન;
તે રૂપ રહ્યું હરિનું કહીએ, તે દરશે એણી રીત,
જ્યારે અચળપળ હોય નેત્રની, હોય લક્ષ અંતર નિત્ય. ૨૩
અંતર લક્ષ નહિ જ્યાં લગી, ભાઇ બાહ્યર મિથ્યા જોગ,
પખાલ ડાંમે ના મટે, કાંઇ પાડા કેરો રોગ;
દૃષ્ટિ બેઉ સમ કરી, ગુરૂ નેત્ર નિરખે જેહ,
ચિંતન અચળ હોય જ્યારે, નિજરૂપ દેખે તેહ. ૨૪
અંતર સુરજ દેખે નહિ, તો સરવ મિથ્યા ધ્યાન,
નિજ સ્વરૂપ જો નિરખે નહિ, તે સિદ્ધ પશુ સમાન;
મીન વસે બહુ જળ વિશે, ફણીધર પવનનો આહાર,
ચાતક સદા નિરાશ રહે, વડ સહે જટાનો ભાર. ૨૫
અજાપત્ર આહાર કરે છે, ગરધવ ચોળે રાખ,
મુષક રહે છે ગુફા મધ્યે, ધ્યાન ધરે છે બગ,
એ અલ્પ ફળ તપનાં લખ્યાં, નહિ જ્ઞાન તપ સમાન;
અંતર દૃષ્ટિ ઉતરેતો, રહે નિરંતર ધ્યાન. ૨૬
અષ્ટ જેનાં અંગ છે, ને ચાર જેનાં ચરણ,
સ્થાન ત્રણ ને પંચ દેવતા, ઓંકાર એવો વર્ણ;

એ ઓંકાર ને જે કોઈ જાણે, તે હરિહર બ્રહ્મ સમાન,
બ્રાહ્મણ તેનુ નામ કહીએ, જેને હોય એવું જ્ઞાન. ૨૭
ઓંકાર રૂપી પિતા જેને, ગાયત્રિજી માય,
એ માતપિતાને જે ના જાણે. તે વિપ્ર અંત્યજ કહેવાય.
એક તિરથ ને બીજું તિરથ, એમ ફરે તિરથ અપાર,
આતમ તિરથને જે ના જાણે, તે પામે નહિ ભવપાર. ૨૮
કાયા કાશી કુરૂક્ષેત્ર છે, આત્મા વિશ્વેશ્વર આપ,
જ્ઞાન ગંગા ભાગીરથી, તે જાણે જાયે પાપ;
પ્રાતઃથી તે સાંજ સુધી, ને સાંજથી તે પ્રાત,
આત્મા લક્ષે, કાયેં તેનાં પ્રલે થાયે પાપ. ૨૯
મન ચિત્ત ઘોડા જોડીયા, આ શરીર રથની સાથ,
કાળચક્ર જાયે ચાલ્યો, પૂર્વ કર્મ સારથિ હાથ;
જે દિવસથી ઊંધ પડી ભાઈ, માતુ ગર્ભ મોઝાર,
તે દિવસથી જે નિરમીયું, સુખ દુઃખ સહુ નિરધાર. ૩૦
સિદ્ધાંત કેરે સાર છે, કહ્યું પદ્મ પુરાણે સોય,
અધ્યાય ચોથો કપિલ ગીતા સાંભળે સઉ કોય;
ઇતિ શ્રી પદ્મ પુરાણે સિદ્ધાંત સાર સિદ્ધ કપિલ,
સંવાદ રાજરાજેશ્રી યોગ કથન નામ ચતુરથો અધ્યાય. ૩૧

---

ઢાળ.

સરવ સિદ્ધ વારંવાર કરે દંડ પ્રણામજી,
કપિલ કૃપાળુ નિરમળ નામજી;
વચન તમારાં સુધા સમાનજી. ૧

---

ઉથલો.

સુધા સમાન છે વચન સામ, સાંભળતાં સંશય ટળે,
એક ચિત્તે અનુભવે તે, બ્રહ્મ માંહી જઇ ભળે. ૧
હવે રૂષિ સિદ્ધ સૌ બોલીયા, પુજી પ્રભુનઃ પાય,
તમે જોગ કહ્યો શા મીતે, કષ્ટ કરીને થાય. ૨
અન્ય કરતાં શરીર છુટે, વળી પામે પુનરપિ દેહ,
નાના યોનિ વિશે ફરે, કે નર જન્મ પામે તેહ. ૩
આતો નરનારાયણ રૂપ થયા, કેવળ બ્રહ્મ સ્વરૂપ,
રાજરાજેશ્વરી યોગ જે શંકરે કહ્યો. ૪
લોકના ઉપકાર અરથે પરવતો પ્રતિબોધ,
જે જાણે જીવ પરાપાર પામે, મટે ભવના રંધ. ૫
અરજુન ઓધવને કહ્યુ, શ્રી કૃષ્ણજીએ જેહ,
તેવું તમે અમને કહ્યું, હવે નવ રહે સંદેહ. ૬
ત્વંપદ તત્ પદ. અસિ પદ, એ ત્રિપદ કેરો ભેદ,
તે દૃષ્ટિગોચર જેમ થાય, તેમ કરો સંશય છેદ. ૭
ત્યારે અનંત કોટી જન્મનાં, પ્રભુ ટાળે સઉ સંતાપ,
એક નિમિષ માત્રમાં મોક્ષ થાય, પ્રલે સઉ પાપ. ૮
ત્યા કપિલ કહે પ્રશ્ન પુછશું સાર,
અન્ય અધિકારીના જીવને રખે કહેતા એ નિરધાર. ૯
ત્યારે સિદ્ધ કહે સ્વામિ કહો, એનાં અધિકારનાં ચિન્હ,
લક્ષણ તેનાં વરણવો, તે જણાય ભિન્નાભિન્ન. ૧૦
ત્યારે કપિલ કહે સિદ્ધ સાંભળો, જેને હોય ગુરૂની કૃપાય,
સતવાદીને જીતેન્દ્રિય જેને સંત સાથે પ્રિત. ૧૧
વિપ્ર હોય જો વેદ પઢી જાણે, શાસ્ત્રનો પાર,
ઈહામુત્ર વિવરજીત જેય, નિત્યા નિત્ય વિચાર. ૧૨

તિતિક્ષણા, ઉપરતિ ને શાંતિ, એ મુમુક્ષુનાં ચિન્હ,
સર્વ કર્મની યુક્તિ જાણે, સઉ દેવનું અરચન;
સરવ તિરથ રટણ કરે, તેનું ફલ ન ઈચ્છે મન. ૧૩
કામ ક્રોધ, મદ, મોહ, માયા દંભને અહંકાર,
જાગ્રત સ્વપ્નને સુષુપતિમાં, નહિ અસત્ય વહેવાર. ૧૪
હવે દુષ્ટ બળ અતિ તામસીને ચોર વંચક ધૂર્ત,
સંત દ્વિજના દ્રોહ કરતા, કાંસી કુટેલ કપૂત. ૧૫
અભકત શઠ પાખંડી નાસ્તિક, અધરમી જડ જંત,
તે આગળ નવ પ્રકટ કરવું, સાંભળો સઉસંત. ૧૬
શાંત દાંત સમ ચિત્ત જેનું, બ્રહ્મજ્ઞાન આસક્ત,
સંત સંગતી સતવાદી, હોવે હરિ ગુરૂ ભકત. ૧૭
સમ બુદ્ધિને સદાચારી, સર્વ દેવ શેવ અભેદ,
આશાપાશ નહિ લેશ જેને, અહં કરતી ઉચ્છેદ. ૧૮
એ અધિકારી મોક્ષના, શુભ લક્ષણ જેનાં હોય,
અનેક જન્મ સંસ્કારથી, ગુરૂ ભેદ પામે સોય. ૧૯
પ્રત્યક્ષને વળી પરોક્ષના, તે પામે સરવે ભેદ,
ભેદ ગ્રંથી રૂદેની સહુ, સંશય થાયે છેદ. ૨૦
ક્ષય પામે કરમ સઘળા, જેની દૃષ્ટિ પરાની પાર,
દૃષ્ટતાં સઉ પ્રિછવ્યું, સિદ્ધાંત કેરૂં સાર. ૨૧
સઉ શાસ્ત્રમાં ગોપ્ય છે, નથી વેદાંતે વિસ્તાર,
તે સાંભળજો સિદ્ધ સરવે, કહુ સરવ નિરધાર. ૨૨
સરવ થકી જે તત્વ મોટું, તે દૃષ્ટિ ગોચર થાય,
બાહ્યર ભિતર રહ્યો સતંતર, પ્રત્યક્ષ રૂપ જણાય. ૨૩
પ્રથમ મન જો નાદે વળગે, વળતી બિંદુ જણાય,
ત્યાર પછી તે કળા નિરખે, એમ જ્યોતિ પ્રગટ થાય. ૨૪

અકાર તે નાદ રૂપ જાણો, બિંદુ રૂપ ઉકાર,
મકાર તેતો કળા કહીએ, એમ જ્યોતિર્મય ઓંકાર. ૨૫
સરપ મોહે નાદથી, જેમ ઘંટા નાદકોરંગ,
પતંગ મોહે દીપથી. એમ મન નાદની સંગ. ૨૬
જેમ લોહ ચમકને દેખતાં, જઇ ચમકને લપટાય,
તેમ નાદ સુણતાં વિષય તજી, મન ઉન્મુનિ થઇ જાય.૨૭
જેમ ઘૃત કેરી પુતળી ભાઇ, અગ્નિથી ગળી જાય,
લવણ જેમ જળમાં પડયું, તે એક સ્વરૂપે કહેવાય. ૨૮
તેમ આતમને સંગે કરી, મન ઉનમુની હોય,
નેત્ર આગળ રૂપ દરશે, ત્યાં લય પામે તે સહી. ૨૯
સાકર જળ સંગે કરીને, સાંકરપણું લય થાય,
એમ સગુણનું ધ્યાન કરતાં, નિરગુણ માંહે સમાય. ૩૦
ફળનું કારણ પુલ છે, તે ફળ થયે પુલ જાય,
એમ કર્મ કારણ જ્ઞાનનું, તે જ્ઞાને કર્મ વિલાય. ૩૧
ઉદક થકી જેમ થાય કાદવ, તે ઉદક થકી ધોવાય,
તેમ મન થકી જે કર્મ બાંધે, તે મનવડે છોવાય. ૩૨
માટે મનવડે સઉ પાપ, મન થયું જો ઉન્મુનિ,
તો ટળે પુન્ય ને પાપ, ૩૩
કામનાએ જે કરે, તે ફળ તેનું ભોગવાય,
નિષ્કામનાયે જે કરે, તે કર્મ ના લોપાય. ૩૪
કપાસ થકી જ્યારે વસ્ત્ર થયું, ત્યારે કપાસ કેરો નાશ,
તેમ આતમથકી જ્યારે જીવથયો, તેણેખોયો આતમપ્રકાશ.૩૫
સત્વ થકી તે ધર્મ ઉપજે, રાજસથી પરપંચ,
તમોગુણથી ક્રોધ ઉપજે. એ ત્રણ ગુણનો ક્ષય. ૩૬

મૃત્તિકા જેમ એક છે, ને પાત્ર તેનાં અનેક,
દુધનો રંગ એક છે, ધેનુ વર્ણ વિશેક. ૩૭
વળી સુવર્ણ એકને ઘાટ ઘણેરા,
એમ શરીર બહુને વર્ણ એક.
એમ વિચાર્યે જ્ઞાન ઉપજે, કરે નિત્યા નિત્ય વિવેક. ૩૮
પાષાણનું મંદિર રચ્યું, માંહે દેવ તે પાષાણ,
ડાહ્યા જન દિલમાં વિચારે, દેવ એમાં કોણ. ૩૯
સર્વ ભૂત ધારી રહ્યો છે વ્યાપક વિષ્ણુ જેહ,
અખંડીત છે આતમા, તમે નિરખી જો જો નેહ. ૪૦
પોતાને ઘેર પયતજીને, જેમ મુરખ માગે ભીખ,
અમૃતને અળગું કરીને પામર પિષ વિખ. ૪૧
એમ પ્રગટ પ્રભુને નવ લહે, ને પૂજે જઈ પાખંડ,
સદ્ગુરૂ તો સુઝે નહે, ને ભોગવે દુઃખ ડંક. ૪૨
હૃદય કમળમાં સદા રાજે, પ્રગટ પુરણ તંત,
નારાયણ છે નર વિશે, જેનો નહિ આદિને અંત. ૪૩
આધાર સરવે લોકનો, તે આપે નિરાધાર,
તેના ધ્યાનથી તે રૂપ થઇએ, એમાં સંશય નહિ લગાર. ૪૪
કીટ ભ્રમરના ધ્યાનથી, થાય જીવ બ્રહ્મ અભંગ,
નિત્ય રહ્યું જે નેત્ર આગળ, સ્ફટીક મણિ સમ રૂપ;
તે જોતાં ગુરૂ ગમ થકી ભાઇ, પડે નહિ ભવ કુપ. ૪૫
ચક્ષુ આગળ છાયા હરસે, તે મૂળ માયા તેહ,
નિરખી જો જો તેહને, શિવ સાચો જય હાયક તેહ. ૪૬
ચક્ષુ મધ્યે રહ્યુ છાનું, અંગુષ્ટ પ્રવ સમાન,
તે ઉપર પરવનું અરધ છે, તેની અગ્ર સુક્ષ્મ ધ્યાન. ૪૭

એ સાક્ષી રૂપે છે સુક્ષ્મ ભાગે, તે જોતાં નિરમળ દૃષ્ટ,
જળ હળ જ્યોતિ કરશે જ્યારે, તેજ અતિ ઉત્કૃષ્ટ. ૪૮
અમળ નિરમળ સદા સુંદર, વ્યાપિક સઘળે તેજ,
બાહ્યર ભિતર રહ્યું સઘળે, ચૈતન ઘન તે એજ. ૪૯
શુદ્ધ સ્ફટિક સમાન ઉજ્વળ, તેજનો અંબાર,
જે પ્રાણને ધારી રહ્યા, તે બ્રહ્મ અપરંપાર. ૫૦
સદ ચિત આનંદ રહ્યા સઘળે, જ્ઞાન દૃષ્ટે જોવા જાય,
અજ્ઞાન દૃષ્ટે અન્ય ભાસે માન્ય મિથ્યામાંય. ૫૧
સુવર્ણ અગ્નિમાં તપે ત્યારે શુદ્ધ કંચન થાય;
એમ જીવના ધ્યાનથી, ભાઇ મર મુકાય. ૫૨
રત્ન કુંભમાં દીપ જેમ, એમ બાહ્યર ભિતર રૂપ,
ગુરૂ કૃપાએ જેને હરસે તેણે લહ્યા ભેદ અનુપ. ૫૩
ગુજ્યથી એ ગુહ્ય હતું તે કહ્યુ સઘ પ્રકાશ,
જાગ્રત સ્વપ્ન શુષુપતિ તુરિયા, મધ્યે જેનો વાસ. ૫૪
નખ થકી તે શિખા લાગી પુરણ મુરતિ જેહ,
અચળ દૃષ્ટે જે કોઇ જોશે તેને હરશે તેહ. ૫૫
મનસા વાચા કરમણા તપે કરે એ અભ્યાસ,
આળ પંપાળ અત્તર ખોશો, તે અંતે થાશે નિરાશ. ૫૬
સિદ્ધાંત ઠેરે સાર છે એમ કહે પદ્મ પુરાણ.

અધ્યાય પાંચમો સમાપ્ત.

---

ઢાળ.

સ્તવન કરે બહુ સિદ્ધ અપારજી,
ધન્ય ધન્ય ઈશ્વરના અવતારજી;
વચન તમારાં પર ઉપકારજી,
જો અનુભવતાં પામે પારજી. ૧

ઉથલો.

પાર પામે ભવ દુઃખ વામે, એવું ઠામ જઇ બેસે ઠરી,
કુડી રીતે આચરે તે, નાવે ભવમાં ફરી. ૧
હવે સિદ્ધ કહે સુણો કપિલ સ્વામિ, અમે પુછું જોડી પાણ્ય,
જ્ઞાનને વળી ગ્રંથ કેરૂં રૂપ કહો નિરવાણ. ૨
ત્યારે કપિલ કહે તમે સાંભળો સઉસિદ્ધ મુનિજન સાથ,
આ શેષ તત્વ તમને કહું, તે પરગટ હાથો હાથ. ૩
ઉન્મુનિ નિરંતર તેહને, જે પરાત્પર નિરખે ધામ,
આત્મા જ્ઞાને નિરખીયો જે, પ્રત્યક્ષ રમતો રામ. ૪
જેમ પોતાના મંદિર વિશેથી, બાહાર નિકળ્યો જન,
તે ભિતર આવ્યો વસ્તુ લેવા, તે અંધકાર ભોવન. ૫
એ અંધકારમાં ઠરીને બેસે, ત્યારે ભાસે સઘળી વસ્ત,
એમ રૂદેમાં રામ હરશે, જ્યારે મન થાય સ્વચ્છ. ૬
રૂદે તે અંધ ભોવન જાણો, ચંચળ નર તે મન,
બાહાર જાય ને ભિતર આવે, નવ સુઝે આપ કે અન્ય. ૭
જ્યારે સ્થિર થાય તો આપમાંથી સ્હેજે થાય ઉદ્યોત,
તેણે બાહાર ભિતર સરવ ભાસે તેજ આત્મા જ્યોત. ૮
અચળ નિરમળ અખંડ અવ્યય પુરણ જોત્ય પ્રકાશ,
ત્રાહિ ત્રાહિ હું શરણે આવ્યો, કરો ઘોર નરક વિનાશ. ૯

વિચાર પંકજ અષ્ટ દળનું, કેસરરંગ વૈરાગ,
વિરકત તાતે કરણિકા ત્યાં ચંદ્ર કાંતિ સોભાગ. ૧૦
ત્યાં પરિબ્રહ્મ નામ જેનું, સચ્ચિદાનંદ રૂપ,
જોગી ધરે નિત્ય ધ્યાન તેનું, તે સઘળે એક સ્વરૂપ. ૧૧
જા જ્વલ્યમાન તે જ્યોતિ દરશે, વિદ્યુત્ પૂંજ સમાન,
તે સદાશિવને નિત્ય નિરખે, જેને નેત્રે લાગ્યું ધ્યાન. ૧૨
આંબા કેરા ફળ વિશે હોય ખાટો મીઠો સ્વાદ,
પાકે ત્યારે થાય મધુરો એમ મનના વાદ. ૧૩
અંતઃકરણ તે આંબો જાણો, માણસ તે ફળ ઠામ,
ખાટો મીઠો ને થાય મધુરો, નાના વિધનાં નામ. ૧૪
એમ રૂદે કમળની મધ્યમાં એ મન પાકે જેમ,
ત્યારે ખાટુ મટી મીઠુ તે થાય, બ્રહ્મરસમય તેમ. ૧૫
આ નાના વિધની વાસના, એ મનમાં ખટાશ,
તે સાધન ધ્યાને પાકે ત્યારે, બ્રહ્મરસ પ્રકાશ. ૧૬
નિરવાસનિક જે મન થયું, તેમાં બ્રહ્મરસનો સ્વાદ,
એ પીવે તેને ધન્ય છે, ભાઈ પામે સુખ અગાધ. ૧૭
એ રસનો જેણે સ્વાદ ચાખ્યો, તે સર્વેએ હરિ હોય,
એ સ્વાદ આગળ અવર સુખ, તે સર્વે મિથ્યા જોય. ૧૮
વિચાર દરપણ વિશે જે કોઇ, જુવે પોતાનું આપ,
આપ દરશે આપમાં તો, સર્વે તેનો બાપ. ૧૯
ચિત્ત શુદ્ધ સ્થિર થાય જ્યારે, ત્યારે હૃદે ભાસે ભાણુ,
અચળ ચૈતન એક સઘળે, ચરાચર પરમાણુ. ૨૦
આત્મા તે જ્યોતિરૂપે, નિરંતર દરસાય,
સુર જવત્ ઉદ્યોત સઘળે, તે અકળ કળ્યો નવ જાય. ૨૧

દીવાકર એમ જ્યારે હરસે, નિજ આતમ માંહે પ્રકાશ,
અવર બીજું નવ ચિંતવીયે ભાઇ, ત્યાંજ કરવો વાસ. ૨૮
આત્મા જ્યોતિ હૃદય મધ્યે, દૃષ્ટિવડે જોવાય;
કમળ સરવે પ્રગટ દીસે, તે ભવ થકી મુકાય. ૨૩
ત્યારે સિદ્ધ એમ બોલીયા, તમો સુણો શ્રી ભગવાન;
જથારથ એ કહ્યું સ્વામિ, જ્યોતિરૂપનું ધ્યાન, ૨૪
ને તેજ રહે છે હૃદે મધ્યે, બ્રહ્મ કૈવલ્ય રૂપ,
તે કેમ કરીને પ્રગટ દીસે, એ કહો ભેદ અનુપ. ૨૫
હૃદે માંહી આત્મા, તે દૃષ્ટે કેમ કરી જોવાય,
તે વિસ્તારીને કહો જથારથ, સરવ સંશય જાય. ૨૬
ત્યારે કપિલ વળતા બોલીયા, તમે સુણો સિદ્ધ સુજાણ,
સરવ સંશે થાય છેદન, જુવો પ્રગટ પ્રમાણ. ૨૭
પગ થકી તે જંઘા સુધી, પ્રથવી તત્વનો ઠાર,
તે મધ્યે એક પદમ છે, તેનો સ્વર દેહ વિસ્તાર. ૨૮
જંઘા થકી તે નાભિ સુધી, જળ તણો છે વાસ,
આધાર લિંગને નાભિ સુધી, પદમ છે પ્રકાશ. ૨૯
ચતુરદળને ગુદા કેરૂં, લિંગ ખટ દળ સાર,
દસ દળ તે છે નાભિએ, ને દાદશ હૃદે વિચાર. ૩૦
બત્રીસે પાંખડીઓ વિશે, ભાઇ અક્ષર બત્રીસ જોય,
કકાર આદ હકાર અંતે અવ્યય વરણ તે હોય. ૩૧
નાભિ થકી તે કંઠ સુધી અગ્નિ તત્વનો વાસ,
શોડસ દળનું કમળ છે ત્યાં સ્વર તણો નિવાસ. ૩૨
હવે કંઠ થકી તે ભ્રુકુટી સુધી, વાયુ છે નિરધાર,
તે મધ્યે છે સુક્ષમ પંકજ, ચક્ષુ અગ્ર સાસા. ૩૩

શ્વેત શ્યામ ને રક્ત છે જે કમળ કેરો રંગ,
તે મધ્યે છે વાસ જેનો તે કેવળ જ્યોતિ સુચંગ. ૩૪
ત્યાં બ્રહ્મા વિશ્નુ શિવ શક્તિ સર્વેનો છે વાસ.
તે મધ્યે છે સદા સાક્ષી, અક્ષર બ્રહ્મનો પ્રકાશ,
ભ્રકુટી થકી બ્રહ્મરંધ્ર સુધી. તત્વ છે આકાશ, ૩૫
તે મધ્યે એક પદમ છે, તેમાં સહસ્ત્ર દળ પ્રકાશ.
સુષુપ્તી જ્ય,રે થાય છે, ત્યારે આતમાનો ત્યાં પાસ,
સુરજની પેરે સદા તે, ચૈતન રૂપ અવિનાશ. ૩૬
ભ્રકુટી મધ્યે અધોમુખનું, કમળ બેદળ સાર.
વાયુ સંગે વિચરે તાહાં' અહં સોહંગાકાર, ૩૭
તે મધ્યે છે આતમા જ્યોતિ શુદ્ધ બિંદુ રૂપ,
તેની પાર છે પરમાત્મા ને સ્વે ચૈતનમય રૂપ. ૩૮
તે ગુરૂ પ્રતાપે જાણીએ ભાઇ નથી અપર ઉપાય,
એ સ્વસ્વરૂપ જાણ્યા વિના, તો મિથ્યાઆ અવસરજાય,૩૯
સંસ્કાર જન્મ અનેકનાં હોય, ત્યારે મળે શ્રી ગુરૂરાય.
સદ્ગુરૂ સંતોષ્યા વિના નવ આત્મા દરશન થાય, ૪૦
કોટીક સુરજ પ્રકાશ જેમાં શીતળ કોટી સોમ.
અદ્ભુત જ્યોતિ આતમા, જેણે વ્યાપ્યુ સઘળુ વ્યોમ. ૪૧
આતમ કેરો પ્રકાશ છે શશી સુરજ અગ્નિમાય,
ચર અચર માહે રમી રહ્યો, એ હરિ વિના નથી કાંય. ૪૨
તેદ્વેદળ ઉપર શુન્ય છે, જ્યાં સહસ્ત્ર દળ આકાર,
અરધ માત્રા પ્રણવની ત્યાં, રહે નિરંતર સાર. ૪૩
ત્યાં સદા રહે છે આતમા તે, લહે જીવન મુક્ત,
સમાધિની સાધનાએ, જાણે સર્વ જુક્ત. ૪૪

આતમા દરશન જે કરે, તે કરતાથી ધન્ય ધન્ય,
તે માટે સઉ સંગતજી, આતમનું દરશન. ૪૫
સુત પુરાણી કહે સનકાદિકને, સુણો સકળ રૂષિરાય,
સઉ સિદ્ધને કપિલે કહ્યો, એ આતમનો મહિમાય. ૪૬
કૃતાર્થ સૌ સિદ્ધ થયા, રે કર્યો આતમાનો વાસ,
એ વચન જે ઉરમા ધરે, તેને મટે ભવનો પાસ. ૪૭
એ સિદ્ધનો સંવાદ સુણતાં પાપ પ્રલય થાય,
એ આદરે તે જીવ મટી, સદ્ય શિવ થઇ જાય. ૪૮
સિદ્ધાંત કેરૂ સાર છે, એમ કહે પછી પુરાણ,
અધ્યાય છઠ્ઠો કપિલ ગીતા સાંભળો સર્વ સુજાણ. ૪૯

---

ઢાળ.

સિદ્ધ મુનિ સૌ લાગ્યા પાયજી. ધન્ય ધન્ય આતમનોમહિયાયજી
નિગમ નિરંતર તેને ગાયજી, રૂદે કમળમાં તે દરસાયજી.૧

ઉથલો.

રૂદે કમળમાં રામ દરસે, તે વિસ્તારી કહો દેવ,
ચાર પ્રકારે જે દેહ છે તેના તત્વનો કહો ભેવ. ૧
ત્યારે કપિલ મુનિ એમ બોલીયા તમે સાંભળો સૌ સિદ્ધ,
આ નખ થકી તે શિખા સુધી સ્થુળ દેહ પ્રસિદ્ધ. ૨
અકાર માત્રા તેની મધ્યે, ત્યાં અમૃત સરખો વર્ણ.
સર્વ ઇન્દ્રિયો વ્યાપાર વર્ત્યો, રજોગુણ આચર્ણ. ૩
ઋક્ વેદ છે તે વિષે આ સરવનું અભિમાન,
પૃથિવ તત્વ પ્રસિદ્ધ છે, સ્થુળ ભોગવિહાન. ૪
ઉઠ હસ્ત પ્રમાણ તેનું જાગ્રત અવસ્થાય,

નેત્ર સ્થાને રહી વરતે પચિસ તત્વનું જ્ઞાન,
જાગ્રત કેરાં તત્વ કહું તે સાભળજો મહા મુન્ય. ૫
વ્યાવરતીને ઉપરતી વળી જાગ્રત બોધ અન્ય.
લજ્જા કામને ક્રોધ કહીએ, મોહને ભય હોય,
પંચ ભાગ આકાશના, સ્થુળ દેહ માંહે જોય. ૬
પ્રસારણને ચંચળતા વળી અતિ ગમન કહેવાય,
ભ્રમણને નિરોધ કહીએ. પંચ પ્રકાર વાયુ થાય.
નિદ્રા, મૈથુનને આળસ હોય તૃષ્ણાને બુદ્ધિએ પંચ,
પંચ ભાગ થાય તેજના, તમે સાંળળો સિદ્ધરાય. ૭
લાલશ્વેતને રકત કહીએ, મિશ્રને હોય મેદ,
પંચ પ્રકાર એ જળતણા. તમો જાણજો મુની ભેદ. ૮
રોમ નાડીતે માંસ છે, વળી ત્વચાતે ભાઇ હસ્ત,
એ પંચ ભાગે પૃથ્વિ રહે છે જો હસ્તોહસ્ત. ૯
એવું વરણન સ્થુળ કેરૂં પ્રગટ નામને રૂપ,
હવે કહું તે સુક્ષ્મ જાણો, જે રહ્યાં અતર ગુપ્ત. ૧૦
સ્થાન કર્મ ને ક્રિયા તેની સાંભળજો થઇ સૌ સ્વસ્થ,
અપંચી કૃત ભૂત જેનાં અદષ્ટ છે વસ્તુ જેહ.
સુક્ષ્મ દેહનું કંઠ સ્થાનક, સત્વ ગુણનું વાસ,
ઉકાર તેમા માત્રા છે ભાઈ, સ્વપ્ન અવસ્થા પ્રકાશ. ૧૧
અન્યથા છે જ્ઞાન તેનું તત્વ જળનો ઠામ,
મધ્યમા છે વાણી જેની. વર્ણ ધોળો નામ. ૧૨
યજુર વેદના જોગથી છે, તૈજસ અભિમાન,
અંગુષ્ટ માત્ર છે પ્રમાણ તેનું, મન વિકારક જ્ઞાન. ૧૩
અવિવીસુત છે ભોગ તેનો શરીર સુક્ષ્મ નામ,
સાદશ્યતા દશ્ય થઇ રહે એ મન વિકાર કામ. ૧૪

અંતઃકરણ વળી મન બુદ્ધિ, ચિત્તને અહંકાર,
પંચ પ્રકાર આકાશનાએ, સુક્ષ્મ દેહ નિરધાર. ૧૫
વ્યાન, સમાન, ઉદાન કહીએ, પ્રાણ ને અપાન,
પંચ ભાગે રહ્યો વાયુ, એ દેહ માંહે નિદાન- ૧૬
શ્રોત્ર ત્વચાને નેત્ર કહીએ, શિશ્નને ગુદ જેહ,
જળ તણા એ ભાગ પાંચે, સુક્ષ્મ અંગે તેહ. ૧૭
શબ્દ સ્પર્શ રૂપરસ જાણો, પાંચસું જે ગંધ,
પંચ ભાગ પૃથ્વી તણા, તે સુક્ષ્મ માંહે સંબંધ. ૧૮
પંચીકરણ એ લીંગ છે, તેનો કંઠ માહી વાસ,
સુક્ષ્મ રૂપે રહ્યું અંતર, પીઠ માંહે વાસ. ૧૯
સ્થુળ દેહની મધ્યે રાજે, શ્વેત જેનો રંગ,
તે મધ્યે વાસો જીવ કેશો, એ સુક્ષ્મ તેનું અંગ. ૨૦
તે થકી વળી સુક્ષ્મ છે, ફેકુ કારણ જેનું નામ,
પચીસ માત્રા સહીત છે, જેને રૂપ ગુણને કામ. ૨૧
વર્ણ સ્થાન દૈવત જેનાં સાંભળો વિસ્તાર,
કારણ દેહનું હ્રદે સ્થાનક, તમોગુણ નિરધાર. ૨૨
પ્રાગના જેની અભિમાની, એને જોતાં આનંદ,
મકાર તેમાં માત્રા છે ભાઈ, સપોપતિ શું છંદ. ૨૩
તેજ તત્વ છે તે વિશે, ને કરદમ જેનો રંગ,
પરવ અરધુ રૂપ છે ભાઇ, પશ્યંતી વાચા સંગ. ૨૪
સામવેદનો હ્રદે વાસો, સર્વ દેહ વ્યાપ,
પંચ પંચ પરકરતી તેમાં કહુ તેનું માપ. ૨૫
મરણને વશચર કહીએ, શશુપતિ હોય જેહ,
કારણનું એ રૂપ જાણો, કહુ નિશ્ચે તેહ. ૨૬

અવકાશને વિસ્મૃતિ, ત્રિજું આવરણ તેની સરવણ,
પરમાણુ અંગ છે પાંચમું, આકાશ તત્વ આચરણ. ૨૭
ભ્રાંતિ શંકા શોષણ હોય, સ્થિરતાને ધીર,
પંચ વિભાગે વાયુ વરતે, એ કારણ જે શરીર. ૨૮
ક્ષુધા રૂઢને કૃતઘ્નતા, વળી હળાહળ ત્યાં જાણ,
સહલતાને સત્વતા, એ તેજ ભાગ પ્રમાણ. ૨૯
અદ્રુલતાને પોષણતા, પળી પ્રબળ તાકરહન,
ધારણતા એ જાણજો ભાઈ, પાંચ ભાગ જળ ચેત. ૩૦
હવે મુઢતાને બળ તત્વતા, લજ્જાને પીઠી કરણ,
કઠીણતા છે જે માંહે, પંચે પૃથ્વી વ્રણ. ૩૧
કારણ દેહ એ જાણજો, હૃદે માંહે વાસ,
તત્વ કહ્યાં જેને વિશે, તે જ્ઞાને થાય પ્રકાશ. ૩૨
હવે મહા કારણ છે જેની ઉપર, તેનો કહુ વિસ્તાર,
મૂર્ધ્નિ તેનું સ્થાન છે, જ્યાં જીવ તેનો ઠાર, ૩૩
તે સાંભળજો ઋષિ સર્વે, કહુ જેનો વિસ્તાર.
શુદ્ધ સત્વ ગુણ ત્યાં રહે, જ્યાં બ્રહ્મ રંધ્ર નિરધાર, ૩૪
પ્રત્યક્ષ આત્મા અભિમાની, ભોગ આનંદ ભાસ.
તુરિયા અવસ્થા અર્ધ માત્રા, જ્ઞાન મહીં જેવાસ, ૩૫
વાયુ તત્વ છે તે વિશે, મસુર માત્રા પ્રમાણ.
કળા અષ્ટ સંજુક્ત છે, એ મહાકારણ નિરવાણ, ૩૬
વૈરાગતાને મુમુક્ષુતા, મહંદર્શી તત્વ,
કળા ચાર યુક્ત છે એ, તુરિયા અવસ્થા સત્ય. ૩૭
પુરણતાને અસગંતા, વળી વ્યાપકતા કહેવાય,
બીજગતાને અખંડતા, એ પંચ આકાશ થાય. ૩૮

અણુગતાને અછેદતા,વળી પરાત્પરતા જાણુ,
નિરમળતાને અમૃતતા, એ વાયુ પંચ વખાણું. ૩૯
સહાઝયતાને ઉર્ધ્વવાસી, પ્રકાશ કરતા સાર,
ચૈતન્યતાને અર્થ રહીતતા, એ તેજ ભાગ નિરધાર. ૪૦
અકળતા ને જગજીવન, જયોતિ રૂપે જેહ,
અમૃતાને કારણુતા. ભાઇ પંચે જનથી એહ. ૪૧
હસ્તેકતાને કારણુતા, વળી પાનભા કહેવાય,
એ પચીસ તત્વ સંયુત, મહા કારણુ દેહ,
સર્વે માંહે શ્રેષ્ટ છે, તમે જાણી લેજો તેહ. ૪૨
જંતરની અંતર રહ્યો તેહ આત્મા કેરો વાસ,
બાહ્ય ક્રીડા કરે જ્યારે, તે જીવ નામ પ્રકાશ. ૪૩
જહદા જહદ વિચારથી, એ જીવ જાણો શિવ,
તત્વમસિ તે દેહ ચોથો, જ્યાં રહે નહિ જીવ. ૪૪
તે ગુરૂ મુખે કરી જાણીએ ભાઇ, અવર નહિ ઉપાય,
તત્વદર્શી ગુરૂ મળે તો તત્વ દરશન થાય. ૪૫
માટે સર્વ પ્રયત્નથી ભાઇ, જુઓ આત્મારામ,
અહં દેહ બુદ્ધ કરી કાં પડો નિચે ઠામ. ૪૬
લખ ચોરાશી યોની જંત્રે, ફરે મુઢ અચેત,
પણુ નિજ સ્વરૂપને નિરખવા, નવ કરે ગુરૂ શું હેત. ૪૭
તે માટે સઉ સાંભળી. સ્થિતિ કરો આત્મા સાથ,
ત્યારે ટળે જન્મ મરણનું જોખમ, જો જાય સદગુરૂ હાથ.૪૮
સિદ્ધાંત કેરૂં સાર છે એ કપિલ ગીતા નામ,
અધ્યાય સાતમો થયો પુરણુ પૂરે મનના કામ. ૪૯

ઢાળ.

સિદ્ધ કહે સૌ વચન ઉચરીજી, કપિલ પ્રભુ છે કલ્યાણકારીજી
દેહ ચાર કહ્યા વિસ્તારજી, તત્વ સહિત ગુણ અનુસારજી. ૧

ઉથલો.

રૂપ ગુણને વર્ણ્ં સ્થાનક કહ્યા યથારથ જેહ,
મંદ બુદ્ધિ જીવ બીચારા, કેમ જાણે તેહ. ૧
ચાર પ્રકાર જે દેહ કહ્યા, તે ગુરૂ કૃપાએ જણાય,
પણ નેત્ર નાકને કાન વિના, તે જીવને કેમ થાય. ૨
સરવે ભૂતમાં આતમા, તે રહ્યો નેત્રને ઠાર,
આકાશથી તે નિચે ભાગે, વાયુ મંડળમાં જાહેર. ૩
દ્વેહળ પંકજ મધ્યમાં તે, કહ્યું આત્મ સ્વરૂપ,
સરવ ઠેરે સારજે, તે લહે મહા મુનિ ભૂપ. ૪
પણ જાતે તે અંધ હોય પ્રાણી, કે માંહે ઉપાધ્ય,
પડળકે વળી પુષ્પ આવે, તે દેહને હોય વ્યાધ, ૫
વળી સરવ ઇન્દ્રી રહીત હોય, તેહનો શો મર્મ,
ત્યારે ચાર દેહતે કેમ વરતે, કહો જથારથ એહ. ૬
એવો સંશય અમ તણો, તે સમાવો મહારાજ,
પરમારથ વચને પ્રભુ, સરે જીવના કાજ. ૭
ત્યારે કપિલ કહે સુણો મહા મુનિ, તમો પ્રશ્ન પુછયું જેહ,
પુરવે અવર કોણુ કોને, નથી પુછયું તેહ. ૮
તમે પુછયું તે કહું સરવે, વિસ્તારીને વાત,
નથી વિધિ એ જેમ છે તેમ, એમ સમજવું સાક્ષાત. ૯
જે ગરભમાંથી દેહને, હોય પડળ પુષ્પ કે અન્ય;
એ સ્થુળે હોય ઉપાધ્ય એવી; ત્યારે ત્રણ દેહના ચિન્ય.૧૦

ત્યારે આત્મા ક્યાં રહે, અને ક્યાં કરે વ્યવહાર;
એવું તમો જે પુછયું, તે સુણો કહુ નિરધાર. ૧૧
વિધાતા એ વિશ્વ કીધું, સ્થાવર જંગમ જાત;
પ્રારબ્ધ અનુસારથી, એ પંચ ભૌતિક ભાત. ૧૨
સરવણુ નિરખણુ સરવને છે, આહાર કોડા માત્ર;
જીભ ત્વચા સમેત સરવે, ઈન્દ્રીયોની જાત્ર. ૧૩
વળી જળ જંતુ નવલક્ષ જાતી, જલોકાદિક જેહ;
નેત્રને વળી કાન વિના, વરતતા તેહ. ૧૪
સરપને વળી કરણુ ન મળે, ચરણુને નહિ હાથ;
એવું પુરવે કેરા પાપેથી ભાઇ, પામે એવા દેહ. ૧૫
વિચારી જોતે થકે, નહિ આત્માને કાંઈ તેહ.
વળી લતાવેલી વૃક્ષમાંહે, ત્વચા ઇન્દ્રી એક;
પણુવરતે સૌ વહેવાર, તેમાં જોજો કરી વિવેક. ૧૬
અહાર વૃદ્ધિને ક્ષીણુતા, ફળ પુષ્પ જે કાંઇ થાય;
સ્થુળ દેહની મધ્યમાં, સહે પંચ પ્રાણુ.
અગ્નિ કેરી ઉષ્ણુતા વળી, ક્ષુધા તૃષા નિરવાણુ; ૧૭
નેત્ર સ્થાને વરણુ પંક્તિ, ત્યાં ત્રણેનું અભિમાન.
સ્થાવર જંગમ વપુ મધ્યે, સરવ વરવે જ્ઞાન; ૧૮
બીજોમાં અંકુર છે, તે ઉગે જળને જોગ.
નેત્ર તેનાં અગ્ર ભાગે, આત્માસ્થાનક ભોગ; ૧૯
શબ્દ સ્પર્શને રૂપનાં છે, વળી નેત્રે વ્યવહાર.
સુણો કહુ ગતિ તેહની તમો માનજો નિરધાર. ૨૦
જળ મધ્યે જુઓ કમળ રહે છે, ગગન મધ્યે ભાણુ;
તે રવીના ઉદ્યોતથી. હોય પ્રફુલ્લીત ધ્યાન. ૨૧

પદ્મિની વળી ચંદ્રથી, થાય રજનીએ પ્રકાશ;
સુરજ કાંતી પુષ્પનો, તો સુરજ સનમુખ વાસ. ૨૨

લજ્યાળુજ સ્પર્શથી, ક્ષણુ માત્રમાં મીંચાય;
રજની વિશે કુવાડીયા, તે સરવ સંકોચાય. ૨૩

કદલીને વળી પ્રસવકાળે, શબ્દ થાય નિરધાર;
અંતરવેલી મુખ વિના, રસ પીવે તરૂનો સાર. ૨૪

એમ સરવ જાતી માંહે, એક છે વ્યવહાર;
અંધ બધિરનું લક્ષણુ તે નથી, આત્મા વિશે નિરધાર. ૨૫

સરવ ઇન્દ્રીનાં કાજ કરે, એ સ્થાવર દેહની માંય;
મુઢમંદ અજાણુ અજ્ઞાની, છેદન કરે છે ત્યાંય. ૨૬

ત્રણુ પ્રકારે ત્રિધા દૃષ્ટિ, સરવે દેહને હોય;
અધ ઉરધને મધ્ય છે, તે કહું દૃષ્ટાન્તે સોય. ૨૭

ઇશ્વરે જ્યારે કામ બાળ્યો, મધ્ય નેત્રે જેમ;
સરવને ભ્રૂમધ્ય રહે છે, દૃષ્ટિ તેમ. ૨૮

શરીર ચાર પ્રકારનાં. તેમાં તત્વ છે સત્ય એક;
તેથી ભિન્ન છે સાક્ષી રૂપે, તમે જોજો કરીવિવેક. ૨૯

આ શરીર બાળી ભસ્મ કરે ત્યારે, દેહ ક્ષરને ત્રણુ;
સરવમાં મિથ્યારૂપ જાણો, અસત સૌ આચરણુ નાશવંત. ૩૦

નામ રૂપ સઘળુ, અદૃષ્ટ થઈ જાય;
પ્રણુવ આદે સત્વ સઘળુ, સ્હેજે સઘળુ સમાય. ૩૧

શુદ્ધ અંશ જે સાક્ષી રૂપે, રહે નિશ્ચળ એક;
ત્રણુ ભોવનમાં એજ નિશ્ચે, જોજો કરી વિવેક. ૩૨

સરવ તત્વમાં સત્વ તેનું, તે ઉપાધે અવરાય;
મેઘના આવરણુ થકી જ્યમ, સુરજચંદ્ર ના જણાય. ૩૩

આ બ્રહ્માંડને ભાઇ રચ્યું જ્યારે, ત્યારે નિરમ્યા શશીસૂર;
લોકના ઉપકાર અર્થે, કર્યું પ્રગટ જે નૂર. ૩૪

તે પરજન્યથી નવ દેખીએ, પણ નિશ્ચે છે તે ઠાર;
તેમ નેત્રને દોષે કરી ભાઇ, આતમ ન લહ્યોપાર. ૩૫
પુરવ જન્મનાં પાપથી, નર નેત્ર થાયે અંધ;
તે પુષ્પ પડળને રોગથી, નહિ તેજ સાથે સંબંધ. ૩૬
તેજની જ ક્રિયા થકી, વળી દૃષ્ટિ નિરમળ થાય;
ઝીણામાંહે ઝીણી વસ્તુ તે નેત્ર થકી જણાય. ૩૭
તેમ સુક્ષ્મ દેહની દૃષ્ટિ માંહે, રહ્યો છે જે રોગ;
તે સદગુરૂનાં અંજન વિના, નવ હોય આત્મા ભોગ. ૩૮
જ્યારે ચિદાનંદનું રૂપ સઘળે, દૃષ્ટિ ગોપ્ય થાય;
નેત્ર આગળ જોત્ય છે તે, વરણવી નવ જાય. ૩૯
સદગુરૂની કૃપા હોય તો, પામે એવું ધ્યાન;
પ્રગટ પ્રભુને દેખીએને, હોય નિરમળ જ્ઞાન. ૪૦
એ જ્ઞાન વિના આ મનુષ્ય સરવે, જેવું વનનું રોઝ;
ઉદર ભરે ઉધમ કરી પણ, નહિ આતમખોજ. ૪૧
સિદ્ધાંત સરવે સાર તેનાં, એમ વદે વેદ વેદાંત;
રૂડી રીતે આચરે તે, પામે ભવનો અંત. ૪૨
શ્રીપરમેશ્વર ગુરૂ રૂપ થઇને, પ્રગટ કરે છે જ્ઞાન;
ઇશ્વરના કોઇ જીવને ભાઈ, નથી એવું ભાન. ૪૩
કૃષ્ણે કહ્યું અરજુન પ્રત્યે, ઉદ્ધવને અતિસાર;
સનકાદિકને બ્રહ્મા સારૂ, હંસે ધર્યો અવતાર. ૪૪
દત્તાત્રેને સિદ્ધ પ્રત્યે, સાથે હુતા નવનાથ;
તેને કહ્યું શ્રી શંકરે, જે તત્વ હાથોહાથ. ૪૫
સીતા વિજોગ રામ રોતા, ત્યારે મળ્યા શિવમહારાજ;
આત્માનો ઉપદેશ કર્યો ત્યારે, મટી અંતરની દાઝ. ૪૬
ફરશુરામને મળયા જ્યારે, દત્ત ગુરૂ મહંત;
આત્મ વિદ્યા આપી જ્યારે, ત્યારે થયા નિરમળ સંત. ૪૭

પારવતીને બહુ પ્રકારે, શિવે કહ્યું જે સાર;
પ્રત્યક્ષ જ્યોતિ દૃષ્ટિ ગોચર, દેખાડી નીરધાર. ૪૮
અનેક ભક્ત ઉગારીયા, શિવે કહ્યું સિદ્ધાંત;
તે સાંભળતા પાર પામે, આવે ભવનો અંત. ૪૯
દેહ મધ્યે આતમાતે, દેહવડે દેખાય;
તે માટે દેહ આતમા એવું, નામ કહે સા કોઇ. ૫૦
અક્ષર નામ તે આતમાને, ક્ષર જાણો આ દેહ;
એ અક્ષર આ ક્ષર રૂપે થયો, તે ઓંકાર આપે એહ. ૫૧
વિશ્વનાથ જગતગુરૂ છે, કાશીપુરીમાં જેહ;
દક્ષણ કાનમાં સંભળાવે છે, મરણ અંતે તેહ. ૫૨
એ તારકમંત્ર મહાતત્ત્વ મોટું, સકળલોકમાં સાર:
એ સ્મરણ કરતાં સરવ કારજ, સિદ્ધાંત થાય નિરધાર. ૫૩
સાક્ષાત શિવ સ્વરૂપ થાયે, જન જપે જુગતે તેહ;
શ્રવણ માત્રે મોક્ષ પામે, ફરી ન પામે દેહ. ૫૪
ગોપ્ય માંહે ગોપ્ય હતું, તે કહ્યું સઘળું સાર,
સશંય રાખ્યું નથી. તમે માનજો નિરધાર. ૫૫
સુતપુરાણી કહે સનકાદીકને, તમે સાંભળો મુનિરાય;
શ્રી કપિલદેવે સિદ્ધ પ્રત્યે કહ્યો, પ્રણવનો મહિમાય. ૫૬
તે સાંભળીને સઘ મુનિજન, પામ્યા હરખ અપાર;
રાજ રાજેશ્વરી વિદ્યા, અમો લહી નિરધાર. ૫૭
સાષ્ટાંગ દંડવત્ કર્યો સરવે, આણી હરખ ઉમંગ;
એ અધ્યાય પુરણ થયો, બોલો જે ગોવિંદ. ૫૮
સંસ્કૃતમાંથી શોધીને, કરી પ્રાકૃત ભાષા એહ;
સુગમ સમજણ તેહને, ગુરૂભક્ત હોયે જેહ. ૫૯
સંવત ઓગણીસેં ઉપર, ખટ છે પોષ સુદ પરમાણ;
પ્રતિ પદાને શનીવારે, થયો પુરણ નિરવાણ. ૬૦

મલાતજમાં મહારાજ કેરો, સેવક છોટાલાલ;
તત્વજ્ઞાનની ઇચ્છા જેને, તેને ઉપજે વ્હાલ. ૬૧

॥ इतिश्री पद्मपराणे सिद्धकपिलसंवादे
कपिलगीता संपुरण. ॥

# अथ छोटमकृत बोध बावनी.

છપ્પા.

વંદૂ ગુરૂપદ કમલ વિમલ મન બુદ્ધિ કરતા
ભાસે બ્રહ્મ પ્રકાશ અવિદ્યા તિમિર હરતા;
સુઝે સાર અસાર સકલ સુખ ઉપજે એથી,
તન મન હોય પવિત્ર તત્વ નિજ દરસે તેથી;
વળી મહિમા સદ્ગુરૂ તણો શિવ સનકાદિ ગાય છે,
જેની કૃપા કટાક્ષથી જીવ બ્રહ્મ મય થાય છે. ૧
માયાના બે રૂપ અવિદ્યા વિદ્યા કહીએ.
વિદ્યા ઉજ્જવલ રૂપ અવિદ્યા કાળી લહીએ;
કાળો રૂપ કરાલ પ્રવરતી કેરી માતા,
વિદ્યા સુખ મય સાર નિવરતી કેરી જાતા,
એનીવરતી તથા પ્રવરતી તેમન રાજાને જઈ વરી;
પરિવાર થયો બહુ તેહનો તે કથા કહુ જુગતે કરી. ૨
કાયા નગર અનૂપ દ્વાર નવ કહીએ તેને,
ફરતા ત્રણે કોટ કાંગરા ઓપે એને;
વન ઉપવન ને બાગ પુરા છે પાછળ ફરતા,
રાણી સહિત મન રાય ભોગ ભાવેથી કરતા,

તે પ્રવર્તી તથા નિવર્તિનો વિસ્તાર પછી વર્ણ્યો બહુ
એ મન વશ વરતે જેહને તેવું ફળ આપે સહુ. ૩
પુત્ર પ્રવૃત્તિ તણો પ્રથમ તો મોહ પ્રમાણો,
બીજો કહીએ કામ ક્રોધ તે ત્રીજો જાણો;
ચાથો સુત છે લોભ દંભ તે પંચમ કહીએ,
છઠો કહીએ ગર્વ સાતમો મદને લહીએ;
વળી અધર્મ સુત છે આઠમો પુત્ર પ્રવૃતિનાં કહ્યાં,
એ પ્રજા સહિત બળીઆ બહુ ત્રિભોવનમાં વ્યાપિ રહ્યા ૪
મિથ્યા દૃષ્ટી નામ મોહની કહીએ નારી.
સુત તેનો અહંકાર વરી છે મમતા પ્યારી;
કામ તણી જે નાર રતિ રૂપાળી કહીએ,
લાલચ તેનો પુત્ર પત્નિ લોલુપતા લહીએ;
વળી હિંસા ને ક્રોધે વરી અસત્ય સુત તેનો થયો,
અવિચાર નારી વરી વિસ્મૃતિ સુત તેનો કહ્યો. ૫
તૃષ્ણા વરીઓ લોભ પુત્રત્રય તાપ થયા છે,
ચિન્તા વરીઓ તેહ પુત્ર શોકાદિક થયાં;
છે આશા વરીયો દમ્ભ પુત્ર પાખંડ વખાણુ,
વરી અવિદ્યાનાર પુત્ર પ્રપંચ વખાણું,
વળી ગર્વ અવિદ્યાને વર્યો સુત અપજશ છે તેહનો,
તે પરણ્યો પાપ કૃતિ બહુ ધિક્કાર કરે જગ જેહનો
મદની ઈર્ષ્યા નાર પુત્ર તો વિરોધ કહીએ,
સ્પર્ધા વરીઓ તેહ જકત શત્રુ સુત લહીએ;
અશુચિ વર્યો અધર્મ પુત્ર છે અસત્ય તેનો,
વિષયા શકિત નાર વામ પંથ છે સુત જેનો;
એ કુટુંબ પ્રવૃતિ નારનું વેદ પુરાણુ સ્મૃતિઓ વદે,
એ કૃપા ન હોય કરતા તણી વાસ કરે તેને હૃદે. ૭

અદયા ઈશ્વર તણી થાય છે જન પર જ્યારે,
મોહ તથા અજ્ઞાન તરત ઉપજે છે ત્યારે;
દુષ્ટ વાસના નામ પ્રગટ હોય પુત્રી એથી,
પાપ રૂપ પરિવાર ઉપજે અગણિત તેથી;
તે ભુલાવે નિજ આપને જકત ભાન ઝાઝુ કરે,
તે મોહ તથા અજ્ઞાનથી જીવ જન્મ નાનાં મરે. ૮
મોહથી સંશય થાય ભમે મન ચોમર તેથી,
કપટ કુકર્મ અસત્ય અસંયમ ઈન્દ્રીએથી;
તેથી ઉપજે તાપ રોગ નાના ઉપજાવે,
મંત્ર જંત્રને તંત્ર ભૈરવી સેવા ભાવે;
એમ અવિદ્યા મુળથી પુત્ર ઘણા પાપી થયા,
તે નાંખે જીવને નર્કમાં એવા સહુ ગ્રંથે કહ્યા. ૯
ભ્રષ્ઠ નષ્ટને કષ્ઠ દ્રષ્ઠ તો વ્યાકુળ તાઈ,
અતિ ચાહ અતિ કામ કુમતિ નિન્દા કૃપણાઈ;
તન મતી અંતર દાહ સરૂજ શોષના ઉપાવે,
ક્રિયા કુટિલતા દંભ દુષ્ટતા રહે સ્વભાવે;
એમ કલહ કારક સહુ મોહ તણો પરવાર છે,
જે જનના ઉરમાં વશ્યો તેને દુઃખ અપાર છે. ૧૦

અથ નિવરતિ કુટુંબ વરણન.

પ્રથમ નિવર્તિતણો પુત્ર તો વિવેક કહીએ,
બીજો વસ્તુ વિચાર ધૈર્યતા ત્રીજો લહીએ;
છે ચોથો સંતોષ પંચમો સત્ય પ્રમાણ,
છઠ્ઠો કહીએ શીલ સાતમો ધર્મ વખાણું;
વૈરાગ્ય પુત્ર છે આઠમો વિષ્ણુ ભક્તિ કન્યા કહી,
નારી પુત્ર તેનાં કહું તે સજ્જન સુણજો સહી. ૧૧

પેહેલો વસ્તુ વિચાર વરી છે નિશ્ચે નારી,
નેમ તેહનો પુત્ર વરી છે દ્રઢતા સારી;
બીજો રાય વિવેક બ્રહ્મ વિદ્યા છે રાણી,
સુત છે જ્ઞાનાનન્દ અસંગતા વધુ વખાણી;
વળી ધીરજની કીરતિ વધુ ક્ષમા પુત્ર છે તેહનો,
છે આર્જવતેની સુન્દરી, મુદિતા સુત છે એહનો. ૧૨
ત્રીજો છે સન્તોષ તૃપ્તિ છે નારી તેહની,
ઉપજ્યો સુત આનન્દ વધુ કરૂણા છે એની;
ચોથો કહીએ સત્ય સાધુતા નામે નારી,
પુત્ર નિષ્કપટ નામ આત્મ જીજ્ઞાસા પ્યારી;
વળી લજ્જા નારી શીળની પુત્ર સુયશ પરમાણીએ,
છે શુભ કીર્તિ સુન્દરી પુત્ર પ્રતાપ વખાણીએ. ૧૩
ધર્મ પંચમો નામ સુન્દરી શ્રદ્ધા કહીએ,
સુત છે બુદ્ધિ પ્રકાશ સુવાસના વનિતા લહીએ;
પુત્ર શુદ્ધતા નામ વર્યો છે નિર્મળ નારી,
સુત તેનો સમ દ્રષ્ટ પરણીઓ નીતિ પ્યારી;
વળી છઠ્ઠો વર વૈરાગ્ય છે જગ ઉદાસતા સુન્દરી,
સુત તેનો અભ્યાસ છે વધૂ નિરાલસ્યાને વરી. ૧૪
આઠ પુત્ર અભ્યાસ તણા સાંભળજો હાવે,
પરથમ યમને નેમ પછી તો આસન કાહાવે;
પૂરક રેચક સાસ કરીને કુંભક કરવા,
સાધે પ્રાણાયામ પાપ ના પુંજો હરવા;
પ્રત્યાહારને ધારણા ધ્યાન સમાધિ સાધીએ,
એવ! આઠે અંગથી અક્ષર બ્રહ્મ આરાધીએ. ૧૫
ભગવત્ કૃપા કટાક્ષ પ્રેમ સુત પ્રગટે તેનો,
મોહ કરે નિર્મૂળ અધિક છે પ્રતાપ એનો;

વિષ્ણુભક્તિનામ પ્રેમની કહીએ નારી,
નવધા તેના પુત્ર થયા છે આનન્દકારી;
શ્રવણુ કીરતન સ્મરણુ છે પાદ સેવના જાણીએ,
અર્ચનવંદન દાસ્ય સખ્ય અર્પણુ આત્મ પ્રમાણીએ. ૧૬
નિવૃત્તિ તણો સુસંગ પ્રથમ પરધાન વખાણું,
કુસંગ પ્રવૃર્ત્તિ પ્રધાન જડ મતિ કરતા જાણું;
એ બેનો વિસ્તાર અતીશે વાધ્યો એવો,
એકએકને ખાય ત્રિલોકી જીતે તેવો;
એ મન રાજાને વશ કરી જને સ્વાધીન થાય છે,
તેવો તેવો જક્તમાં મહિમા તેનો ગાય છે. ૧૭
એક સમે એકાન્ત શાન્ત મન બેઠો થઇને,
મળી નિવર્તિ નાર પ્રોતથી પાસે જઇને;
કહે સાંભળો કંથ પ્રવર્ત્તિ નારી છોડો,
વિવેક કુલ નિસંગ પ્રેમથી પ્રોતિ જોડો;
એ રંડા દુખનું રૂપ છે કરશે કલેશ અતિ ઘણો,
માટે મારા નાથજી પ્રસંગ પરહરો તે તણો. ૧૮
જુઓ પ્રવર્તિ કામ કરે છે જગમાં કેવાં,
જીવને નાંખે જાળ કામ આરંભે એવાં;
હિંસા ચોરી જુઠ અનીતિ ઉરમાં પેસે,
નહિ સંપ કે જંપ ઠરીને ઠામ ન બેસે,
વળી પાપ કરી બહુ પેરના નર તે નરકે સંચરે. ૧૯
જુઓ પ્રવર્તિવાન મદ્યનું પાન કરે છે,
નીચ સંગના દાન અભક્ષ્યા ભક્ષ્ય ચરે છે;
દેવી ભૈરવ ભુત ઉપાસે અધમ અભાગી,
શુદ્ધ સનાતન ધર્મ તેહને દે છે ત્યાગી;

વળી સુખ આશાયે માનવી અપાર નીચે જાય છે,
વામ કૌલ પંથે પડી ઘોર પાતકી થાય છે. ૨૦
રળી અધર્મે ધન હેમના કરે અછોડા,
માંડી વરા વિવાહ વડાં કાઢે વરઘોડા;
દારૂખાનાં માંહ દામ ઉડાડી દે છે,
જાણે આ જગ માંહ અમોને મોટા કહે છે;
પણ પામર પર ઉપકારમાં કોડી એક ન વાવરે,
પછી પાપે હોય દુર્બલ દશા તે હાય હાય કરતા મરે. ૨૧
મમતે માંડી વાદ નાતમાં વરા કરે છે,
કાઢી કોઈનું કર્જ પછી દુઃખ સહી મરે છે;
પુત્રી નાની હોય વૃદ્ધ નરને તે આપે,
લોમન માન્યું દામ પડે નરક તે પાપે;
તે પુત્રી વિધવા થાય છે પછી દારૂણ દુખ તેને પડે,
એમ વિવેક વિના જુઓ જીવ જીવે ત્યા સુધી રડે ૩૨
વિના વિવેક વિચાર સાર સૌનો નવ શોધે,
વિના વિવેક વિચાર પડે ઠગ ગુરૂને બોધે;
વિના વિવેક વિચાર થાય વ્યસની વ્યભિચારી,
વિના વિવેક વિચાર કરે ગુરૂ જનની ચારી;
માટે મારા કંથજી વિવેકને વશ થઇ ફરો,
કપુત પુત્ર પ્રવર્તિનાએ મોહ મદાદિક પરહરો. ૨૩
મોહ માનવ બુદ્ધ જાય નીચાથી નીચી,
દીપક માંહી પતંગ પડે જ્યમ આંખો મીચી;
દામ ચામને કાજ કરે છે કરણી કેવી,
માહા નીચ ચંડાળ પુજે છે દેવી;
વળી સિદ્ધ થવા સંસારમાં મોહ કુકર્મ કરે બહુ,

માટે મારા નાથજી મોહ કુટેવ તજજો સહુ. ૨૪
કામ ક્રોધ ને લોભ દંભ ગર્વાદિક કહીએ,
મદ અધર્મની આદ્ય પ્રવૃત્તિ પુત્રો લહીએ;
એની પ્રજા અપાર ધર્મ ધન બાધું હરશે,
પાપ રૂપિણી છાર ઘણી ભંડારે ભરશે;
પછી માનવ દેહ મટી જશે વળી પશુ આદિતનૂમાં જશે,
જો ખોશો ધન ધર્મને તો સદા કાળ દુઃખીઆ થશો. ૨૫
વચન નિવર્તિ તણાં ઘણાં પ્રિય લાગ્યાં મનને,
કરી પ્રવર્તિ ત્યાગ ત્યજ્યા વળી એના જનને;
કર્યો વિવેક પ્રધાન અવર સેનાપતિ એવા,
કરે મોહ જો બંડ દંડ તેને દે તેવા;
શીલ સત્ય સંતોષનું બહુ થાણું નવદ્વારે રહ્યું,
વળી રાજ્ય કાજ્ય શુભ રીતથી, કરે જ્યમ મનુએ કહ્યું. ૨૬
પતિતાણું અપમાન સહી નવ શકી પ્રવર્તિ,
કરવા લાગી કલેશ આંખમાં આંસુ ભરતી;
પાસે તેડયા પુત્ર પછીથી કહેવા લાગી,
મળ્યું નિવર્તિને માન તમ સહિત મુજને ત્યાગી;
વળી વાધ્યું જોર વિવેકનું તુચ્છ થયા સઘળા તમે,
હવે કાયા ગઢથી કાઢશે, પછી ઠોર નહિ પાચો કયમે. ૨૭
સુણી માતના વેણ મોહ કહે મૂછ મરોડી,
મુજને ના દે માન સઘ ચોળે રાખોડી;
ગમશે નહિ ઘર કાજ લાજ તજી ફરશે નાગા,
વનમાં કરશે વાસ નાસશે નારી ભાગા;
સિદ્ધિની લાલચ ઘણી તેને પણ દેખાડીએ,
મહિમા માન વધારતાં પદ પહોંચ્યા પહેલો પાડીએ. ૨૮

ઇન્દ્ર ચન્દ્ર અજ ઇશ માહા મુનિ નારદ જેવા,
સૃષ્ટિના સરદાર ભમાવ્યા એવા એવા;
વસમા વિશ્વામિત્ર ક્રોધને ન શકયા ટાળી,
વસિષ્ઠ સાથે વેર કરી તપ દીધાં બાળી;
માટે કોઇ ત્રિલોકમાં અમને જીતી ના શકે,
જો સેના મારી ચઢે વિવેક કયાં સુધી ટકે. ૨૯

એમ મનાવી માત વીર રસ અંગે વ્યાપ્યો,
કરી આગુવો કામ સબળ સેનાપતિ થાપ્યો;
ક્રોધ લોભ મદ ગર્વ સર્વ સંગ્રામે ચઢીઆ,
પુર ના પશ્ચિમ દ્વાર વીશે સહુ આવી અડીઆ;
વિવેક ચટ ચેતી ગયો યમને આસન સાધીઆ,
પ્રીત્યે પ્રાણાયામમાં અખંડ બ્રહ્મ આરાધીઆ. ૩૦

પરઠયો પ્રત્યાહાર ધારણા ધ્યાન સમાધિ,
એવાં આઠે અંગ સહજથી લીધા સાધી;
કાયા રૂપ નિખંગ શ્વાસ શરથી છે ભરીઓ,
એકવીસ હજાર વળી ખડશે વિસ્તારીઓ;
વળી મૂળ ચતુર દશ લોકનું એક સ્વાસનું થાય છે,
તે અચેત જીવ અજાણનું એળે વેળે જાય છે. ૩૧

ધરી ધનુષ્ય ઓમકાર બાણ નિજ આત્મા ધરીઓ,
તત્પદ કેરો લક્ષ વેધ તે મધ્યે કરીઓ,
તન્મયતા ત્યાં થાઇ એક અદ્વૈતજ ભાસે;
મોહ તિમિર ટળી ગયું પરમ જ્યાં બ્રહ્મ પ્રકાશે,
વળી અનહદ ડંકા વાગીઆ આપે હવી અઓચરી;
રૂડી હવી ઋતંભરા પ્રજ્ઞા પ્રેમ રસે ભરી. ૩૨

સરોવર મધ્ય હંસ જ્યાં રહયો નિરાળો,
શુદ્ધ સત્વ ગુણ રૂપ, ભોમીકા માંહી રસાળો;
એજ અસંપ્રજ્ઞાત સમાધિ સુખમય પામી,
હવો ત્રિગુણાતીત વાસના સર્વ વિરામી,
પામી ભોમી મધુમતી સ્વયંરૂપ સ્હેજે રહયો,
પામ્યો પાર પ્રકર્તિનો પછી શરીરનો સંભવ ગયો. ૩૩

હણ્યો વિવેકે મોહ કામ ને વસ્તુ વિચારે,
ગયો ધીરજ્યે ક્રોધ લોભને તોષ વિડારે;
સત્યે હણીયો દંભ શીલથી ગર્વ નિવાર્યો,
ધર્મે મદનો નાશ અધર્મે વૈરાગ્ય માર્યો;
વળી મિથ્યા દ્રષ્ટિને હણી વિશ્વેરૂપી નારીએ,
કહે છોટમ એ રીત્યથી મોહ તણુ કુલ મારીએ. ૩૪

હણ્યો દેહ હંકાર ક્ષણિક જે પદાર્થ જ્ઞાને,
મમતા પામી મર્ણ નેમથી દ્રઢતા દયાને;
થયો રતિનો અસ્ત બ્રહ્મ વિદ્યાને ભાળી,
પ્રગટયો જ્ઞાનાનન્દ તે થકી લાલચ ટાળી;
વળી લોલુપતા આ લોકમાં કરી અસંગે વેગળી,
જીવ હિંસા ગઇ દયા વડે ત્યમ અસત્યા સત્યે ટળી. ૩૫

અશુદ્ધતા છે જેહ સત્ય સુચિત્તાએ મારી,
હુતી અધિરજ જેહ ગઇ ધીરજથી હારી,
કઠોરતા જે ક્રૂર આર્જવે અસ્ત કરી છે;
પ્રગટી મુદિતા પુર શોકતા સર્વ હરી છે,
વળી તૃષ્ણા ગઇ તૃપ્તિ વડે ત્રય તાપ આનંદે ટાળીઆ;
ગઇ ચિન્તા પુરણતા વડે, એમ પુણ્યે પાપ પ્રજાળીયા. ૩૬

આશા પામી અસ્ત, નીરાશા પ્રકટી જ્યારે,
નિષ્કપટે પાખંડ તર્ત નિવાર્યું ત્યારે,
આત્મ જીજ્ઞાસા લઈ અવિદ્યા અળગી કીધી.
લોક લાજને તર્ત હરિની ધ્યાને લીધી;
વળી અપજસ સુજસ વડે હણ્યો, અપકીર્તિ,
સુકીર્તિએ હણી;
એમ વિડારી વેગથી, મોહ તણી સૈન્યા ઘણી. ૩૭
ઇર્ષ્યા ના રહી લેશ સબલ જે શ્રદ્ધા જાગી,
સમતા વડે વિરોધ ગયો નિજ ઘરનો ત્યાગી;
સ્પર્ધા પામી નાશ સર્વ ઘટ આત્મા ભાસે,
ભ્રાન્તિ પામી ભંગ પૂર્ણ જ્યાં હંસ પ્રકાશે;
વળી ટળી ગઇ દુર્વાસના જ્યાં સદવાસના ઉદે થઇ,
ગઇ ઉદાસી આનંદથી એમ અભ્યાસે આલસા હઇ. ૩૮
ઉપજે મિથ્યા જ્ઞાન અવિદ્યા કહીએ તેને,
જેમ રજ્જુને ઠામે સર્પ ભાસે છે એને;
શુદ્ધ અનંત અપાર સદા ચૈતન છે દેહી,
મહા મલિન અશુદ્ધ દેહ હું કહે છે ભહી,
એવું મિથ્યા જ્ઞાન છે તેજ અવિદ્યા જાણીએ;
પહેલી પંચ કલેશની માતા એજ પ્રમાણીએ. ૩૯
વળી અસ્મિતા વડે સર્વ માને છે માહરૂં,
સુતદારાને દેહ સર્વથી માહારે સારૂં;
અનુકુલ વસ્તુ હોય રાગ તે ઉપર રહે છે,
પ્રતિકુળ વસ્તુ હોય દ્વેષ તેહ જુવે છે;
વળી મરણ તણો ભય થાય છે, અભિ નિવેશ એને કહે,
એવા પંચે કલેશ છે તે, સુક્ષ્મ દેહ વિશે રહે. ૪૦

પંચ કલેશના બીજ બુદ્ધિ સોમીમાં રહે છે,
વૃક્ષ બીજમાં જેમ એમ પંડિત જન કહે છે;
જુવાની વયનીમાંય થાય ઉગીને મોટા,
વિવિધ વાસના તણા વળે છે વળતી બોટા;
જોગ તણા અભ્યાસથી તે બીજ સકલ બળી જાય છે;
ભાસે નિરમલ આત્મા તેજ મુકત કહેવાય છે. ૪૧

દરપણમાં પ્રતિ બિંબ પડે છે મુખનું જેવું,
આપ વિકારે કરી વિલક્ષણ ભાસે તેવું;
બ્રહ્મ તણો આ ભાસ બુદ્ધિ દર્પણવત ગ્રહે છે,
બુદ્ધિ વિકારે કરી જીવ અજ્ઞાની કહે છે;
તે જોગ જુગત અભ્યાસથી કારણમાં લય થાય છે,
પ્રતિ બિંબ મળી રહે બિંબમાં અહં બ્રહ્મ કહેવાય છે ૪૨

પ્રણુવ ઉપાસન વડે કરે લય ચિન્ત્વન કોઈ,
કારજ કારણમાંય કરી લય દેખે સોઇ;
કારજ વિશ્વ સમસ્ત બ્રહ્મ તે કારણ કહીએ,
એક એકમાં લય કરી એક અદ્વૈત થઇ રહીએ;
હવે લય ચિન્ત્વન તણો પ્રકાર કહું જુગતે કરી,
પ્રણુવ ઉપાસન જે કરે તે નર સ્વે થાયે હરી. ૪૩

અકાર નામે પુર્ણ વિશ્વ તો તેને કહીએ,
તૈજસ પુર્ણ ઉકાર સુક્ષ્મ જે શ્રેષ્ઠ લહીએ;
પ્રાજ્ઞ રૂપ મકાર સર્વનું કારણ જાણો,
સાક્ષિ બ્રમ્હ કૂટસ્થ અર્ધમાત્રા પ્રમાણો;
એ લય કરતાં એક એકમાં, શુદ્ધ સમાધિ થાય છે;
એ જીવ બ્રહ્મની એકતાં, કરવા તણો ઉપાય છે. ૪૪

સ્થુળ પ્રપંચ સમસ્ત મેળવે અકાર અંગે,
સઘળો સુક્ષ્મ પ્રપંચ મેળવે ઉકાર સંગે;
કારણ સર્વ પ્રપંચ મેળવે મકાર ભેળો,
મકાર આત્મા માય જોગ જુગતીથી મેલો;
એ આત્મા પરમાત્મા વિશે એક રૂપ થઇને રહે;
એ લય ચિન્તવન કરવા થકી મળવિકાર સઘળા દહે ૪૫
વ્યષ્ટિ સમષ્ટિ સ્થુળ વિશ્વ વિશ્વાંનર નામે,
અકારનું એ વાચ્ય લક્ષ છે ચૈતન ઠામે:
તૈજસ હિરણ્ય ગર્ભ સુક્ષ્મ જે પ્રપંચ સારો,
ઉકારનું એ વાચ્ય લક્ષ તે ચૈતન ધારો,
પ્રાજ્ઞ ઇશ્વર બે મળી, ઉપાધિ કારણ તણી;
મકારનું એ વાચ્ય, લક્ષ તેજ ચૈતન ભણી. ૪૬
એવો થયો વિવેક સકલ સેન્યાનો સ્વામી,
ચાલ્યું રૂડું રાજ નિવર્તિ આનન્દ પામી;
શીલ સત્ય સતોષ વડા ધર્માદિક વંકા,
વસ્યા મ્હેલની મધ્ય વાગીઆ અનહદ ડંકા;
વળી ચંદ્ર સુરજની મધ્યમાં, લક્ષ નિશાન લગાવીયા;
પટ ફર્કે પંચે રંગના, તે દ્વાદશ અન્તે આવીયાં. ૪૭
બોધ ભાનુ ઉદ્યોત થયો તન તિમિર ટળીયાં,
જડમતી રૂપી બર્ફ તણાં સહુ ઢગડાં ગળીઆં;
સત્ય તણો આધાર સર્વ વરતે સુખરાશી,
પાપ પ્રવર્તિ માત્ર ગઇ નગરીથી નાશી;
વળી ઇશ્વર કૃપા કટાક્ષથી, પ્રેમ ભાવ ઉદે થયો;
થઈ નવધા ભક્તિ નાથની, શોક મોહ સંશે ગયો ૪૮

શ્રવણ થાય સદ્ ગ્રંથ બ્રહ્મનું કીરતન કરવું,
સમરણ સાસ ઉસાસ ચરણ સેવન અનુસરવું;
અર્ચન આઠે પહોર વંદના વિશ્વ પતિની,
દેહ ભાવથી દાસ્ય સખ્યતા ગૂઢ ગતિની;
વળી આત્મ પરમાત્મા વિશે, એક મેક થઇ જાય છે;
એ આત્મ નિવેદન નામની, ભક્તિ મહાપ્રભુની ગાય છે. ૪૯
ઉપજે પ્રેમ અપાર તાર ક્ષણુએ નવ તુટે,
અહં બુદ્ધિ જડ સાથ પડેલી ગ્રન્થી છુટે;
ઉજ્વલ હૃદયા કાશ વિશે ભાસે બ્રહ્મ ભાનુ,
સુઝે સાર અસાર રહે નહિ કિંચિત્ છાનું;
એવું રાજ્ય વિવેકનું, પંચ કોશ પુરમાં થયું;
પછી પાપીયુથ પ્રવૃતિનું, અંધકાર અળગું રહ્યું. ૫૦
કોટિ જન્મનાં પુણ્ય પ્રગટ હોય એકે વારે,
ભગવત્ કૃપા કટાક્ષ થાય તે જન પર ત્યારે;
આતુર હોય અપાર પામવા એક પ્રભુને,
લહી તત્પદનો લક્ષ્ય વિવેકે મળે વિભૂને,
એ બોધ બાવની ગ્રંથમાં, ઉત્તમ સરલ ઉપાય છે,
એ વિવેક ખ્યાતિ વડે કરી, દયા સિન્ધુ દર્શાય છે. ૫૧
બોધ બાવની ગ્રંથ, પંથ પરમારથ કેરો,
સાંભળતામાં બોધ એ થકી થાય ઘણેરો;
ઓગણીસેં બત્રીસ માસ મૃગશીર ગુરૂવારે,
પંચમી ઉજ્વલ પક્ષ થયો છે પુરણ ત્યારે;
એ ગ્રંથ અનોપમ છે ઘણો, સકલ વેદનું સાર છે;
કહે છોટમ સંસારથી, તારે એ નિર્ધાર છે. ૫૨

**इति श्री छोटमकृत बोध बावनी ग्रंथ समाप्त.**

# अथ अक्षर बावनो.

રાગ ધોળ.

મૂળ વિચારો માનવી, અક્ષર પહેલો ૐકાર,
તત્વમસિ પદ તેહ છે, તેનો ના હોય ઉચ્ચાર મૂળ૦૧
અસ્વર એ થકી ઉપજ્યો, રાજસ ગુણનું એ રૂપ,
ક્રિયા શક્તિ છે તેહની, એનો ભેદ અનૂપ ૨
આસ્વર તેતો આકાશ છે, અગ્નિ અવનીને આપ,
પવન તત્વ છે પાંચમુ, સઘળે શુન્યમાં આપ. ૩
ઇન્દ્રિ એકાદશ એહમાં તેનું સરજ્યું છે ઇંડ,
ચારે ખાણુ ચાલી કરી, સરજ્યા પ્રાણીના પીંડ. ૪
ઇશ્વર કહીએ એહને, જે જે ઇચ્છે તે હોય,
નાગાદીક નરદેવમાં, એના સરખું નહિ કોય. ૫
ઉપમા જે જે આ જગતમા, લાગે નહિ ત્યાં લગાર,
પાત્ર જેવો પ્રજા પતિ, કહેતા લઘુતા અપાર. ૬
ઉસ્વર અંગે ૐકારનું, તૈજસ સુપનાનું જ્ઞાન,
અંવરણુ શકિત અજ્ઞાનની, ભુલે દેહનું ભાન. ૭
રૂદ્ર રહે હદીઆ વીશે, તેમાં તામસ અહંકાર,
પ્રાગ્ય કહીએ શષોપતિ, સુપના કેરો સંહાર. ૮
રૂપ રમીને પાછાં સમે તુરીયા માંહે તદરૂપ,
જાગ્રત માંહે જણાય છે, એવો ભેદ અનૂપ- ૯
લૃસ્વર લહીએરે લક્ષમાં, વાજે અનહદ તુર,
ઓઘ વળેરે આનંદના, વરસે નીરમળ નુર. ૧૦
લેહેરી ઉઠે ચૈતન તણી, ગાજે ઘટ ઘટ માય,
સનમુખ સીંધુ સભરે ભર્યો, તે લય પાંમે છે ત્યાંય. ૧૧

એ અવીનાશીએ આતમા, એ છે સૌનો આધાર,
પુરા ગુરૂ થકી પામીએ, બીજા થાપે સંસાર. ૧૨
ઐશ્વર્યંતા સહુ એહની, દેવત દેવની માય,
બાકી જડવત સહુ જાણવું, કોઈથી ન બને કયાંય ૧૩
ઓ પુરસોતમ ઓ પ્રભુ, ઓ સ્રષ્ટિના કરનાર,
ઓ દીનબંધુ દયાનીધિ, આપો ભકિત ઉદાર, ૧૪
ઔષધ બીજું એકે નથી, જેથી ભવ રૂઝ જાય,
મોહ મહાદિક ટાળવા, ભકિત ભેશાજ ખાય. ૧૫
અંતર જામીને ઓળખી, રહીએ તેમા લયલીન.
ઓહં સોહં એકતા રહે, જેવું જળમાંરે મીન, ૧૬
આમ વિચારી આગળ ગયા, મોટા જીવન મુક્ત,
સોળે સ્વરથી બોલાય છે, જો જો અક્ષરની જુક્ત ૧૭
કુર્મે વીધી કહી વેદમાં, જપને જાગાદીક કોય,
આદી પ્રણવ ઉચ્ચારતા, સીદ્ધી પામે છે સોય. ૧૮
ખટ્ દરશનમાં ખોળતાં, પેહેલો પ્રણવ પ્રમાણ,
બીજા પંથોના ગ્રંથમાં, સમજે કોય સુજાણ. ૧૯
ગુણ સહુ એના ગવાય છે, એ ગીરધરને ગોવિંદ,
ગોપી જનનો એ નાથ છે, ગોપી વેદના છંદ. ૨૦
ઘટ ઘટમાંએ ગાજી રહ્યો, ઘન થઇ વરસે ગંભીર,
સુરજે રૂપે શોષણ કરે, શશી થઇ નીપજાવે નીર. ૨૧
નભમાં રંગ દીસે નવા, વાયુ વાદળને વીજ,
એ સૌ શકિત ૐકારની, સરજે સ્રષ્ટિના બીજ. ૨૨
ચૌદે લોકમાં ચેતના, જાણી લેજો સહુજન,
મૂળે રહીને પોષણ કરે સ્થાંવર જંગમ તન. ૨૩

છાંનો સઘળે છપી રહ્યો, તેને જાણે નહિ જીવ,
જોગી જોગ તેનો કરે, જ્ઞાની સમજે છે શીવ. ૨૪
જાગૃતમાંહે જાગૃત સદા, સાક્ષી સુપનાની માંહ,
નીથંતા એ નીદ્રા તણો, તુરીયા તીત છે ત્યાંય. ૨૫
ઝીણી દષ્ટિએ જે જુવે, સમજે સાચો સીદ્ધાંત,
જાડી બુદ્ધિના જીવની, ભજતાં ના ટળે ભ્રાન્ત. ૨૬
નીશ્ચે નરને એ દોહલો, વાણી પાયર વિચાર,
તોપ અવાજે રાંઝી રહ્યા, પણ ના જોયો કરનાર. ૨૭
ટેક ના ગ્રહે ટીલાં કરે, પણ ટાળે વિકાર,
હું તે શું ને હરિ શું હશે, તેનો ન લહે વિચાર. ૨૮
ઠાઠ બનાવે ઠાકોરનો, સારૂ શોભાવે ધામ,
પાણ પ્રતિષ્ટા જેથી કરી, તે નવ સમજે નીજનામ ૨૯
ડાહ્યા સરખા........ગુણીયલ કરતા ગુણગાન,
રસનો સાગર કંહીએ રહ્યા, ચુતુચાટે વણુ જ્ઞાન. ૩૦
ઢુંગી ઢુંગ કરે ઘણા શીખી સાંભળી ગ્રંથ,
અનુભવથી હોય આપનો ચાલે પ્રપંચે પંથ. ૩૧
રણીયો જન્મ અનેકનો દેવા ધારે છે દેહ,
તન મન પ્રભુને સોંપ્યા વિના, પુરૂના પડે તેહ ૩૨
તે માટે સર્વે તત્વનો, કરી જોવો પ્રયાસ,
જેથી ઉત્પત્તિ જેહની, તેનો તેમાં સમાસ. ૩૩
થા તું દીસે જેના થકી, તે સહુ તેનું કહેવાય,
કરતા હું કહે જીવડા તેથી કર્મ બધાય. ૩૪
દાવો જે કરે દેહનો, તેનો પડયો છે જીવ,
બોલે બાવન બાહારલો, તેમાં સાચો સદૈવ. ૩૫

ધારી જોતાંએ ધ્યાનમાં, જુદો કરતા જણાય,
દ્વાદશ આંગુળ પારથથી, પેખે ત્રીભોવનરાય. ૩૬

ન્યારો નામને રૂપથી. નયણાં આગે છે નાથ,
નાસા અગ્રે નીહાળીએ, સ્નેહે રમીએ તે સાથ. ૩૭

પરા પારય પીઉ રમે, સુરત રાધાની સંગ,
જુમના તીરે જો જો જઈ રૂડો દેખાશે રંગ. ૩૮

ફુલ્યા વન બહુ ફુલડે, વીધ વીધ રંગ સુવાસ,
બહુ અંશે પણ બીજો નહિ, જુદાં જુવતીના અંગ,
ભોગી બ્રહ્મ દીસે ભાળ્યો, અળગો આપે અસંગ ૪૦

ભારે ભેદ ભગવંતનો, અનુભવી જાણે છે એમ,
બીજા સમજે છે બહારલુ, પરખ્યા વિના શો પ્રેમ ૪૧

મંગળ રૂપ મુકુંદનું મેળવો તે સાથે મન,
મન લય પામે તો મોક્ષ છે, તેને ના હોય તન. ૪૨

જગત પુરૂષને જોઈ લ્યો, જ્યોતિ રૂપે છે જેહ,
મનની વૃતિ ત્યાં હોમીએ નીરમળ થાય છે તેહ,
રરંકારની ધુન્યમાં, રાખો નોશદીન ધ્યાન. ૪૩

આનંદ ઉપજે અતિ ઘણો, ઘટમાં પ્રગટે છે જ્ઞાન ૪૪
લાગે લક્ષ નિશાનમાં વૃત્તિ તેમાં વેધાય.
દ્વૈત રહે નહિ ધ્યાનથી, બિન્દુ સીંધુ સમાય ૪૫
વળી વળી મનને ત્યાં વાળીએ, જાણી જોગની જુકત
હંસ મળે જઈ હંસમાં, કહાવે જીવન મુકત. ૪૬

સમજે તેને સમુ પડે, અણુ સમજુને અંધેર,
ભમતુ દીસે બ્રમ્હાડમાં, જેને ચઢીયા હોય ફેર. ૪૭

ખાસે ખોટ ખરેખરા, ફળના રસમાં ફસાય,
બીજ તજી જીવ બાપડા લેવા લોકોનું જાય. ૪૮
સાર સરવમા એક છે સાચું પરમ સીદ્ધાંત,
સોહં હંસ વિચારમાં, ભાગે સઘળીરે ભ્રાંત ૪૯
હુકારો દે છે હેતથી, તેનો પ્રીછજો પાર
આખો દિવસ ઉચારતાં, આવે અક્ષરની લહાર. ૫૦
લેહેરી બ્રહ્મ સમુદ્રની, તેનુ પ્રાક્રમ પ્રૌઢ
અગણિત ઈંડ ઉત્પન કરે, મહિમા ના લહે મૂઢ. ૫૧
ક્ષણુમાં ખલક ઉભી કરે, એવી શક્તિ અપાર.
છોટમ તેને શરણે જતાં, પામે ભવનોરે પાર. ૫૨
ગાય શીખેને સાંભળે, સમજે તેને સુખ થાય,
પરમ ગુરૂની કૃપા થકી, પ્રેમે છોટમ ગાય. ૫૩

ઈતિ છોટમકૃત અક્ષર બાવની સંપૂર્ણ.



# अथ हंस उपनेषद्.

છપ્પો.

સદ્ગુરૂ પરમ દયાળ, સદા સેવક ભય હારી,
પુછું જોડી પાણય, સુણો પ્રભુ વીનતી મારી;
ચંચલ મન ચોપાસ, ફરે છે નીશદીન ભમતુ,
સ્થીર થઈ એક ઠાંમ, નથી તવ પદમાં રમતુ;
તે ઉપાય મુજને કહો, જેથી મન સ્થીરતા લકે;
કહે છોટમ તવ રૂપમાં, સદાય નિશ્ચલ થઈ રહે. ૧
સાંભલ્ય શિષ્ય સુજાંણુ, હંસ ઉપનીષદ્ માંહી,
આત્મા સાક્ષાતકાર, કહ્યો કરવાને ત્યાંહી;
જીવરૂપ જે પ્રાણુ, દેહ સરવે માં રે છે,
હંસ હંસ એ મંત્ર, સદા જપ તેજ કરે છે;
તે રાત્ય તથા દીવસ વીષે, જાપ નીરંતર થાય છે;
કહે છોટમ મન તેમાં રમે, તોજ બ્રહ્મમય થાય છે. ૨
એકવીશ હજાર છસે, જપ થાય નીરંતર,
જાણી બ્રહ્મ સરૂપ, ધરે મન તેની અંતર;
ભીતર જાય સકાર, હકારે બાહાર આવે,
તે ઉપર ૐકાર, બ્રહ્મનુ નામ કહાવે;
તે અક્ષર પર રામ છે, તે ગુરૂ ગમથી જાણે લહો,
કહે છોટમ ભવ જલ તારવા, તારક મંત્ર વેદે કહ્યો. ૩
હંસ ઊપાસન યુક્ત શેષ, શંકરને ધ્યાતા.
સુરપતિ મુનિ મહાન, થયા ત્રિભુવન જન ત્રાતા;
આશય અગમ અગાધ, લહે નહી પામર પ્રાણી,
ભમતા રે ભવમાંહ્ય, સુણી શ્રૃતિ અવીહીત વાણી;

તે જડ દરશી ઠગ ગુરૂ તણા, પાશ વિશે જઇને પડે;
કહે છોટમ નીજ ઘર પામવા, સુધો મારગ ના જડે. ૪
હંસ ઉપાસન તણી, જુક્તિ સાંભલ જો હાવે,
કરતાં તે અભ્યાસ, ફરી ભવમાં નહી આવે;
હૃદય કમલની મધ્ય, હંસ જીવ આત્મા રે' છે,
પ્રાણ વાયુની સાથ, મલીને શબ્દ કરે છે;
તે હંસ હંસ એ મંત્રને, જીવ જપે છે સર્વદા;
કહે છોટમ મન તેમાં રમે, પાપ તાપ ટાલે તદા. ૫
એકવીસ હજાર છ સે, તે ઉપર કહીયે,
રાત્ય દીવસની માંહ, થાય જપ સહેજે લહીયે;
યોગી જનનુ ચિત્ત, સદા રે છે તે ઠામે,
જપતાં તેનો જાપ, સિદ્ધિ અણિમાદીક પાંમે;
વલી ભેદ રહીત ભજવા થકી, બ્રહ્મ લોકમાં જાય છે;
કહે છોટમ લહે લક્ષ ને, તોજ બ્રહ્મમય થાય છે. ૬
પ્રથમ ચક્ર આધાર, રે'હની મધ્યે રે છે,
ધારી રાખે દેહ, નાંમ આધાર જ કે' છે;
તે પર સ્વાધીષ્ઠાન, મણીપુર તે લહીયે,
મણીપુર ઉપર ચક્ર, અનાહત જાંણી રહીયે;
વલી વિશુદ્ધ છે કંઠમાં, આજ્ઞા ચક્ર ભ્રૂઠામ છે,
કહે છોટમ એ ષટ ચક્ર પર, સહસ્ર દલસુખ ધામ છે. ૭
યોગ સિદ્ધિ ને કાજ, હોય મન ઇચ્છા જેને,
પંચ પંચ યમ નેમ, પાલવા પ્રીત્યે તેને;
બ્રહ્મચર્ય ધરી ધીર, સ્વાદ ખટ રસના તજવા
રહી ગુફાની મધ્ય, યોગપટ અંગે સજવા;

વળી પદ્માસન આદિ ઘણા, આસન તણા પ્રકાર છે;
કહે છોટમ તે સાધે સદા, જે રોગ તણા હરનાર છે. ૮
યોગ સિદ્ધિને, કાજ્ય, વૃત્તિને અંતર વાળી,
રાખે સરલ શરીર, નેત્ર નાસા પર ભાળી;
ષટે ચક્રની માંહ્ય, ધારણા ક્રમ ક્રમ ધારે,
સ્વાસોસ્વાસે મંત્ર, જપે રહી એજ પ્રકારે;
વળી હંસ હંસ એ મંત્રનો, દૃષ્ટા આપ વીચારીયે,
કહે, છોટમ બાહ્ય પદાર્થમાં, મનને જાતુ વારીયે. ૯
પ્રથમ ચક્ર આધાર, ચાર દલ ચીતવે,
તેમાં વંશષંસં વર્ણ, અનોપમ ચીતવે;
એમાં રંગ પતંગ સમાન, ગણાધીપ દેવ વીચારે,
સિદ્ધિ બુદ્ધિ સમેત, ધ્યાંનમાં તેને ધારે;
છસે જાપ અરપણ કરી, પુજામન ઉપચાર છે;
કહે છોટમ એ દેવતા, સિદ્ધિ તણા દાતાર છે. ૧૦
તે પર સ્વાધીષ્ટાન, ષટે દલ સુખ સુંદર પેખે,
ષથકીલ પરજંત, વર્ણ ષટ તે દેખે;
દેવ પ્રજાપતી નામ, શકિત સંયુકત નિહાળે,
પીલો જેનો રંગ, ભાવથી તેમાં ભાસે;
ષટ હજાર જપ અરપણ કરી, પુજા મન ઉપચાર છે,
કહે છોટમ એ દેવતા, સુખ સંપત્તિ દાતાર છે. ૧૧
મણીપુર નાભિ સ્થાન, દશે દલ વાળું કહીયે,
ડકાર આદી ફકાર, અંત દશે અક્ષર એહ લહીયે;
નીલમણી સમરંગ, દેવ શ્રી વિષ્ણુ તેમાં,
ચંદ્ર સુર્ય સમ તેજ, રહ્યું છે ઉજ્વલ એમાં;

ષટ હજાર જપ અરપણુ કરી, પુરણુ પ્રેમે પુજવા,
કહે છોટમ તેને દેવનાં, સ્વરૂપ લાગે સુઝવા. ૧૨
હૃદે અનાહત ચક્ર, રહે દ્વાદશ દલ એમાં,
ઉજ્વલ દુધ સમાંન, રંગ છે સુંદર તેમાં;
કકાર આદી ઠકાર, અંત છે અક્ષર એવા,
બારે દલમાં બાર, શોભતા સુરજ જેવા;
દેવ તાંહ માંહ રૂદ્ર છે, પ્રેમ સહીત પુજા કરે,
ખટ હજાર જપ અર્પણુકરી, કહેછોટમ ચિત્ત કંઠેધરે.૧૩
કંઠે કમલ વિશુદ્ધ, રહ્યા છે શોડષ આરા,
ષોડશ સ્વર તેમાં, શોભતા દીસે સારા;
વીચીત્ર તેમાં રંગ, દેવ જીવાત્મા કહીયે,
અજપા એક હજાર, તેહમાં અરપી રહીયે;
વલી પુજા મન ઉપચારથી, પુરણુ પ્રેમે કીજીએ,
કહે છોટમ આજ્ઞા ચકમાં, તે ઉપર ચિત્ત દીજીએ. ૧૪
દ્વેદલ આજ્ઞા ચક્ર, ભ્રકુટીમાંહી વીરાજે,
હંક્ષં અક્ષર યુક્ત, શશી રવી સરખા છાજે;
પરમાત્મા છે દેવ, જલહળે જ્યોતી જેની,
બાહ્યા ભીતર સ્વતંત્ર, અધીક શોભા છે એની;
તે પુજી પુરણુ પ્રેમથી, જપ અરપણુ કરે,
કહે છોટમ શીષ સરોજમાં, સાધક જન સુરતા ધરે. ૧૫
શીષ સહસ્ર સરોજ, દલોવાલુ જે છે,
અમૃતનો સ્રવનાર ચંદ્રમા મધ્યે રે' છે;
જીવ રૂપ જે હંસ આતમા રે' છે એમાં,
અજપા એક હજાર પ્રેમથી અરપો તેમાં;

તે અમૃતની દૃષ્ટિ વડે, ષટે ચક્ર પોખાય છે,
કહે છોટમ તે હંસનુ, હવે નીરૂપણ થાય છે. ૧૬
જગમાં પંખીજાત્ય, શબ્દઉચરે જેવા,
તેનુ તેવું નામ, લોક ધારે છે તેવા;
કાકાનો કરનાર, કાગ સરવે જન કે' છે,
હંસ હંસ કહેનાર હંસ કહી વેદવદે છે,
તે આત્મા હ્રદય વીશે રહી, પ્રાણ વાયુના સંગમાં;
હંસ હંસ વાણી વદે, કહે છોટમ આપ ઉમંગમાં. ૧૭
જીજ્ઞાસુને ધ્યાન, ધારણા કરવા કાજે,
પંખી રૂપે હંસ, કહ્યો શ્રુતિમાં જગરાજે;
અગ્નિ સોમને પાંખ વામને દક્ષણ પાસા,
શિષ ઠામ ૐકાર, ભાનુ કોટી પરકાશા;
વલી મુખને ઠામે રૂદ્ર છે, રૂદ્રાણીચરણે રહે,
કહે છોટમ એ હંસનુ, સ્વરૂપ કોઇ વીરલા લહે. ૧૮
ત્વંપદનો એ અર્થ, અર્થ છે તત્ પદ કેરો,
તત્પદ બ્રહ્મ સ્વરૂપ, ઉપાધિ રહિત અનેરો;
ત્વંપદ જીવ અશક્ત અવિદ્યા આવ્રિત કાવે,
વાદલ ઓથે અર્ક, તેમ હંસ દ્રષ્ટે આવે;
વલી નખથી તથા શિખાલગી, વ્યાપકતો રે' છે સહી;
કહે છોટમ બહુ કલ્પના, કરે સદાય હૃદયે રહી. ૧૯
હૃદય કમલની મધ્ય, આઠ પાંખડીયો કાવે,
જે પાંખડીયે જાય, થાય જીવ તેજસભાવે;
પુર્વ દલેજોજાય પુણ્ય કરવા મન પેરે,
અગ્નિ દીશાયે જાય ઊંઘને આલસ પેરે;

વલી દક્ષણુ દલ ઉપર પલે, ક્રોધ ઉપજી જાય છે,
કહે છોટમ નૈરૂત દલે જતા, પાપ તણી મતી થાય છે. ૨૦
પશ્ચમદલ પર હંસ, પલે છે જેણી વારે,
સુખ સારૂ ઉદયોગ, સર્વ સુઝે છે ત્યારે;
વાયુદલ પર વાસ, જે સમે હંસ કરે છે,
કરવા ગમન વિશેષ, તે સમે ચિત્ત ધરે છે;
વલી ઉતરદલ પર હંસનો વાસ જે સમેથાય છે,
કહે છોટમ સ્ત્રી સંભોગની ઇચ્છા ઉપજી જાય છે. ૨૧
ઇશાનદલ પર હંસ, વસે જઇ જેણી વારે જ્ઞાતા,
દેવા ઉત્તમ દાન, થાય છે વૃત્તિ ત્યારે;
હંસ કમલની મધ્ય, વસે છે જઇને જેવો,
તે વેળા વૈરાગ્ય, થાય છે મનમાં તેવો;
વળી કમળ કેસરે જઈ વસે, જાગ્રત સહુ તન થાય છે;
કહે છોટમ કેસરમાં વસે, સ્વપ્ન અવસ્થા થાય છે. ૨૨
કમળનાળમાં જાય, થાય નિદ્રા તે ઠામે,
કરે કમળનો ત્યાગ, અવસ્થા તુરીયા પામે;
આત્મા કહીયે જ્ઞેય, ધ્યાન ધરનારો જ્ઞાતા,
ત્રિપુટી બ્રમ્હ સ્વરૂપ, લહે તે તુરીય વિજ્ઞાતા;
જ્ઞાતા જ્ઞેયને જ્ઞાન વળી, ધ્યેય ધ્યાતાને ધ્યાન છે;
એ ત્રિપુટી ભંગ થયાપછી, કહે છોટમ બ્રમ્હ નિદાનછે.૨૩
ત્રિપુટીનું હોય ભાન, જ્યાં લગી ચિત્તમાં જેને,
અસંપ્રજ્ઞાત નામ, સમાધિ સંપ્રજ્ઞાત છે,
ત્રણે એક થઇ જાય, ધ્યાન ધ્યેયને વળી ધ્યાતા,
તે નાદ રૂપ પરબ્રહ્મમાં, આપ એકતા થાય છે;
કહે છોટમ અદ્વૈતએ, બ્રમ્હ થયો કહેવાય છે. ૨૪

અકાર ઉકાર મકાર, બિન્દુ ને નાદ કહીયે,
પંચ અવયવૐકાર, બ્રમ્હનુ વાચક લહીયે;
અકાર આદિ ત્રણ, પ્રથમ માત્રા યોજે છે,
વિશ્વતૈજસને પ્રાજ્ઞતણુ, વળી વાચક તે છે;
નાદ બિન્દુ વાચક, નિશ્ચે જાણીયે,
છોટમ વાચક બિન્દુ સગુણનુ, નાદ અગુણ ઉર આણીયે. ૨૫

છે દુર્લભ અત્યંત, અવસ્થા તુરીયા નામે,
સદગુરૂ કૃપા અપાર, થકી કોઈ વિરલા પામે;
થાવા તુરીયાતીત, આદરે યોગી જ્યારે,
ષટ્ચક્રમાં હંસ, જુક્તિયે જાણે ત્યારે;
એ પ્રથમ રૂપ પોતાતણું, હૃદયવિશે ચિન્તવન કરે;
કહે છોટમ પરબ્રહ્મનુ, ધ્યાન નાદરૂપે ધરે. ૨૬

મૂળથી મસ્તકલગી, બ્રહ્મનુ તેજ વીચ્ચારે,
નાદ રૂપની માંય, અચલ રે' દશમે દ્વારે;
ધીરે ધીરે પ્રાણ, મૂળથી એંચે જોગી,
બ્રહ્મરંધ્રમાં ભરે, બ્રહ્મ રસના જે ભોગી
વલી આત્મા રૂપી હંસને ધ્યાતા રૂપે ચિન્તવનકરે,
ધ્યેય રૂપ લહી નાદને, ધ્યાતા ધ્યેય એકતા કરે. ૨૭

હંસમંત્ર એક ક્રોડ, થાય જપ સંખ્યા જ્યારે,
સિદ્ધિ પ્રગટ કરનાર, નાદ દશ પ્રગટે ત્યારે;
પ્રથમ ચીંચીણી નાદ, ઘુઘરી ઘમકે જેવી,
બીજી ઘંટાનાદ, શંખ ધુની ત્રીજી તેવી;

વલી ચોથી છે ધુની સિંહની, તંત્રો પંચમ જાણીયે,
છઠી વાગેવાંસલી, વલી સાતમી તાલ પ્રમાણીયે. ૨૮

અષ્ટમીનાદ મૃદંગ, નવમીતો ભેરી જેવી,
દશમી ગર્જે મેઘ, થાય ધુની સઘલે તેવી;
એમ દશ વીધી નાદ, ધ્યાનથી પ્રગટે જ્યારે,
કરી નવેનો ત્યાગ, ધ્યાન દશમાનુ ધારે;
દશમો બ્રહ્મ સરૂપ છે, ત્યાંહાં લિંગ દેહ ટળી જાય છે,
કહે છોટમ જીવ શીવનો, ભેદ મટી એક થાય છે. ૨૯

નાદ બ્રહ્મ અભ્યાસ, કરચે હોય પ્રાપ્તિ જેવી,
સાંભલ્ય શિષ્ય સુજાણ, કહું હું તુજને તેવી;
પ્રથમ નાદનુ ધ્યાન, ધરે જોગી જે વારે,
સકલ દેહની માંય, ઝણુ ઝણી ચડશે ત્યારે;
વલી બીજામાં મન, ધારતાં પીઠા અંગે થાયછે,
કહે છોટમ ત્રીજાનાદથી, ખેદ ઉપજી જાય છે. ૩૦

ચોથે નાદે ચિત્ત ધારતાં ઉપજે એવું.
કંપે થરથર શીષ, અમલ પીતાં હોય જેવું;
નાદ પંચમા માંય, ધ્યાન ધારે જેવારે,
તાલુમાંથી ચંદ્ર, સ્રવે અમૃત તેવારે;
વલી સુણતાં છઠા નાદમાં, પાન કરે અમૃત તણું,
કહે છોટમ તેના દેહમાં, ઉપજે સુખ અતીશે ઘણું. ૩૧

સુણે સાતમો નાદ, ગૂઢ વિજ્ઞાન પ્રકાશે,
સહુના મનની વાત, તુર્ત તે જાણી જાશે;

નાદ આઠમા માંય, સુરતજે વેલા જાશે,
પરા વાણીનો શબ્દ, પછી તેને સંભળાશે;
વલી ધારે નવમા નાદમાં, ધ્યાન એક ચિત્તે રહી,
કહે છોટમ તે જોગી તણો, દેહ કોય દેખે નહી.૩૨
સુણે દુરની વાત, દુરની વસ્તુ દેખે,
એક સ્થાનકે રહી, સૃષ્ટિનાં કઉતક પેખે.
નવે નાદની માંય, થાય છે સિદ્ધિ એવી,
જેજે ઇચ્છા થાય, કરી શકે કાયા તેવી;
કલેશ રૂપ સિદ્ધિ સહુ, જાણી શાણા પરહરે,
નવે નાદને પરહરી, કહે છોટમ ચિત્ત દશમે ધરે.૩૩
દશમો મેઘ સમાન, નાદ ગર્જે જેવારે;
અચલ કરીને ચિત્ત ધારણા તેમાં ધારે,
પાપ પુણ્ય સંસ્કાર, દગ્ધ થઇ જાયે એમાં.
સોલ કલાનો જીય, દેહલય પાંમે તેમાં,
પછી એકમેવ અદ્વૈત જે, બ્રહ્મ માત્ર રેછે સહી;
કહે છોટમ સરીતા સીંધુમાં મલતાં જુગલ રહેનહી.૩૪
હંસ શબ્દનો અર્થ, લક્ષ રૂપે ગ્રહી લેવો.
મનજય કાજ ઉપાય, કહ્યો છે ઉપર તેવો,
જ્યાં લગી ચંચલ મન, ત્યાં લગી બ્રમ્હ ન ભાસે,
વ્હેતા જલની માંય, વદન કયમ જોયું જાસે;
માટે હંસ ઉપાસના, વીધીયે કહી વેદમાં.
કહે છોટમ સદગુરૂ મલે, તે જન સમજે ભેદમાં. ૩૫
હંસ ઉપાસન કરે, ઠરે મન નિશ્ચલ ઠામે,
હંસ ઉપાસન વડે બ્રમ્હ, લોકે સુખ પામે,

લહે હંસનો લક્ષ, બ્રહ્મમાં જીવ ભળે છે.
લહે હંસનો લક્ષ, જન્મને મર્ણ ટળે છે,
લહે લક્ષ જે હંસનો, મહા મુક્ત તે થાય છે;
કહે છોટમ પદરજ તેહની, ગંગાદીક સહુ ન્હાયછે. ૩૬
જે જન મહુરત માત્ર, હંસનુ ધ્યાન ધરે છે,
જન્મ કોટી શત, તણુ પાપ તે ભસ્મ કરે છે;
તીરથ ઉઠ કરોડ, તણુ ફુલ પ્રગટે એને;
નિત્યનિત્ય યજ્ઞ સહસ્ર, તણુ ફ્લે આવે એને,
વલી કોટી દેવ પુજા તણુ, તે નરને ફ્લ થાય છે.
કહે છોટમ શીવને શેષજી, મહીમા એનો ગાય છે.૩૭
નાવીક ખેડેનાવ, માહાજલ મધ્યે જ્યારે,
ધ્રુ તારામાં સુર્ત, નિરંતર રાખે ત્યારે;
યોજન જાય અનેક, તોય નિજ ઠામ ન ભુલે,
લાવે ધનને માલ, મગન થઇ મનમાં ફુલે;
એમજ ભવ સાગર વીષે, હંસ લક્ષ ભુલે નહીં,
કહે છોટમ સુખમાં રહે, અંતે જઇ નિજઘર મહી.૩૮
દરશે જેણી વાર, કાંયજો ચિન્હ મરણનું,
ધરીયે નીશદીન ધ્યાન, સ્થીર થઇ હંસ વરણનું;
શક્તિ રૂપ સકાર, હકારતે શંભુ કહીયે,
બિંદુ બ્રમ્હ કુટસ્થ, સર્વંગત સાક્ષી લહીયે.
એ બ્રહ્મરૂપ જાણી કરી સંશે સઘલા ટાલીયે,
કહે છોટમ પર બ્રહ્મને, ભેદ વિર્વાજત ભાલીયે. ૩૯
નિજ શરીરની છાયા, તેજથી દીસે જ્યારે,
તેનો જ્યાં હોય કંઠ, દૃષ્ટિ ત્યાંહ ધરીયે ત્યારે;

જપવો મંત્ર અઘોર, એકશત સુધી મનમાં,
વળતી ઊંચી સુરત, ધારવી તુર્ત ગગનમાં;
ત્યાં નરાકાર ઉજ્વલ અતિ, નખ શિખ સુધી નીહાળીયે,
કહે છોટમ ભય મરણનો, તેવું દેખીને ટાળીયે. ૪૦

શિષ રહિત દેખાય, મર્ણ ખટ માસે લહીયે,
દિસે મૂર્તિ શ્યામ, મર્ણ તે દિવસે કહીયે;
બાહુ હીન દેખાય, રોગ અંગે ઉપજાવે,
મધ્યે દીસે છિદ્ર, ઘાત કે બંધન આવે;
પીળો રાતો દેખીયે, લાભ તથા સુખ જાણીયે,
કહે છોટમ દીસે ઉજલો, તો આયુષ્ય અધિક પ્રમાણીયે. ૪૧

જન્મ મર્ણ ગર્ભવાસ, ત્રાસ જેને મન આવે,
ઉપજે મન વૈરાગ્ય, પૂર્વના પુણ્ય પ્રભાવે;
યોગ જ્ઞાંન સંપન્ન, મળે સાચા ગુરૂ તેને,
હંસ શબ્દનો અર્થ, શુદ્ધ સમજાવે એને;
વળતી નિશદિન લક્ષમાં, ચિત્ત અચલ રાખે રહી,
કહે છોટમ સંસારમાં, નર તે ભ્રમણ કરે નહી. ૪૨

હંસ શબ્દનો અર્થ, ચિંતવે મનમાં એવો,
અક્ષર સ્વર નહિ કાંય; શુદ્ધ ચેતન મય તેવો;
જ્યાં સુધી આકાશ, શબ્દ ત્યાં સુધી થાશે,
જે આકાશાતીત કેમ તે વચને ગાશે;
એક બ્રહ્મ આનંદ ઘન, મન વાણી વર્જિત સદા,
કહે છોટમ ભવ ભય ટળે, હંસ મળે તેમાં તદા. ૪૩

અગણિત ઇંન્ડ કટાહ, હંસ આધારે છે,
તારા સુરજ્ય ચંદ્ર, તેવડે તેજ કરે છે;

એક સૂત્ર આધાર, રહ્યા છે મણિમય જેવા,
લોક ચતુર્દશ માત્ર, હંસ આધારે તેવા;
વળી દૈવત દેવી દેવમાં, હંસ તણું જાણો સહુ.
કહે છોટમ મહિમા એહને, કેમ એક મુખથી કહું. ૪૪
સર્વ ઉપાસન માંય, હંસ ઉપાસન મોટું,
હંસ વિના જડ તુલ્ય, ખચિત છે સઘળું ખોટું;
બાવન અક્ષર તણું, બીજ એક હંસજ કહીયે;
માત્રા સ્વરને વર્ણ, ઉપજતા એથી લહીયે;
વળી મંત્ર તંત્ર વિદ્યા સહુ, અક્ષર રૂપ ગણાય છે,
કહે છોટમ પ્રતિમા પૂજીયે, જો હંસ પ્રતિષ્ઠા થાય છે. ૪૫
હંસ આલંબન વિના, બ્રહ્મ કોય ન શકે જાણી,
હંસ વિના મુખ કોય, વદી પણ ન શકે વાણી;
પિંડ અને બ્રહ્માંડ, હંસ આધારે રે' છે,
જ્યારે ઉડે હંસ, ઘાટ સહુ વેરી દે છે;
હંસ વિના તત્વો સહુ, માયામાં મળી જાય છે.
કહે છોટમ સૃષ્ટિતણું, કારણ એ કહેવાય છે. ૪૬
ઉંચે સ્થાવર બીજ, નીરથી પલળે જ્યારે,
પ્રાણવાયુની સાથ, હંસ પેસે તે વારે;
મૂળ ભાગના અંશ, પ્રથમ તે તે જોડી દે છે,
રસ લેવા ભૂમાંય, પ્રવેશ તે પછી કરે છે;
પછી ઉર્ધ્વ ભાગના અંશનાં, પત્ર ડાલ સરજે સહુ,
કહે છોટમ એ હંસમાં, પરમ ચાતુરી છે બહુ. ૪૭
બ્રહ્મ તે પણ હંસ, હંસ તે વિષ્ણુ કહીયે,
રૂદ્ર દેવ પણ હંસ, હંસ મહાદેવી લહીયે;

ઈન્દ્ર અર્કને સોમ, પવનને પાવક જે છે,
દેવી દેવ સમસ્ત, હંસરૂપે સહુ રે' છે;
વળી નામ રૂપ જગ જેટલું, હંસતણે આધાર છે,
કહે છોટમ સહુ વિશ્વમાં, હંસ ઉપાસન સાર છે. ૪૮

જનક સનક શિવ શેષ, થયા છે હંસ ઉપાસી.
વિશ્વામિત્ર વસિષ્ઠ, ગતિ પામ્યા અવિનાશી;
માર્કણ્ડને લોમશ, કાગ ભુશુંડી જેવા,
ગૌતમ કપિલ કણાદ, માહા મુનિ સઘળા એવા;
વળી સિદ્ધ ચોરાશી નાથ નવ, સામ્રથ જે જગમાં થયા,
છોટમ હંસ ઉપાસના, કરી અમર એવા રહ્યા. ૪૯

અવિહિત કર્મ અનેક, કરી નર દેહ ગુમાવે,
આત્મ તત્વ અનૂપ, મૂઢ મનમાં ના લાવે;
ભટકે ધારી ભેખ, રાખ ચોળી રેહ રણમાં,
ક્રોધ લોભ મદ કામ, ભરેલા રે છે મનમાં;
તુચ્છ તામસી દેવ, ઉપાસન તેનું કરતાં,
કપટ ક્રીમીયા કરી, છલે જીવને છેતરતાં;
એ જુઠા જોગી જક્તમાં, વેશ કરી વિચરે ઘણા,
કહે છોટમ ભોળા ભમે, સેવક થઇ રહે તે તણા. ૫૦

અરે રે જીવ અચેત, થયા છે કલિમાં કેવા,
નહિ ધર્મ નહિ ધ્યાન, નહિ સજ્જનની સેવા;
દંભ કપટ પાખંડ, કરે છે જૂઠા ધંધા,
ભરે પશુવત પેટ અલ્પ બુદ્ધિજન એવા;
તે ઘોર પાપ કરમે કરી, કીટ પતંગ અહીં થાય છે,
કહે છોટમ નર દેહને, વૃથા ગમાવી જાય છે. ૫૧

હંસ બાવની ગ્રંથ, કહ્યો સજ્જન હિત માટે,
હોય પુણ્યના ઓઘ, ચઢે તે એણી વાટે;
તુચ્છ ઉપાસન અન્ય, તજી જે હંસ ઉપાસે,
બ્રહ્મ રૂપ સાક્ષાત, તરત તે પ્રાણી થાશે;
વળી પાપ કર્મ સહુ તેહનાં, સદ્ય ભસ્મ થયી જાય છે;
કહે છોટમ પર બ્રહ્મમાં, અન્તે જઇ સમાય છે. ૫૨

इति श्री हंस उपनिषद् संपूर्ण.



# શ્રી છોટમકૃત પરચુરણ કવિતા.

## સાખીયો.

કપટી કો મધુરો બચન, જામે બહોત વિકાર;
મધુરા બોલે મોર જયું, કરે અહિકા આહાર. ૧
ન્યાય સહિત જો બોલનો, સોહી બડાકો બોલ;
મુરખ કે મુખકો બચન, જ્યા મેં નહિ કછુ તોલ. ૨

ગૂઢ અરથ ગુરૂ બચનમેં, પુનીસો પર ઉપકાર;
પરપંચી કે બચનમેં, મત મુમતા અહંકાર. ૩
ઓછિ નરકે બચન મેં, અર્થ મીલે નહિ એક;
બક બક બોલે આપસેં, જેસા જલકો લેખ. ૪

ન્યાય નીતિસે બોલવો, સો પંડીત કો બેન;
અન્યાયે જયું ત્યું બકે, સો મુરખકો ચેન. ૫
ગુણ જાણે ગુણવંત કો, જો હોય ગુણ કો ખેત;
ચલ્યા સાલીંગરામની, કંચન કસ કહી દેત. ૬

ગુણ ન લહે ગુણવંતકો, ગુન કે જહાં અયાન;
કાગ સભામેં હંસકુ, દેવે ન કોઇ સનમાન. ૭
પશુ કે ગ્રાહક સબ મીલે, ગામ ગામ સબ દેશ;
ગજકો અરૂ પંડીત કો, ગ્રાહક કોય ન રેશ. ૮

ગુનહીના કે ગામમેં, નહી ગુનીજનકો ઠામ;
ગજ કે કીમત ના લહે, જયાં ગેલાકો ગામ. ૯
બુઢ કે બુદ્ધિ કઠીન, હોય નીરસ તેહી જાગ;
કોમલતા મેં રસ રહે, ઝરે કઠીન તે આગ. ૧૦

બાલા નરકું જાનીયે, શુકલ પક્ષ કો ચંદ;
બુઢા કારી પક્ષકો, હીન હીન હોયે મંદ. ૧૧
બાત કોઈ કે બદન સેં, સુનીએ અપને કાન;
નીશ્ચે ખચીત કીયે વીના, માને સોહી અજ્ઞાન. ૧૨
ઉચે કુલમેં અધમ નર, કેસેં પરખ્યા જાય;
ધર્મ લાજ સુચિન્તા રહીત, બોલહુ અન્યાય. ૧૩
ઉતમ કુલમે નીચ નર, ઉપજે કરે બીગાર;
ઉપજે અગ્નિ વાંસકો, કરે સકળ બન છાર. ૧૪
જ્યાકી બાની શુદ્ધ હે, મન મુખી તેસા હોય;
કુલી વિષય ત્યાગે ઇન્દ્રી, તે લહે જ્ઞાન ગતી સોય. ૧૫
દશ દુરગુન હે કામ મેં, ક્રોધ મહી હે આઠ;
પહેલા સુખ જેસા લગે, અંતે દુખ કો ઠાઠ. ૧૬
કામાદીક કે વ્યસન સે, હોય ધર્મ ધન હાની,
ક્રોધાદિક તે લોક સબ, માને બડ અજ્ઞાની. ૧૭
ગીત નૃત્ય વાજીંત્ર પ્રીય, મૃગયા ઓર જુગાર;
દોષ દરશ હોય ઓરકે, દીવાશયે વ્યભીચાર. ૧૮
કેફ કરે ફીરતા રહે, એ દશ કામ વિકાર;
ઉતમ નર કુ નીચકી, હોય ગતિ નીરધાર. ૧૯
દોષ બતાવે બીન લહયો, કરી કપટ દે માર;
ઈર્ષા અસુયા કુટીલતા, કુવચન પર ઉપકાર અપકાર. ૨૦
પરધન લેવે લુટી કે, પર આગુ કો પાઠ;
બસે નીરંતર ક્રોધમેં, અસે દોષહી આઠ. ૨૧
લોભ જાનીયે મનુજમેં, મહા ઔગુન કો મુલ;
ઉપજે તૃષ્ણા લોભસે, તે કરે ધર્મ પ્રતીકુળ. ૨૨

કરે દાન કોઇ મુર્ખકું વૃથા જાતહે સોય;
બોવે ઉખર ભોમીયે, કહો ફલ કાંસે હોય. ૨૩

## દુરીજન.

દુરગુણ જાકે ઉર વસે, સો દુરીજન પરમાન;
સદગુણ જાકે હૃદયમેં, સો સર્જન ગુનખાન. ૧
દુરીજન દુરગુનકો નીધિ, તાસુ રહીયે દુર;
જયુ કૌંવચકા કાતરા, છુવત દુખ ભરપુર. ૨
સર્પ કુલ સબ જક્તમે, મંત્રન તે વશ હોય;
દુરીજન સબસેં દુષ્ટ હે, બશકરી શકે ન કોય. ૩
પલમેં સાચા સીખકે, પલમેં બને અનીત્ય;
બીજરીકી દુરિજનકી, દેખીએ કહી રીત. ૪
જેસે નખ મંઝાર કે, અવસર કરે પ્રકાશ;
જેસે કહીએ ચાલની, એસે જીવ ગમાર. ૫
સાર સારકુ છાંડકે, ઉસમેં ગ્રહે અસાર;
દુરીજનપર સુખ દેખ કે, અંતર ઉપજે લાય;
વન હરીયા હોય વૃષ્ટીસે, જવાસા જલ જાય. ૬
દુરીજન બહુ ન સહી સકે, પરકો બડો પ્રતાપ.
ઘુવડ ભાનુ પ્રકાશમેં, દગ મીંચતહે આપ; ૭
નીરદોશીમેં દોશકુ, થાપત મુઢ ગમાર.
નીરમલ ચંદ્ર પ્રકાશકો, ચોર કરત ધિક્કાર. ૮
અપને આગે આયકે, બોલે મીઠી બાત.
પીછેસે નીન્દા કરે, સો દુરીજનકી જાત. ૯
સ્નેહ નહી દુરીજનમેં, જો રહેવે નિત્ય પાસ.
રેતી દરીયા તીરકુ, બહુ ન હોય ચીકાશ; ૧૦

પરકો અનહીત કરનકુ, ખોવે અપના માન.
દુરીજન ઓર માખીકી, દેખી રીતી સમાન; ૧૧
સુખ સંપતી પાયકે, દુરીજન નમે ન કોય.
જ્યુ એરંડે ફળ ભયા, ત્યું ત્યું ઉંચા જોય; ૧૨
પર નિન્દામેં દુષ્ટ નર, કાઢત સારા કાલ.
હરીયા તરૂ તજી કાગજ્યુ બેઠે તરૂ કે સાલ; ૧૩
પર દુખ દેખી દુષ્ટ નર, મનમેં અતી હરખાય.
ઉષ્ણુ કાલ ગરધ ભજ્યા, દીન દીન માતા થાય; ૧૪
ગરધવ ગજ કે સંગમે, મીલે સદા મીષ્ટાન.
ભુખે મારે લાતસે, કરે કોઈ કો જાન; ૧૫
ઉત્તમ કુલમે દુષ્ટ નર, જો ઉપજેલા હોય.
આગીજરાવે જકત કુ, ચંદન ભઈ તોય; ૧૬
દુરીજન સજ્જન ના બને, કીજે કોટી ઉપાય.
ધોવે નીત નીત દુધસે, કાગ હંસ ના થાય; ૧૭
દુરીજન જો વીદ્યા પઢે, બાઢે ગર્વ વીશેષ.
નીશા મટે નહી ઘુડકી, સુરજ કરે ઉજેશ; ૧૮
દુરીજનકે ઉરના રહે, વેદ શાસ્ત્ર કો સાર.
ખરકુ ના હોય વાસના, જો વહે ચંદન ભાર; ૧૯
પર નીંદા બીન દુષ્ટકું, તૃપ્તિ કબુ ન હોય.
વાયસ કબહુ કુભક્ષ બીન, શાન્તી ન લહે સોય; ૨૦
બુરે કામમેં દુષ્ટકી, બુદ્ધી ચલે વિશાલ,
મહા ઘોર અંધકારમેં, દેખે ઘુડકો બાલ; ૨૧
સદગુન સજ્જનકો લખી, દુરજન દોષ લગાય,
નીરમળ સ્વચ્છ આકાશકું, ધુંવા બીગારત જાય. ૨૨

સજ્જનકી કીરતી વીમળ ખંડે દુરીજન મંદ,
જયુ રાહુ છાદન કરે, પેખી પુરનચંદ; ૨૩
સજ્જનકી કીરતી સરસ, દુરીજન નંદે જાય,
ડારે ધુરી સુરજકુ, ઉલટી આંખ્ય પુરાય. ૨૪
સજ્જન સુરજ પ્રતાપકુ, દુરીજન દેખે નાય,
ઉલક અભાગી સુખ લહે, પરગુન દોલો માંય. ૨૫
સજ્જનકી કીંમત બઢે, નંદે દુરીજન તોય,
દરપનમેં જયો છારસે, ત્યું ત્યું ઉજવલ હોય. ૨૬
દુરીજન દુજા ભુંડરા, કીયા ભલા કરતાર,
એ નીંદા ખાતહે, એ પુર મલકો અહાર; ૨૭
દુરીજન દુજા ઉંદરા, દોકી રીતી સમાન,
કાજન હાથે આપના, કરે ઓરકા જાન. ૨૮
દુરીજન ઓર સર્પકી, રીતી રહી સમાન,
આહાર ન હોવે આપકો, પરકો લેવે પ્રાન. ૨૯
દુરીજન ભલા ન નીપજે. કીયે કોટી ઉપગાર,
પયસે સાચેં ખંતુરા, વીખ ના તજે લગાર. ૩૦
જેસી પ્રીતી સર્પકી ત્યુ દુરીજનકી જાન,
કોટી પ્રકારે પોખીયે, કબહુક લેવે પ્રાન; ૩૧
સજ્જનકી ઉત્કર્શતા, દુષ્ટે સહી ન જાય,
ગાજવીજકુ દેખકે, મધુપુષ્પ મરજાય. ૩૨
દુરીજન જો વૈષ્ણવ ભયા, દુષ્ટ સ્વભાવ ન જાય,
જેસી આલા ચામડા, ન ભીજા બહુ ગંધાય; ૩૩
દુરીજન જબ બુઢા બબુઠા, ભયા રાખે ભક્તી ભાવ,
જેસા બુઢા બાંદરા, તજે નહિ ચપલ સ્વભાવ. ૩૪

દુરીજન સાધુ સંગમે, ગાનતાન બહુ ગાય.
કદુના તજે તુંમડી, નિત્ય ગંગામે ન્હાય, ૩૫
દુરીજન આયા દેખકે, હોય સજ્જન મન ભંગ;
જ્યુંકે ત્યુંકે ઉદયતે, જગકો હરે ઉમંગ, ૩૬
દુરીજન સજે દુષતા, જ્યું ગંગાકો શ્વાન.
ખાખ લગાવે અંગપર સીરપર રાખે બાલ,
દુરીજન અરૂ સર્પકી, મીટે ન ટેડી ચાલ; ૩૭
દુરીજન હોય કુસંગતે, કે પુરવ કે પાપ,
છોટમ સજ્જન હોતહે, અગણીત પુણ્ય પ્રતાપ. ૩૮

સજ્જન.

દેત જગાઇ જડતકુ, હરે તીમીર અજ્ઞાન,
સાર અસાર દેખાવહી, સજ્જન સુરજ સમાન; ૧
સુગુન સુધાંકી મધુરતા, સજ્જન લહે સુહેત,
નવ રસાલ અંકુર કે, સ્વાદ કોકીલા લેત. ૨
બુદ્ધિ વંત જન કરી, શકે જગજનકુ ઉપદેશ,
ધર્મ બ્રહ્મકી બાતુમે, શઠ જાને નહી લેશ. ૩
વાસ સુમન કીર્તલ ગ્રહે, ગ્રહી ના શકે ગવાર,
દુરીજનકે ઉર ના રહે, બેદ શાસકો સાર. ૪
સજ્જનકો ચીત ના ડગે, પરે વીપતી કોય,
ધણુકો ધારી હીરા સહે, કંકરા સહે ન સોય; ૫
સાધુજનકી ગુનકું, સાધુ દેત ફેલાય,
લેલે કુલકી બાસના, પવન દશાં સુજાય. ૬
કષ્ટ સમે સજ્જન સદા, ભલા રહે ભરપુર,
પાવકજારે તો કહ્યું, વાસ ન તજે કપુર; ૭

સુજન વૃક્ષ સમાન હે, પર ઉપગાર અમાપ,
ફળ છાયા દે ઓરકુ, આપ સહે શીરતાપ. ૮
સાધુજન ભુલે નહી, કીયો કછુ ઉપગાર,
નારિકેરી જલ તે ભઇ, ફળ મેં રાખે ધાર; ૯
સજજન સબકુ સુખકરે, બસે કદાપી દુર,
સુરજ બસે આકાશમેં, તેજ કરે ભરપુર. ૧૦
સુધરે જીવ સંસાર કે, જો રહે સજજન પાસ,
ચંદન તરૂકે સંગતે, સબતરૂ લહે સુબાશ; ૧૧
શોભે નરકી સુધરતા, સો સજજનતા હોય,
શોભે ભુખન તરૂણીકુ, જો વૃદ્ધા કુસોય. ૧૨
હોય ઉદય જબ મુઢકો, તબ સજજનકુ દુઃખ,
તુહીન કીરણુકે ઉદયતે, મુંદે પંકજ મુખ; ૧૩
ગુનજાને ગુનવંતકો, જો ગુનવંતા હોય,
જાને ના કસુ બાસકુ, કાનન જાને કોય ૧૪
સજજનકી નીંદા કરે, દુરીજન દોષ લગાય,
ડારે ધુરી આકાશમે, ઉલટી આંખ પુરાય ૧૫
સજજન દુરીજનમે રહે, સો દુરિજન ના હોય,
ફણી કે સીર પર મણી, રહે ગુણુના પલટે કોય. ૧૬
સજજન દુરીજન સંગતે, સજજનતા નહી જાય,
રહે કોકીલા કાગમે, સ્વરતો નહી પલટાય; ૧૭
સજજન કુકર્મના કરે, પડે બિપત્તિ આય,
ભુખ્યાકા ભુખ્યા મરે, સીંહ ઘાસના ખાય. ૧૮
સારા નરકો નીચ કરે, કોય અપમાન,

ગજ પરિમલ કાગે ઓઢયો, ઘટે ન ગજકો માન. ૧૯
મોલ ઘટે નહી હસ્તી કો, ભુંસેકોટીક સ્વાન, ૨૦
મહા પુરૂશ મુકે નહી, સત્ય ધરમ મુરજાદ;
ખટ ઋતુવર મેઘકો, નીમન જાવે બાદ, ૨૧
સાધુ કે ગુન સાધુકી, કીર્તી દેત પુહુચાય;
જયું કેતકી કે ગંધસે, ભમરા આવે ધાય, ૨૨
સંપતી મેકે બીપતીમે, બડાન ચુકે ચાલ
ઉગતા મુરજ લાલહે અસ્ત ભયા પુનીલાલ, ૨૩
સંપત્તિ દેખીના છકે, નહી બીપતીમે કલેશ;
ઉષ્ણુ વૃષામેં સિન્ધુ જયું, સજ્જન ત્યુંહી હમેશ, ૨૪
દુરીજન અગણીત તુછહે, ઉત્તમ સજ્જન એક
એક ચંદ્ર તમકું હરે, તારા નહી અનેક, ૨૫
એક સીંહ જે બનબસે, સો જાહેર સબ દેશ;
ઓરપશુ અગણીતબસે, કોયન જાને લેશ,
ચંદનકા તરૂ એકીલા, બનકુ કરે સુબાસ.
ઉગ્યો વેણુ અસંખ્ય સો, કરે સકળકો નાશ, ૨૬
જે કુલમે સજ્જન ભયા, સોકુલ ઉજ્વલ હોય;
જે કુલમે દુરીજન ભયા, કહે નીચ સબ કોય, ૨૭
સજ્જન સંપતી પાય કે, દેવે ગર્વ બહાય.
જયુ આંબાકું ફલ ભયા, ત્યું ત્યું નમતા જાય, ૨૮
સુજન હોય સ્વભાવસે, શુરધીર દાતાર;
ભેદ ન દાખે મેઘજયુ, પોખે સબ પરિવાર, ૨૯
સજ્જન સમ દૃષ્ટી ધરે ભેદ ન રાખે કોય.
જયુ ધરણી ધારી રહે, ઉચ નીચકું સોય ૩૦

સર્જ્જન ન તજે સત્યતા, જબલગ ઘટમેં પ્રાણ;
પુરાકા પુરા રહે, સો સજ્જન પરમાણ. ૩૧
સજ્જન જેસા સુપડા, ત્યાગે સકળ અસાર
સારસાર ઉરમે ગ્રહે, સો સજ્જન નીરધાર ૩૨
સજ્જન દુજા ના વહે, ભોસાગર કે માંય;
તારે ઓર આપે તરે, ભેદ ન રાખે કોય. ૩૩
સજ્જન મેઘ સમાન હે, ઇછે પર ઉપગાર;
સીચે ઓર સીતલ કરે, ભેદ ન ગીને લગાર. ૩૪
ક્ષમા દયા ઓર સત્યતા, ધીરજ ધર્મ વિવેક;
સજ્જન કે ઉરમે બસે, સદગુન ઓર અનેક ૩૫
સરીતાકો જલ સિન્ધુ મે, સહજહી આવત ધાય;
ત્યુ વિદ્યા ગુન જ્ઞાન સબ, સજ્જન માંહી સમાય. ૩૬
સજ્જનકે મુખકો બચન, જથા દંત ગજરાય;
જો નિકસા સો નિકસા, પાછા કબહુ ન જાય. ૩૭
દુરીજનકે મુખકે બચન, જ્યુ કુરમકી ડોક;
નીકસે ઓર પીછા ફરે, અબી બોલ્યા અબી ફોક. ૩૮
સજ્જનવ ગુન પરખી કે, રખીએ અપને પાસ;
છોટમ પારસ મણી સમા, સરખા બારે માસ. ૩૯
બલ બુદ્ધિ હિમ્મત સહિત, જાકો આદર હોય;
તાકુ કછુ દુરલભ નહી, કરે જો ચાહે સોય. ૧
જબતે જનમ્યા જગતમેં, ભયા ગર્ભ તે બહાર;
તબતે ઉદ્યમ શરૂ ભયા, દેખો હ્રદય બીચાર. ૨
માતાકે સ્તનમેં રચ્યા, દુધ પ્રથમ [illegible];
બાલક નીજ ઉદ્યોગસે, કરત તાહીકો આહાર. ૩

કરી ભરોંસા કર્મકા, જીવ રહે જો કોય;
ભુખ્યાકા ભુખ્યા મરે, પુષ્ટ કહાંસે હોય. ૪
જીનહી માતમેં પય રચ્યો, તીનહી રચે સબ ભોગ;
કરમ કરાઇ જીવકુ, ઇસમે લાવે જોગ. ૫
બીન સીખ્યા આવે નહી, વિદ્યા હુન્નર જ્ઞાન;
તાતે ઉદ્યમ કે વિશે ભાગ્ય રચ્યો ભગવાન. ૬
કાટે સેં કદલિ ફુલે, બીન કાટે ફળ નાય;
ત્યુંહી ભાગ્ય સબ જીવકો, સરજ્યો ઉદ્યમ માંય. ૭
કુપ ખને બીન ના મીલે, ભુ અંતર કો નીર;
ત્યુહી સકલ ઉદ્યોગમેં, પાવે સુખકી સીર. ૮
ઘી સરજ્યો હે ગાયમેં, પાવક લકરી માંય;
ઇખ માંહી ગુડ શર્કરા, બીના મથે ફળનાય. ૯
વિવિધ પદારથ વિશ્વમે, રચી રાખ્યો કરતાર;
સો નરકે ઉદ્યાગતે શોધી, નિકાર્યો સાર. ૧૦
બીજ સકલ પ્રભુને રચ્યા, પુની બરસાવત નીર;
ત્યાં માનવ ઉદ્યમ કરી પોખત સકળ શરીર; ૧૧
વાપી કુપ તડાગ ઘર, વસ પાત્ર હથીઆર,
વિવિધ યંત્ર રચી મનુષ્યને, સુખ ઉપજાયો સાર. ૧૨
હીમત હીકમત સત્યતા, સુધરમ સહિત વીચાર;
હીત ચાહે સબ જીવકો, તબ રીઝે કીરતાર. ૧૩
સ્વારથ સાધે આપકો, પરકો કરે બીગાર;
ધીક તાકે ઉદ્યોગમે, ઉપજે દોષ અપાર. ૧૪
સૃષ્ટિ રૂપી બાગકો, માલી સદજન હાર;
બીન આજ્ઞા ખંડન કરે, સોનર ખાવે માર; ૧૫

ધર્મ ધર્મ સબકો કહે, મર્મ લહે જન કોય;
પ્રભુકી આજ્ઞા પાળવી, ધર્મ કહાવે સોય. ૧૬
સબ જીવકે ઉપકાર હીત, સરજ્યો મનુષ્ય શરીર;
અર્થ ન પાયો કોઈકું જ્યું બીગડેલો નીર. ૧૭
જપ તપ વ્રત તીરથ કરે, ધરે એકાંતે ધ્યાન;
ઈનમે ફલ પાવે નહી, પર ઉપગાર સમાન. ૧૮
જો જન જન્મી જકતમે, સબકો ચહે કલ્યાન;
સો નર પ્રભુકા જાનીએ, પ્યારા પુત્ર સમાન. ૧૯
સજ્જનકો નીંદા કરી, દગ્ધ હોઈ ગઈ સુઝ;
એસે પામર નાલહે, સાચ જુઠકી બુઝ. ૨૦
બકરા જેસી બુદ્ધિકે જીવ જકતમેં માંહ્ય;
દેખાદેખી સોય લે, તત્વ લહે ન કોય. ૨૧
જો બચ્ચા હોય સીંહકા, ચલે ન કોઈકી લ્હાર,
કપટ લહે સબ ધુર્તકો, જાકુ સત્ય વીચાર. ૨૨
આડંબર ઠગકો લહી. અલ્પ મતી પીછધાય,
જ્યુ દીપક કે તેજમે, પડે પતંગ સબ જાય. ૨૩
કપટ ચતુરા ઠગનકી, લહે ન પામર જંત;
બડ આડંબર દેખકે, કહે સોહી ભગવંત. ૨૪
જગ કરતાકું ના લહે, ભજે મનુષ્યકો નામ,
બુદ્ધિ જડકી જડ રહે, સરે ન કોઈકો કામ. ૨૫
બહુ સરોવર દેખકે, બગલા આવે ધાય,
તત્વ જ્ઞાન મોતી બીના, હંસ ન નીરમે જાય. ૨૬
સત્ય શીલ સરોવર ભર્યો, કમલ ભક્તિ સુવીચાર,
જ્ઞાન મોતી જામે રહ્યા, હંસ રમે તહી ઠાર;

આપ આપકે પંથકી, મમતા કર મર જાય,
એકીલી જુગકો પંથમે, જીવકો કાજ ન થાય. ૨૮
અપના પંથ ભલા કહે ઓર પર રાખે દ્વેશ,
દો શેરીક કુતરા, લડી લડી મરે હમેશ. ૨૯
માલા તીલક બનાયકે દ્વેશ કરે નાદાન,
સોનર કોટી કલ્પસુ, હોય હીલુવા શ્વાન. ૩૦
સબ નરધાવત ચામકું, કોય ભજત નહિ રાગ;
રામ રહ્યા જો હૃદયમેં, તો દ્વેશ રહે કીસ ઠામ, ૩૧
રામ કૃષ્ણ કે નામસે, જો પાતક જર જાય,
તો નીંદા ઈર્ષાદી સબ કહાં, ઉર રહી સમાય; ૩૨
રાગ દ્વેશ ખલતાદી સબ, જુઠ કપટ ઉર હોય,
સો સેવક કલીકાલકે નહીં, પ્રભુ કે કોય; ૩૩
સકલ પંથ ઓર ગ્રંથકો ઉર ગ્રહી લીજે સાર;
મતમ સુતાદીક છાંડકે, કરના તત્વ વીચાર. ૩૪
તાતે શુભ આદર કરી, મનકા તજો બીકાર,
સત્ય પંથમે પગ ધરો, તો ઉતરોગે પાર. ૩૫
ધર્મ અર્થ અરૂ કામકો, ફળ આદરયેં સાર;
નરપાવે આદર કરી પરમ મોક્ષકો દ્વાર. ૩૬
આદરતે ભક્તિ બને, આદરતે તપ ત્યાગ,
આદરતે સબ છાંડકે, મન ધારે વૈરાગ; ૩૭
આદર તે હોય ભૂપતી, આદરતે જોગેન્દ્ર;
આદરતે સુકૃત કરી, બને સ્વર્ગકો ઈંદ્ર. ૩૮
આદરતે વૈકુંઠ મેં, સદા કરી રહે બાસ;
આદરતે સેવક બને, રહે પ્રભુકી પાસ. ૩૯

આદરકો મ્હીમા બરો કે તો કહુ બનાય;
છોટમ સો મહા પુરૂશકો જસ જુગમેં સબ ગાય. ૪૦

## આતુરતા

ઓધી બોધી જીવકો, મતી કોઇ કરો બગાડ,
બીના આતુરતા નાફળે, દેખો જંગલ ઝાડ; ૧
પીએ ન નીર પતાલકો, તજે પુરાને પાત,
જાગેર તુજબ ઝાડકુ, નવ પલવ હોય જાત; ૨
પ્યાસ બીના પ્રીય ના લગે, પવીત્ર જલકો પાન,
બીન આતુરતા ના ગ્રહે, ઘટમેં ગુરૂકો જ્ઞાન; ૩
ભાવ બીના ભોજન ભખે, પચે પેટમેં નાય,
હોય અજીરણુ આકુરા, દેખો દુનીયાંમાંય; ૪
અાંબા અંબુ ના પીએ, વરતે ઋતુ વસંત,
આતુરતા હોય અંગમે, તો ફળ હોય અનંત. ૫
જો રતિ ઉપજે જીવકુ, પીચુ મીલનેકી પ્યાસ,
તાકુ સબ ફીકા લગે ભવકા ભોગ વીલાસ, ૬
સ્વાતિ સ્વાતિ રતન હે કોયક પખી જાત,
બિરહાગ્નિ ઝાલસે, તાકો તન જતરી જાત; ૭
સ્વાતિ ઘર ન બરખે જળે, સાજે હોય શરીર,
ઉંચા ઉડે અવનીસે, પીએ સ્વાતિ કો નીર; ૮
નીર બાંછોયા મીનકુ ઇછત નીર મેલાવ,
તાહી બીર હક તાપસે, પ્રાણુ તજી દે આપ. ૯
સતી પતી કે બીરહસે, ડરે અગનસે નાય,
પાવક પાની સમગીને, જાય ચીતા કે માંય. ૧૦

જેસી આતુરતા રહે, જીવ સકલકે માંહ્ય,
તેસી દયા કૃપાલકી, યામે સંશયના તે હ્રય. ૧૧
તપે મેહની તાપ તે, આકુલ વ્યાકુલ હોય,
તેસા તેસા મેઘકા તાપર બરસે તોય. ૧૨
અમી કામાતુર બને, લહે નારી મય જકત,
ત્યુ આરતા પ્રભુ મીલન કો, પ્રભુ મય દેખે ભક્ત. ૧૩
જો જાકુ પ્યારા લગે, તાકો રહે વિશ્વાસ,
બીના પ્રીતિ આતુર બની કોય ન જાય કોય પાસ; ૧૪
પરી ગાંઠજો પ્રીતકી, છોડી છુટે નાય,
સરે વીરહ નાહી તાહીકો, પ્રાણ તજે પલમાંય; ૧૫
જો આતુરતા જીવકુ, પીયુ મીલનકી હોય,
તો ભવ સુખ ભાવે નહી, સમરે નીસદીન સોય; ૧૬
દેખાદેખી જન કરે, જપ તપ તીરથ ત્યાગ,
આતુરતા ઉપજ્યા બીના, હોય ન દ્રઢ અનુરાગ; ૧૭
શુન્ય હૃદયકે જીવકુ, નહી આતુર વૈરાગ્ય,
દંભ કરી દુનીયાં ઠગે, લોક દેખાવન ત્યાગ; ૧૮
બ્રહ્મ અસ્મિ મનકુ કહે, તનકુ માને હંસ,
જગકું બોધે દામ હીત, કરે કર્મકા ધ્વંસ; ૧૯
કોટિ જન્મકો પુણ્ય ફળ, ત્યાંકુ પ્રગટયો હોય,
તો આતુરતા ઉપજે, પ્રભુ પદ પાવે સોય; ૨૦
માત બીછોયા બાલજ્યુ, માતા દુહત રોય,
યું રોવે પ્રભુ મીલનકું, પ્રભુ પદ પાવે સોય; ૨૧
આતુરતા ઉપજ્યા વીના, હોય ન દ્રઢ વૈરાગ,
ભેખ ધરી ભટકત ફીરે, દામ ચામ મન લાગ; ૨૨

જેસા ઉબકયા અન્નકું, ખાવે સૂકર સ્વાન,
ત્યાગ કીયા પીછા ગ્રહે, સો નીશ્ચે નાદાન. ૨૩

## જીવ વીશે.

જીવ જીવ સબકો કહે, ચલતા દેખી દેહ,
કાંન રૂપ હે જીવકા, ત્યાંહાં સબકુ સંદેહ; ૧
કો કહે વાયુ રૂપ હે, કો કહે તેજસ્વરૂપ,
કોય રૂધીરકુ કહતહે, કહેવે કોય અનુપ; ૨
કોય કહત અણુરૂપ હે, કો કહે અંગુષ્ટ માત્ર,
કોય કહે વ્યાપક જીવ હે, જ્યાંહ જેસો હે ગાત્ર; ૩
કોય કહે અજ્ઞાનમય, કોય જ્ઞાન મય ગાય,
કોય કહતહે વાસના, જેસા જીવ સહાય. ૪
કોય કહે ચારૂ તત્વકો યોગ પરસ્પર હોય;
ચેતનતા ત્યાં ઉપજે, જીવ કહાવે સોય, ૫
કોય પ્રતિબિંબિ બ્રહ્મકો, કહત અવિદ્યામાંય;
કોય કહત અહંકાર મેં, પરત બ્રહ્મકી છાંય, ૬
કોય કહતહે બુદ્ધિમેં, હોત બ્રહ્મ આભાસ;
જેસા પડઘા નાદકા, ગરજત ચારૂ પાસ, ૭
કોય કહતહે જીવકો, રૂપ સનાતન સોય;
અજ અવિનાશી આપ હે, કરનહાર નહી કોય, ૮
કો કહે જીવ ક્ષણીક હે, જેસા દીપ પ્રકાશ;
ઘડમેં તે જોડાતહે, ઉપર ઉપર નાશ, ૯
આપ આપકે પંથમેં, સબ કોઇ કહે બનાય;
અર્થ ન સમજે બેહદકા. સો જયું ત્યું બહે જાય, ૧૦

જેસા ચનગા અગ્નિકા, સુક્ષ્મ હોત અનંત;
ત્યુંહી અંશ કરતારકા, કહા બેદમેં જંન, ૧૧
લઘુ દીર્ઘ ઉપાધી તે, બઢીયા નીર્બલ હોય;
કર્મ કાષ્ટ જબ જલ ગયા, જીવ શીવ નહી હોય, ૧૨
કાષ્ટ અગ્નિ સંજોગતે, ધુંવા પ્રગટ જયુ હોય;
જડ ચેતન બીચ કલ્પના, જીવ કહાવત હોય, ૧૩
પશુ નામહે જીવકો, દેહ પાશકે માંહ્ય;
તાકો પતિ મહેશ હે, તાકુ બંધન નાય, ૧૪
પાશે બાંધ્યા સો પશુ, દેહધારી સબકોય;
દેહ પ્રાણુ ઇન્દ્રી રહીત, પતી કહાવે સોય, ૧૫
પશુપતિ મતમેં યું કહ્યો, સૌ કહે જીવ શીવ;
શીવ શુદ્ધ ચૈતન્યહે, જયું ચૈતન માલી જીવ, ૧૬
તીન પાશમેં બંધીઆ, પશુ ધરાયા નામ;
તીન તજી ન્યારા ભયા, સો પાયા નીજ ધામ, ૧૭
જાગ્રત માંહી સત્વ ગુન, રાજસ સુપનામાંય,
તામ પાશ ગુડાકમેં, તુરીયામેં નહી કાંય; ૧૮
જીવ ગયા તુરીયા પદે, જીવ શીવ હો જાય.
સિન્ધુમેં સીંધવ મોલ્યા, દ્વૈત ભેદ ન રહાય, ૧૯
જો કોઈ ખોજે શીવકુ તો ખોજો જીવ માહ્ય:
જીવકું ખોજ્યા નહી તો, શીવ પાવે નાંય. ૨૦

## માયા

માયા માયા સબ કહે, મર્મ ન જાણે કોય;
જેતી ઉપજે કલ્પના, માયા કહીએ સોય. ૧

કો કહે માયા નિત્ય હે, કો કહે અનિત્ય;
એ સબ મનકી કલ્પના, કહીયે કાંતક ચીત્ત, ૨
જડતા ઓર અસત્યતા, તીજી દુઃખ સરૂપ;
કહ્યા સકળ વેદાંતમેં, એ માયાકો રૂપ, ૩
જડતા અરૂ આકર્ષતા, તાકા હોય આકાર;
જ્યાં જ્યાં કાયાકા આકાર હે, ત્યાં હાં પ્રમાણુ નીરધાર, ૪
પ્રમાણુ હોવે માપકો, તાકા હોય વીભાગ;
જાકો ના બને રહે રહે, પ્રમાણુ તેહી જાય, ૫
જ્યોં સુગંધતા તેલકી, ઓર પુલકી બાસ;
એસા રૂપ પ્રમાણુકા દેલત ચ્યારૂ પાસ, ૬
એ પરમાણુ રૂપકા, નહી કલ્પાંતે નાશ;
બ્રહ્મ સરીખી બ્રહ્મમેં, સદા કરી રહે બાસ. ૭
જબ ઇચ્છા જગદીશકા, જક્ત કરનકી હોય;
તબ પરમાંણુ મેલાયકે રચત જકતકુ સોય, ૮
કોયક જ્ઞાની બ્રહ્મ કું કરના મનન નાય;
માયાકુ ભ્રાન્તિ કહે, ભયો બ્રહ્મ કે માય, ૯
રૂપો ભાસત છીપમેં, સાપ જેવરી ઠામ;
વીપરીત દેખે વસ્તુમેં, ભ્રાન્તિ તાકો નામ. ૧૦
જેસી જેસા જેવરી, લંબી ટેડી હોય,
તેસી તેસી સાપકી, લહે આકૃતી સોય: ૧૧
આતો બ્રહ્મઅરૂપહે, જયાકો નહ આકાર,
તો ભ્રાન્તિસે જકતકો, દરસે કયું આકાર; ૧૨
પુની આકારી જકતમેં, જીવ ઇશ દો જાત,
ઇશ અજન્માય કહે, જીવકી અગણીત ભાત. ૧૩

સ્થાવર જંગમ જાતીકી, ખાંની કહીએ ચાર.
એકે એક સો ખાનીમેં, જાતિ ભેદ અપાર; ૧૪
ન્યારી ન્યારી સીકલ હે, ન્યારે રચે સ્વભાવ,
ન્યારા ન્યારા ગુન રહ્યા, એ કોઇ અજબ પ્રભાવ; ૧૫
કેતેક દેખે રેનમેં, દીનમેં દેખે કોય,
કેતેક દીન અરૂ રેનમેં, દેખે દ્રગસે સોંય; ૧૬
કેતેક જલમેં રહી સકે, કેતે સ્થલકે માંય,
કેતેક જલ થલ દોયમેં બીચરત દેખ્ય ત્યાંય; ૧૭
શિલ્પ રચ્યા તુરી દેહમેં, દેખો સુરત લભાય,
એસી જગ કરતાર બીન, કોઇસે રચી ન જાય; ૧૮
અગાધ કૌશલ દેખકે, બુદ્ધિ ગઇ હેરાય,
ભ્રાંતિ માની જગતકુ, ગયે લોક ભરમાય; ૧૯
આપ બ્રહ્મ મુખસે બકે, કથે શુન્ય સમ જ્ઞાન,
બ્રહ્મ અકરતા કહી કહી, કીયો બડ઼ાત અપમાન; ૨૦
માયા સુ કાયા ભઇ એક સુક્ષ્મ એક સ્થુલ,
ખોજત જાવે તાહીકું, હાથ ન આવે મુલ; ૨૧
જેસી નભકી શ્યામતા, જોઇ કોઇ પકર ન જાય,
કોટી કલ્પ ત્યુ શોધતે, દુરહી દુર દેખાય. ૨૨
મૃગતૃષ્ણા જળ દેખીએ, જેસા સાગર પુર,
પ્યાસા દોડે પીવનકુ દેખે દુરકો દુર; ૨૩
પરછાયા પરભાતકા, લંબા બડા દીખાય,
જયું જયું રવી આતા ગયા, ત્યું ત્યું ઘટતા જાય; ૨૪
સુરજ આયા શીશ પર, છાયા ગઈ સમાય,
ત્યુ જીવ પાવે બ્રહ્મકો, માયા નહી રહાય. ૨૫

# વિવિધ વિષય.

## દોહરા.

આગળ સૌથી આંખ્ય છે, પાછળ રહે છે કાન,
માટે દીઠુ આંખથી, તે તું સાચું માન: ૧
ક્ષમા તથા સંતોષ એ, બે ગુણ જામે હોય,
છોટમ આ સંસારમાં, સદા સુખી રહે સોય; ૨
ક્રોધ ઓર તૃષ્ણા બહુ, એ દો ગુણ જો હોય,
છોટમ આ સંસારમેં, દુખીઆ રહેવે સોય; ૩
એક સત્ય દુજી દયા, જો જનમેં ના હોય,
નિશ્ચે નર આકારકા, રાક્ષસ કહીએ સોય; ૪
દુર વ્યસની ઓર દુરગુણી, સજ્જનકુ દે ત્રાસ,
તાકુ દુરજન જાનીએ, કેવળ અધકો કોશ. ૫

## સ્વમત અભીમાન.

નીજ મતનીકો સબ કહે, કરે ઓરસુ વાદ,
કાગ કહે નહી કોકિલા, તેરો સુંદીર નાદ; ૧
ઉલુક સરાહત રેનકુ, ચકવા કહે ભલ ભોર,
જે અનુકુલ હે જાહીકુ, તહાં તહાં તાકોતોર; ૨
નર ચહત નગરી ભલી, વાનર વનકુ જાય,
જ્યાં જ્યાં જાકી યોગ્યતા. તાંહાં તહા તાકો મન જાય;૩
વષ્ટ ભોગી હે મક્ષીકા, ચંદન પાસ ન જાય,
ત્યુ વિષયિ તજી જ્ઞાનકું, ગીત જારકે ગાય; ૪
ઈશ્વર રચીત પદાર્થ કે, તનુ ધર સકળ અયાન
અહં બ્રહ્મ મુખસે બકે, કયે હોય બ્રહ્મ સમાન; ૫

ગર્વ ધરે ધનવંતકો, જબ હોય ધન પાસ,
જબહી ધન જાતા રહ્યા, બને ઓરકા દાસ; ૬
ત્યુ વિદ્યા બલ પાયકે, કથે બ્રહ્મકો જ્ઞાન,
ચિત્ત ભ્રમરેણી જો ભયા તોહે પશુ સમાન. ૭

## આત્મસાર.

વસ્તુ સંગ્રહ સ્વાર્થતા, દાન ભોગ શ્રૃંગાર,
પંચ ગુણ એ રાજસી, નીરગુણ આત્માસાર; ૮
દયા ધર્મ શ્રદ્ધા વળી, તપને ભક્તિ ઉદાર,
પંચ ગુણ સાત્વિક તણા, નીરગુણ આત્માસાર; ૯
વિવાદ શોક કલહ વળી, સંધ કુવચન ઉચ્ચાર,
પંચ ગુણ એ તામસી, નીરગુણ આત્માસાર: ૧૦
અસ્થિ માંસ નાડી ત્વચા રોમ સહીત છે જેહ,
પંચ ગુણ પૃથ્વિ તણા, કઠીણ અંશ છે તેહ; ૧૧
લાળ મુત્ર પ્રસ્વેદ, શોણીત શુક્ર સમેત,
જળના કહીએ પચ ગુણ, નરમ અશ તન ખેત; ૧૨
ક્ષુધા તૃશા ઉદવેગતા, નિદ્રા આલસ હોય,
પંચે ગુણ પાવક તણા, ઉષ્ણ અંશથી જોય; ૧૩
ધાવન ચલન વલન વળી, સંકોચનના પ્રસાર,
એ પાંચે ગુણ પવનના, ચંચળ અંશ ઉધાર; ૧૪
રાગ દ્વેશ લજ્જા વળી, મોહ પૈશુનતા જેહ,
પાંચે ગુણ આકાશના વ્યાપક સઘળે તેહ; ૧૫
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરીયા ઉન્મુનિ હોય,
પાંચે ગુણ એ શબ્દના; નીરગુણ આત્મા જોય; ૧૬

પ્રાણ અપાન સમાન વળી, વ્યાન તથા ઉદાન,
એ પાંચે ગુણ સ્પર્શના, નીરગુણ આત્મજ્ઞાન; ૧૭
સંશય નિશ્ચય અહંતા, શુભને અશુભ વીચાર
એ પાંચે ગુણ રૂપના, આત્મા અગુણ અપાર; ૧૮
ક્ષુધા તૃષા સ્વાદિષ્ટતા, વળી આચાર વિચાર,
એ પાંચે ગુણ રસ તણા, નીરગુણ આત્માસાર; ૧૯
જન્મ મરણને જશ અજશ, અદ્રષ્ટ ફળની આશ,
એ પાંચે ગુણ ગંધના, આત્મા છે અવીનાશ; ૨૦
જાણપણું સુખ દુખ વળી, હરખ વિષાદ સમેત,
પાંચે ગુણ એ શ્રોત્રના, આત્મા શુદ્ધ અચેત; ૨૧
વ્યથા શીતને ઉષ્ણતા, કોમળ કઠીણ જણાય,
ત્વચા તણા એ પંચગુણ, નીરગુણ આત્મારાય; ૨૨
શ્વેત પીતને હરીતતા શ્યામ અરૂણ એ રંગ,
પાંચે ગુણ છે નેત્રના, નીરગુણ આપ અસંગ; ૨૩
મધુર આમ્લ કટુ તિક્તતા, લાગે ક્ષાર કશાય,
પાંચે ગુણ એ જીભના, નીરગુણ આત્મા સહાય; ૨૪
પુરક કુંભક રેચકા, ગ્રહે કુગંધ સુગંધ,
એ પાંચે ગુણ ઘ્રાણના આત્મા અગુણ અબંધ. ૨૫
પરા પશ્યંતી મધ્યમા, વૈખરી માત્રા રૂપ,
પાંચે ગુણ વાચા તણા, આત્મા અગુણ અનુપ ૨૬
આપે લે ઝાલી રહે, વળી વહુરે હેહ,
વીવીધ કરમ જેથી કરે, હાથ તણા ગુણ એહ; ૨૭
ગમન આગમન સ્થિરતા, આશન શયન વિશેખ,
પાગ તણા એ પાંચ ગુણ, નીરગુણ આત્મા એહ; ૨૮

રતિ ઉત્થાન મનાનતા, ક્રીડા મુત્ર વીસર્ગ,
શિશ્નના પંચગુણ, જાણીએ નીરગુણ આત્મા વર્ગ; ૨૯
શુચી અશુચી વીશ્રાંત મલ, ધારે કરે વીસર્જ,
એ પાંચે ગુણ વાયુના, આત્મા અમલ અસર્જ; ૩૦
હર્ષ શોક નીસ્પૃહ વળી, નીષ્ફળ ધૈર્ય સમેત,
પંચે ગુણ અંતઃકરણના, આત્મા શુદ્ધ સચેત; ૩૧
સંકલ્પ વિકલ્પ મુરછા, જાગ્રત મનમથ હોય,
પંચે ગુણ એ મન તણા, આત્માના નહી કોય; ૩૨
વિવેક શાંતિ વૈરાગ્યતા, ક્ષમા તથા સંતોષ,
એ પાંચે ગુણ બુદ્ધિના, આત્મા સદા અદોશ; ૩૩
સ્મૃતિ ચિન્તા નીવૃતી ચીંતવન નીંદ્રા હોય,
પાંચે ગુણ એ ચિત્તના, નીરગુણ આત્મા સોય; ૩૪



## પરચુરણ ચોપાઇ.

હરિ નામ કહે કોટિકવાર, એકજ અક્ષર વેદ ઉચ્ચાર,
એક બ્રહ્મ અક્ષર છે વેદ, તેનો જાણે મહા ગુરૂ ભેદ; ૧
આદિ વેદ છે જે ૐકાર, તે તો સુક્ષ્મ વેદ નીરધાર,
તેને પ્રણવ પ્રણવ સૌ કહે છે, મંત્ર આદે મુનિ ઉચરે છે;૨
સોહમરશ્મિ રહે વૃત્તિ અખંડ, થાય મુક્ત છુટે જ્યારે પિણ્ડ,
પ્રણવ ધનુષને આત્મા બાણ, સનમુખ લક્ષ બ્રહ્મ નિરબાણ;૩
એક ચિત્તે કરી જો વેધાય, તદાકાર બ્રહ્મમાં થાય. ૪

### દોહા.

ૐકાર ધનુષ આત્મા શર, શર તે ખેંચે સોય,
લાંગે લક્ષ નિશાનમાં, લીન પરમપદ હોય; ૧
લક્ષ સર્વગત જાણીએ, અહંતીર સૌ શીર,
વેધનારો વ્યાપક બધો, વેંધે કોયક વીર; ૨

## બત્રીસ લક્ષણ વિશે.

### છપ્પો.

સિંહ તણો ગુણ એક, એક બગલાનો કહીએ,
કુરકુટના ગુણ ચાર, પાંચ વાયસના ગ્રહીએ;
સારા ખટગુણ શ્વાન, ત્રણ ગરધભના તેવા,
એક હસ્તિ એક હંસ, ત્રણ ભમરાના લેવા,
ત્રણ ગુણ છે મોરના, એમ ચારૂ કે ચાર છે;
કહે છોટમ લક્ષણ લહો, બત્રીસ એજ પ્રકાર છે. ૧
સાહસ સિંહ સ્વભાવ, કામ આરંભે કરવા,
શુરવીર મહા ધીર, મદ ગ્નરના મદ હરવા

પાછો હઠતો જાય, ચાર આગલા ચપેટે,
કુંજર કેરાં જુથ, ઝંઠપથી ઘણાં ઝપેટે;
ભુખ્યો હોય ભોજન વિના, પણ જીવ હણે નહિં જળ તણા;
કહે છોટમ એના આહારમાં, અન્ય જીવ જીવે ઘણા. ૨
બગલો કરે વિચાર, છેક જળ કાંઠે છેલે;
આવે ચાલ્યો આહાર, સર્વ ઇંદ્રિ સંકેલે;
સાધી લેવા દાવ, સિદ્ધ થઈ બેસે સારો;
જાણ્યુ ન પડે જેમ, ચપટ પકડી લે ચારો,
એમ અર્થ નીજ સાધવા, જે જન ધીરજ મનમાં ધરે;
કહે છોટમ વગર પ્રયાસથી, કામ સિદ્ધ પોતે કરે. ૩
રેણ પાછલી હોય, કુકડો નિદ્રા ત્યાગે,
સંભળાવે કરી સોર, જન ઉંઘેલા જાગે;
જુધે જણવે જોય, તોય સંપી રેહે સંગે,
પુરો પાડે કામ, રમે રામા સુરંગે,
પોતાના પ્રાક્રમ વડે, પોખે સહુ પરીવારને;
કહે છોટમ કુરકુટ તણા, લહીએ લક્ષણ ચારને. ૪
નાત જાતમાં કાગ, સંગ રાખે છે સારો;
ચંચળ ચોફેર ચિત્ત, ચરે ભળે થઇ ચારો,
અગમ વિચારે એજ, મેઘ જોઈ બાંધે માળો;
છાંનુ મૈથુન કરે, ચોરનો વરતે ચાળો,
સારી નરતી વારતા, તે વાણીમાં જણવે વળી;
કહે છોટમ પિતૃ દેવનો, ભાગ કાગ પામે બળી. ૫
અલ્પ આહાર સંતોષ, ઉંઘ ચંચળ છે એને,
દુઃખે નહિં દીલગીર, સબળ સબળ શુરાતન જેને;

હર ઘડીએ હુંશીયાર, ચોરનો સંચળ જાણે,
બડે મહા ભટ સંગ, કોયનો ભય ના આણે,
રતુવના રામા તણો એ શ્વાન સંગ કરતો નથી;
કહે છોટમ શરમા તણા, લક્ષણુ એવા કહ્યા કથી. ૬.

કરી આપ ઉદ્યોગ, પેટ પોતાનું પોખે,
વહે ધણીનો ભાર, સદા રહે છે સંતોખે,
સુખીઓ રહે સ્વભાવ, ત્રણુ કાળ પણુ તેવો,
આઠ પહોર આનંદ, ધરે એવોને એવો,
રાગ દ્વેષ રાખે નહિ, હરખ ગ્રાંઝે હણુ હણે;
કહે છોટમ હીંમત વળી, એ લક્ષણુ ગરધભણે. ૭.

હસ્તિ બળીયો કોય, રહે અંકુશ વશ કેવો,
ઇશ્વરનો ભય એમ, જન જાણે તે જેવો,
જેના ગુણુ ગંભીર, ધીર નર રૂડી ધારે,
મળે ઉચ્ચ અધીકાર, દીપતો રાજ દ્વારે,
મોટા ગુણુથી મનુષ્યને, મોટો ઠામ મળે સહી;
કહે છોટમ હસ્તિ તણાં, ગુણુ રાખે જે ગ્રહી. ૮

પાણીમાંથી હંસ, દુધ પીવે જેવો,
નરને તજી અસાર, સાર ગુણુ સહુનો લેવો,
તેનું નામ ચતુર, દુર દુરગુણુ કાઢે,
સારાં પોતે શીળ, સજી સહુને દેખાડે,
પવિત્ર ગુણુથી પરઠીયું, તે વાહન બ્રમ્હ તણું,
કહે છોટમ આ જગતમા, એ ગુણુથી મહતા પણું. ૯.

સારો દેઃયસુવાસ, પાસ ભમરો રહે પ્રીતે,
કુછીત કટુ કુવાસ, તજે તે રૂડી રીતે,

ફરે પુલથી ફરક, અધર આપે રહે અળગો,
ઠામ બગડે નહિ, વલુધી નવ રહે વળગ્યો,
ભાવી કરત ભોગ, ભલો ડંખ દેઇ દુઃખના કરે;
ગુણ ગ્રાહક છોટમ કહે, છે ભમરો સહુથી સરે. ૧૦
ઉચો કરે નિવાસ, મધુર બોલે મુખ વાણી,
મેઘ તણો છે મિત્ર, જગત સુખ દાયક જાણી,
ધણો ધાવતી સર્પ, મચરડી તેને મારે,
મુખથી રાગ મલાર, ત્રણ માત્રા ઉચારે,
કળાવંત જોઇ કામની, રૂપ જોઇ રાજી રહે;
કહે છોટમ એ મોરનાં, લક્ષણ ગુણવંતા લહે. ૧૧
પીહુ પીહુ પોકાર વદે આનંદે વાણી,
ગ્રહે ગગનથી બુંદ, જલદ જગજીવન જાણી,
ઉચો ધરે ઉમેદ, સુરત સુરિજનમાં રાખે,
ભર્યું ભોમીએ નીર, ચાંચથી તે નવ ચાખે,
એમ એક કરતારને, ભાવ ભક્તિ રાખી ભજે;
ગલિન વિચાર માયા તણા, છોટમ તે ચાત્રુક તજે. ૧૨

## અર્થ મનુષ્ય ધર્મ લખ્યો છે.

### દોહા.

શ્રુતિ સ્મૃતિ સજ્જન, તણો ઉતમ જે આચાર,
મનને પ્રિયએ ધર્મના, લક્ષણ કહીએ ચાર. ૧
ભોજન દેખી મન વિષે, ઉપજે હરખ અપાર,
નિન્દા કાંઈ કર્યા વિના, સુખે કરવો અહાર. ૨
અતિ ભોજન કરવું નહિ જમવું ત્રણે કાળ,
અતિ આહાર કરનારને, લોક વદે છે આળ ૩

આયુષની હાની કરે, ઉપજે રોગ વિકાર,
સ્વર્ગ પુણ્ય પામે નહિ, જે કરશે અતિ આહાર. ૪
વિવાહ એ નારી તણો, છે વેદીક સંસ્કાર,
ગુરૂકુળ વાસ સમાન છે, પતિ સેવા નીરધાર. ૫
ગૃહ કારજ કરવું સદા, અગ્નિ હોત્ર સમેહ,
સત્ય વડે સ્વર્ગ વસે, તેમાં નહિ સંદેહ. ૬
ચરણ સ્પર્શ ગુરૂના કરી, પછી જોડીએ હાથ,
વળતી પદ રજ લઇને, લગાવીએ શિર સાથ. ૭
રથના ઘોડા સારથી, રાખે નીજવશ જેમ,
ઇંદ્રિના ગુણ વિષયથી, રોકી રાખે તેમ. ૮
શ્રોત્ર ત્વચા દગ જીભને, નાક પંચમુ જેહ,
જ્ઞાન ઇંદ્રિએ પાંચ છે, તનમાં ઉત્તમ તેહ; ૯
હાથ ચરણ મુખને વળી, ગુદ ઉપસ્થ કહેવાય,
પાંચે ઇંદ્રિ કર્મની, કર્મ કરાવે કાય. ૧૦
મન કહીએ અગીયારમું, ગુણથી ઉભય ગણાય;
તેને જીતે જતનથી, તો સઘળી જીતાય. ૧૧
ઇંદ્રિયો તણા પ્રસંગથી, દોષવંત જીવ થાય,
જો તેનો નિગ્રહ કરે, તોજ સિદ્ધ થઇ જાય. ૧૨
ઇચ્છિત વસ્તુ જો મળે, તોહે તૃપ્તિ ન હોય,
જ્યમ અગ્નિમાં ઘૃત પડે, ત્યમ ત્યમ વાધે સોય. ૧૩
ઇચ્છિત સર્વ પદાર્થની, પ્રાપ્તિ જેને થાય,
તેમાંથી ત્યાગી રહે, તે મોટો કહેવાય. ૧૪
વિષયોની સેવા તજે, ખરો ત્યાગ ના થાય,
ત્યાગ થાય છે જ્ઞાનથી, તેજ ખરો કહેવાય. ૧૫

વેદ અધ્યન દાન તપ, યજ્ઞ નિયમ વ્રત જેહ,
સ્વભાવ જેનો દુષ્ટ છે, સિદ્ધિ ન પામે તેહ. ૧૬
ભોગ થકી હરખે નહિં, હાનિથી નહિ શોક,
તેજ જીતેન્દ્રિય જાણવો, પામે સુખ પરલોક. ૧૭
સર્વ ઇંદ્રિયો માંહથી, એક ચલિત જો થાય,
એકજ છિદ્રે નીર જ્યમ, પખાલનું વહી જાય ૧૮
મન સમેત સહુ ઇંદ્રિયો, ઉપાયથી વશ થાય,
કષ્ટ ન પડે શરીરને, સાધન કરે સદાય. ૧૯
વણ પુછે કહેવી નહિ, કોઇને કશીએ વાત,
કે પુછે અન્યાયથી, તોય ન કહેવી તાત. ૨૦
જાણ થકા પણ જડ સમા, થઇ વરતે ધીમંત,
એવા જન આ લોકમાં, મોટા હોય મહંત. ૨૧
મોટા જે આસન કરે, સજ્યા પર હોય,
તે ઠામે ન બેસવું કનીષ્ટ જનને કોય, ૨૨
આપણ જો બેઠા હઇએ, સેજયા આસન ઠામ
મોટા જન આવે તાંહ, કરીએ ઉઠી પ્રણામ. ૨૩
શ્રેષ્ઠ જનોની વંદના, રહે કરતા રહે જે કોય
આયુષ વિદ્યા બુદ્ધિ યશ, બળની વૃદ્ધિ હોય. ૨૪
કુશળ વિપ્રને પુછીએ, ક્ષત્રિય અનામય તેમ
ક્ષેમ પુછીએ વૈસ્યને. આરોગ્ય શુદ્રને જેમ ૨૫
મામો કાકો સાસરો, ગુરૂ પુરોહિત સાથ
નાનો વયના હોય પણ, નમીએ જોડી હાથ. ૨૬
મામી માશી કે વળી, સાસુ કે ફોઇ હોય
ગુરૂપત્ની જેવાં ગણી, સેવ્ય જાણીએ સોય. ૨૭

મોટા ભાઈની ભારજા, હો સુપરણી સાર,
ચરણ સ્પર્શ કરી તેહના, નમીએ કરી જુવ્હાર. ૨૮
માશીને કે ફોઇને વળી, મોટી જે બેન,
માતા સરખી માનવી પણ માતા સૌથી એન. ૨૯
દ્રવ્ય બંધુ વય કર્મને, પંચમી વિદ્યા જેહ,
બેસે પાંચે સ્થાનક માન્યનાં, એકથી એક વિશેષ ૩૦
બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્યને, શુદ્ર જાતિ જો હોય,
વિદ્યા ગુણને વય અધીક, માન યોગ્ય છે સોય. ૩૧

છંદ ગીતી.

બ્રહ્મચારી કે નારી, અથવા માથે ભાર હોય જેને,
રાજા કે વરરાજા, માર્ગ આપીએ માર્ગે જતાં તેને ૩૨

દોહા.

વિદ્યા ગુરૂથી દશ ઘણો ધર્મ ગુરૂ પરમાણ,
ધર્મ ગુરૂથી સો ઘણો, પિતા ગુરૂ છે જાણ ૩૩
પિતા ગુરૂથી સહસ્ર ઘણી, માતા ગુરૂ છે વીર,
જેણે દુઃખ વેઠયું ઘણું, રાખ્યું તુજ શરીર. ૩૪
વિદ્યાનો ને ધર્મનો બોધ કરે જન જેહ,
નાની વય હોય આપથી, પિતા ગુરૂ સમ તેહ. ૩૫

છપ્પો.

પુત્ર અંગીરા તણો, વેદ વિદ્યામાં પાકો,
ભણતો તેની પાસ, વેદ વળી તેનો કાકો,
કાકાને કહી પુત્ર, પછી બોલાવ્યો એણે,
સભાસદોની પાસ, જઇ સંભળાવ્યું તેણે;

સભાસદો કહે છે ખરૂ, એ તો સાચી વાત છે,
મંત્ર તણો દાતા ગુરૂ નાનો હોય પણ તાત છે. ૧
અજ્ઞાની તે બાળ વૃદ્ધ, તે જ્ઞાની કહીએ.
જે આપે છે મંત્ર, પિતા સમ તેને લહીએ;
ઉંમર મોટી હોય કેશ વળી હોયે પળીઆં,
દ્રવ્ય બધુ બહુ હોય, વળી હોય જાતે બળીઆ;
તે સર્વે મોટા નહિ, એમ કહે મુનીયો સહુ,
પણ ભણ્યા હોય વિદ્યા ઘણી, તે સહુથી મોટા બહુ;

## દોહા.

કેશ પળેલા જોઇને, વૃદ્ધ થયો ના માન્ય.
વૃદ્ધ તેહને માનીએ, દે વિદ્યાનું દાન. ૧
હિંસા ના હોય જીવની, સૌનું ના હોય કલ્યાણ,
એવી આજ્ઞા આપવી, વદી મધુરી વાણ ૨
શુદ્ધ હો જેની સદા, મનને બીજી વાંણ,
ફળ પામે વેદાંતનું એ નિશ્ચય કરીજાણ. ૩
મર્મ વચન કહેવું નહિ જો હોય દુઃખ દેનાર,
દ્રોહ કર્મમાં બુદ્ધિને, જાતી હોય તે વારય. ૪
જેથી કોયે જીવનું મન ઉદ્વિગ્ન હોય,
એવુ વચન ન બોલવું, ધર્મવંત નર સોય. ૫
બ્રાહ્મણે તો જાણવું, વિષ જેવું સનમાન;
અમ્રત જેવું જાણવું, કોય કરે અપમાન ૬
વિદ્યાના અરથી સહુ, કરે સકલ સુખ ત્યાગ;
બ્રહ્મચર્ય ધારી રહે, ગુરૂ સાથે અનુરાગ. ૭

ત્યાગ કરે મધુમાંસનો, ગધ ન લેપે અંગ;
હાર ન પેરે પુષ્પનો, તજે નારીનો સંગ. ૮
ખટરસ પણ ખાવા નહી, મરદન ન કરે દેહ;
અંગ અંજન પણ આંજે નહી, તજે વિષય સુખ તેહ. ૯
છત્ર ઉપાન તજે વળી, કામ ક્રોધ મદ લોભ;
ક્ષુદ્ર વચન બોલે નહી; કરે ન કોઈને ક્ષોભ. ૧૦
ગીત નૃત્ય વાજીંત્રને, જુગાર ઝગડો જેહ;
દોષ ન દેવો કોઇને, નારી ન નીરખે તેહ. ૧૧
અંગ વસ્ત્ર ઓઢી ફરે, કાઢી જમણો હાથ;
તન મન વચન પવિત્રતા, કલહ નહી કોઇ સાથ ૧૨
ગુરૂ સનમુખ બેસે જઇ, જોડીને બે હાથ;
ગુરૂ આજ્ઞા વશ થઇ ફરે, સદા ગુરૂની સાથ. ૧૩

## છપો.

ગુરૂ જેવાં વસ્ત્ર, આપે અંગે ન ધરવાં;
ગુરૂના સરખાં અન્ન, આપ ભોજન નવ કરવાં;
ગુરૂના સરખો ઠાઠ, શિષ્ય ન કરે કદાપી,
પાળે નહિ મુરજાદ, શિષ્ય તે થાએ પાપી,
ગુરૂ જાગે રેહે જાગતો, ગુરૂ સુતા પાછળ સુવે.
વળી અળગો જઇ આસન કરે; જે ગુરૂ નજરેથી ન જુવે. ૧

## દોહા.

ગુરૂ આગળ ન બેસવું, કરીને લાંબા પગ;
ટેકી દઇ ન બેસવુ, કરવી ચપળતા ત્યાગ. ૧

ગુરૂની નિન્દા કોઈ જો, કરતા હોય હેવાન;
જાતા રહીએ ત્યાં થકી, દાબીને બે કાન. ૨
ગુરૂની પુજા દુરથી, કદી ન કરવી કોય;
કોય પાસે ન કરાવવી, ધર્મ શીષ્યનો સોય. ૩
દસે પ્રકારના છે ગુરૂ, ઉપાધ્યાયની આધ;
શ્રેષ્ટ જાણીને પાળવી, સરવેની મુરજાદ ૪
કરતા હોય જેટલા, સત્ય ધર્મ ઉપદેશ;
હિત કહેનારા માત્રને, ગણવા ગુરૂ વીશેશ. ૫
હોશવંત નરને કરે, સ્રી સ્વભાવ એ રીત;
સાવધાન રહી તેહની, પંડિત ન કરે પ્રીત. ૬
કામ ક્રોધને વશ સદા, મુરખ પંડિત થાય;
ખોટે મારગ તેહને, નારી તુર્ત લેઇ જાય. ૭
ભગિની કે માતા સુતા, હોય જયાંહાં એકાંત;
સુવું નહિ એક આસને, જાણી ઇંદ્રી બળવંત. ૮
નિત્ય ભોમીને ખોદતાં, જળ ઉપજે છે જેમ;
સેવા કરતાં ગુરૂ તણી, વિદ્યા આવે તેમ. ૯
કરતા હોય શુભ વારતા, નારી અથવા બાળ;
ગ્રહણ કરી લેવી સહી, સુજાણને તતકાળ. ૧૦
વિરૂદ્ધના હોય શાસ્રથી, એવાં જે જે કર્મ;
મન પ્રસન્ન રહે પુર્ષનું, તેજ સાધવો ધર્મ, ૧૧
કોય ધર્મને અર્થમાં, માને છે કલ્યાણ;
કોય અર્થને કામમાં, માંને શ્રેય સુજાણ. ૧૨
કોયક કેવળ ધર્મને, શ્રેય ગણે નીરધાર;
પણ ધર્મ અર્થને કામએ, ત્રણ્યે શ્રેયનાં દ્વાર. ૧૩

જેષ્ટભ્રાત ગુરૂને પિતા, ગણુવા સર્વ સમાન;
દુઃખ સમે પણ તે હજુ, કરવુ નહી અપમાન. ૧૪

જન્મ સમે માત પીતા, સહન કરે છે કલેશ;
તે ત્રણુસો વરસો લગી, સેવ્યે ન ટળે લેશ. ૧૫

તે માટે માબાપને, જાણી દેવ સમાન;
ભક્તિ કરવી ભાવથી, કરવું નહી અપમાંન. ૧૬

માત પિતા આચાર્યને, પ્રસન્ન રાખે જેહ;
પુરણ તપ હોય તેહના, એમાં નહી સંદેહ. ૧૭

સેવા એ ત્રણે તણી, એજ પરમ તપ માન્ય;
ત્રણેની આજ્ઞા વીના, ધર્મ ન કરવો આન્ય ૧૮

ત્રણ અગ્નિ ને લોક ત્રય, ત્રય આશ્રમ ત્રય વેદ;
એજ ત્રણને જાણવાં, એ વેદોનો ભેદ. ૧૯

ત્રણેના આદર થકી, સકળ ધર્મ ફળ થાય;
કરે અનાદર ત્રણનો, સકળ ધર્મ ફળ જાય. ૨૦

જયાં લગી હોય જગતમાં, માત તાત ગુરૂ રાય;
ત્યાં લગી હિત કરતો રહે, સઘળી સિદ્ધિ થાય. ૨૧

સારી વીદ્યા જો કદી, હોય નીચની પાસ;
શ્રધાથી લેવી સહી, રાખી મન વિશ્વાસ. ૨૨

પરમ ધર્મ ચાંડાલની, જાત પાસે હોય;
શીખી લેવો સર્વથા, શકા ન કરવી કોય. ૨૩

નારી રૂપી રત્ન જો, દુષ્ટ તણે કુળ હોય;
તે લેવી સુખે કરી, મનુ વચનથી સોય. ૨૪

## છપ્પો.

વિષમાં અમૃત હોય, તોય તે સુખે લેવું;
લેવું બાળક થકી, હોય સુભાષણ તેવું;
સારાં આચરણ સર્વ, શત્રુથી શીખી લેવા;
શિલ્પ કળાઓ સાર, સર્વથી શીખો તેવા;
વળી કંચન હોય કુઠાંમમાં, તોયે તે લેવું સહી;
એમ સકળ ગુણ શીખવા, પણ મૂઢ થઇ રહેવું નહી. ૧

## દોહા.

નારી રત્ન વિદ્યા ધરમ, સુવચન સત્ય આચાર;
જયાં હોય ત્યાંથી શીખવી, સર્વ કળાઓ સાર. ૧
ચાહાય સદા કલ્યાણ જે, પિતા ભ્રાત પિતા જેહ;
અથવા દેવર હોય પણ, પુજે નારી તેહ. ૨
વસ્ત્ર ભૂશણ આદ્યથી, યુવતી રહે પ્રસન્ન;
દેવ રમે તે ઘર વીશે, સુખીયા રહે સૌ જન. ૩
શોક કરી નારી સદા, જો મુકે નીશ્વાસ;
તેના કુળનો થાય છે, ઝટપટ કરીને નાશ. ૪
સુખની જઠ સંતોષ છે, તૃષ્ણા દુખની ખાણ;
માટે ઇન્દ્ર વશ કરી, રાખે તેડુ સુજાણ. ૫
શબ્દ સ્પર્શને રૂપરસ, ગંધ સહીત છે જેડુ;
તેની આસક્તિ તજે, ઉત્તમ નર છે એહ. ૬
બુદ્ધિ વધારે હિત કરે, ધનની પ્રાપ્તિ હોય;
અવલોકન એ શાસ્ત્રનું, કરે નિરંતર સોય. ૭
જેવાં જેવાં શાસ્ત્રને, જોતો રહે સદાય;

વિશેષ જાણપણું વધે, રૂચિ જ્ઞાનની થાય. ૮
સધન ગ્રહસ્થના ઘર વીશે, જો હોય સઘળાં સુખ;
જીરણ વસ્ત્ર ન પેરવા, વળી ન સહેવી ભુખ. ૯

છપ્પો.

નિત્ય વેદ અભ્યાસ, રહે તતપર હિતકામે;
પહેરે ઉજવળ વસ્ત્ર, મલીનતા સઘળી વામે;
પવિત્ર રાખે દેહ, ગેહ વળી સ્વચ્છ સુધારી,
દાઢી નખ શીર કેશ, ફરે નહી સઘળા વધારી;
વળી વિદ્યાના અભ્યાસમાં, સદાય મન લાગ્યું રહે;
વશ રાખે ગણ ઇન્દ્રિના, સ્નાતક દ્વિજ તેને કહે. ૧
રાત પાછલી હોય, પોહોર તે વેળા જાગે;
ધર્મ અર્થનાં કામ, ચિન્તવન કરવા લાગે;
ધર્મ અર્થનુ મુળ, લ્યો કલેશ રૂપી છે કાયા;
તેનું ચીંતવન કરી, જતન કરી રાખે ડાહ્યા;
વળી પરમ તત્વ જે વેદનું, તેનુ પણ ચિન્તવન કરે;
વળી શૌચ સ્નાન આદેક્રિયા, વળતી કરવા વીચરે. ૨
ભોજન કીધુ હોય તે, પછી સ્નાન ન કરવું;
રોગી હોય શરીર, સ્નાન તેને નાચરવું;
વસ્ત્ર સહીત બહુ વાર, સ્નાનના કરવું કાંઇ;
વળી ન કરવું સ્નાન, ઘણી રાત્રીની માંહી;
વળી હોય અજાણ્યું જળ જયાંહી, ત્યાં સ્નાન કરવું નહી;
મનુ કહે સહુ માનવો, એ સત્ય વચન લેજ્યો ગ્રહી. ૩

દોહા.

વચન બોલવું મનુષ્યને, સત્ય અને પ્રિય હોય;
લાગે અપ્રિય સત્ય જો, વચન કહેવું કોય. ૧

અસત્ય વાણી કોયને, પ્રિય લાગતી હોય;
ધર્મવંતને તેય પણ, કદી ન કહેવું સોય. ૨
હીન અંગકે અધીક છે, વૃદ્ધ કુરૂપે જોય;
નિર્ધન કે વળી નીચની, નિન્દા ન કરવી કોય. ૩
જીતેંદ્રીય રેહેવું સદા, સત્ય આચારે શુદ્ધ;
આળસ છોડી હોમ તપ, કરે સદાય પ્રબુદ્ધ. ૪

છપ્પો.

ઉઠી નિત્ય પ્રભાત, ત્યાગ મળ તનના કરીએ;
શુદ્ધ હાથ પગ કરી, દંત ધાવન આચરીએ;
કરી વીધીથી સ્નાન, ધ્યાન દેવાર્ચન પ્રીતે;
ભોજન કરી સુધર્મ, આચરે રૂડી રીતે;
એ સઘળુ કરવું સદા, દિનના પહેલા ભાગમાં;
ધર્મ અર્થ કામ એ, કરવાં સત્ય વિચારમાં ૧

દોહા

વૃદ્ધ મનુષ્ય કે પુજ્ય જન, આવે આપણે ઘેર;
આસન દેઇ કર જોડીયે, વિનય કરી બહુ પેર. ૧
આચારજ માતા પોતા, બ્રાહ્મણ તપસ્વી ગાય;
મારે જો કોય તેહને, અ ાર પાપી થાય. ૨

ગીતીછંદ.

નાસ્તિક ભાવ ન ધરીએ, દેવ વેદની નિન્દા ન કરીએ;
દંભમાન મદ ત્યાગી, ક્રોધ શત્રુતા આદિપર હરીએ. ૧
કોઇ પર ક્રોધ કરીને, લેઇ લાકડી તાડન ના કરવું;
પુત્ર શિષ્ય ગુણવંતા, કરવા કિંચિત તાડન આચરવુ. ૨

અધર્મ કરનારને, તર્ત તેનું ફળ નથી દેખાતું;
વાવે બીજ પૃથ્વિમાં, કાળે તેનું ફળ દીસે થાતુ. ૩
અધર્મનો કરનારો, તુર્ત દેખીયો સુખીયો દેખાતો;
ધીરો ધીરો વળતો, સમુળમાંથી સઘ રહે જાતો. ૩

સોરઠા.

ઊતમ જે આચાર, સત્ય ધર્મ પવિત્રતા;
રહેવું એજ પ્રકાર, સજ્જનને પ્રોતિ સહીત. ૧
હારા સુતને દાસ, અથવા હોય વિદ્યારથી;
પ્રીત્યે રાખી પાસ, શિક્ષા કરવી સુમાગંની. ૨

દોહા.

વાણી બાહુ ઉદરનો, સંયમ કરવો સાર—;
વાણી સંજમ એજ છે, સત્ય વચન ઉચ્ચાર. ૧
બાહુ બળથી કોઇને, પીડા કશી ન થાય;
એ સંયમ બાહુ તણા, સજ્જન કરે સહાય, ૨
અલ્પ આહાર મળ્યા થકી, રહે મનમાં સંતોશ;
એ સંજમ છે ઊદરનો, રજે ન ઉપજે રોશ. ૩.
વિરૂદ્ધ જો કે ધર્મથી હોય અર્થને કાંમ;
ધર્મ સહીત પણ લોકથી, વિરૂદ્ધ તજો તમાંમ. ૪
હાથ ચરણને નેત્રની, તજી ચપળતા શુદ્ધ;
તજે બુદ્ધિ પરદ્રોહની, કરે ન લોક વિરૂદ્ધ. ૫
સમરથ હોય લેવા, તોય ન લેવું દાન;
દાન લીધેથી થાય છે, બ્રહ્મ તેજની હાન્ય. ૬
કંચન ભુમી ગાય હય, અવસ્ત્ર તિલ તુપ;
મુરખ દાન લે તેહનુ, થઈ જાય ભસ્મ સરૂપ. ૭

વિદ્યા તપથી હીનજો, રાખે પ્રતિગ્રહ ભાવ;
ડુબે લેઇ દાતારને, જ્યમ પત્થરનું નાવ. ૮
બક બેડાળ વ્રત્તિ કરે, હોય નહી વિધાન;
દાતારે દેવું નહી, તે દ્વિજને જળપાન. ૯

છપ્પો.

બેડાળ વત્તિ વ્રત્તિ વિપ્ર, સાંભળો લક્ષણ એનાં;
કરે ધર્મનો ઢુંગ. મન મલીન હોય જેનાં;
નિરદયની દયાં ખોર, ઘાતકી ચોર નઠારા;
જુઠા કરી પ્રપંચ, વળી પર ધન હરનારા;
વળી ધાતુ મારી વૈદનો, વેશ કરી જીવને હણે;
વળી આપ વખાણે આપનું, તુચ્છ સરવ બીજા ગણે. ૧
બગલા જેવા વિપ્ર, સદા નીચુ જોઇ ચાલે;
રહે તાકતો દાવ, પછી કોઈનાં ઘર ઘાલે;
દયા રહીતને દુષ્ટ, નમ્રતા રાખે જુઠી.
સાધુ સમો જણાય, બુદ્ધિ જેની હોય બુઠ્ઠી;
વળી વિરૂદ્ધ ચાલે વેદથી. કામ સરવ નીચાં કરે;
એવી વ્રત્તિ હોય વિપ્રની, તે સરવ નરકે સંચરે. ૨

દોહા.

બક વ્રત્તિ જેની વળી, બેડાળ વ્રત્તિ હોય;
અંધ તા મીસા નરકમાં, પડે કર્મથી સોય. ૧
પીડા ના હોય કોયને, એવી જે જે રીત;
રાખી રહેવી સર્વને, કરવું નહી વિપરીત. ૨
ઊધેઇ ખોળે રાફડો, ધીરે ધીરે જેમ;
ધીરે ધીરે ધર્મનો, સંચય કરવો તેમ. ૩

સુત દારા માતા પીતા, વળી સહોદર હોય;
તે સઘળાં પરલોકમાં, સહાય કરે નહી કોય. ૪
પરલોકે તો એકલો, સહાય કરે છે ધર્મ;
માટે ધર્મજ ધારવો, કરવાં નહી કુકર્મ. ૫
જન્મ ધરે છે એકલો, મરી એકલો જાય;
પાપ પુન્ય જે જે કરે, એકલાંને ફળ થાય. ૬

છપ્પો.

આરંભેલું કામ, ધીર થઇ પુર્ણ કરે છે;
કોમળ રાખી સ્વભાવ, દ્વંદ્વ જે સઘળો સહે છે:
ઇન્દ્રિના ગણુ માત્ર, વીષયથી રોકે કોઇ;
દુરજન કેરો સંગ, તજી રહે અળગો સોઈ;
વળી હીંસાની વ્રત્તિ તજી, દાન તણો દાતાર છે;
એવાજનને સ્વર્ગનાં, સદા ઊઘાડાં દ્વાર છે. ૧

દોહા.

બાળી દાટી દેહને, બાંધવ પાછા જાય;
પરલોકે તો એકલો, ધર્મ કરે છે સહાય. ૧
તારે દુસ્તર નરકથી, એવો ધર્મ ઉદાર.
તજે લોભથી તેહને, તે મતિ મંદ ગમાર. ૨
મન ભટકે સંસારમાં, વેશ સંતનો હોય;
એવા નરને જાણુવા, ચોર બરાબર સોય. ૩
સઘળા અરથોનું સદા, છે વાણીમાં મુળ;
તે વાણી જુઠું વદે, તેજ ચોર સમતુલ. ૪
વધ બંધન કોય જીવને, કરવાનુ ના ચહાય;
હીતકારી હોય સરવનો, તે પુણ્ય આતમા થાય. ૫

દેવ પિત્રિ સંતોષવા, જીવહણે બહુ પેર.
સ્વર્ગ મળે નહી તેહને, જન્મે દેવા વેર. ૬
પરમાસે પોતા તણી, પુષ્ટ કરે જે કોય.
ઘોર નરકમાં તે પડે, પાપે બહુ પીડાય. ૭
તનની શુદ્ધિ જળવડે, મન સત્ય શુદ્ધ થાય;
બ્રહ્મ વિદ્યા તપ વડે, જીવ શુદ્ધ થઇ જાય. ૮
જ્ઞાન થકી બુદ્ધિ તણી, શુદ્ધિ સારી હોય;
માટે જ્ઞાન ગુરૂ થકી, સમજી લેવું સોય. ૯

ગીતીછંદ.

મનમાં પ્રસન્ન રહેવું, ગ્રહક.રજમાં ડાહાપણ હોય તેવું;
નારી એવું ધારી, ઊપજથી વ્યય અધિક ન કરી દેવું; ૧
ગુણ વરજીત હોય સ્વામી, પરસ્ત્રીયગામી કે મુરખ જેવો;
સાધો શ્વેત દેવ, બરાબર જાણીને તેવો.

દોહા.

નારીને કરવુ નહી, યજ્ઞ વ્રત ઉપવાસ;
કેવળ પતિ સેવા થકી, પામે સ્વર્ગ નિવાસ. ૧
જીવનની ને મરણની, કાંય ન કરવી આશ;
ઇશ આજ્ઞા વશ વરતવુ. જે સ્વામીને દાસ. ૨

છપ્પો.

દૃષ્ટિ એજ પવિત્ર, ધરા પર જોઇ પગ ધારે;
વસ્ત્રે ગાળે થાય છે, પવિત્ર પાણી ત્યારે;
વાણી એજ પવિત્ર, સત્ય સઘળુ ઉચ્ચારે.
મનને કરી પવિત્ર, કામ સઘળું આચરવું;
વળી દુષ્ટ વચન કોઇને કહે, સહન કરી રહેવુ સહી;
પણ વેર તથા અપમાન તે, કોઇનું પણ કરવુ નહી. ૧

કરે કોય જો ક્રોધ, તોય આપે ના કરવો;
નીંદયા કરતો હોય, તેહ પર દ્વેશ ન ધરવો;
સપ્ત દ્વારથી વેણુ, નીકળે છે નિત્ય જેવું;
તેણે કરી અસત્ય, કોઇ રીતે ના કહેવુ;
વળી જીતેન્દ્રિય હીંસા રહીત, રાગ દ્વેશ ઘટી જાય છે;
એવો જન આ લોકમાં, યોગ્ય મોક્ષને થાય છે. ૨
દસ લક્ષણનો ધર્મ, સર્વને લેવો ધારી;
પ્રથમ થવુ દ્રઢ ધીર ક્ષમા વળી ધરવી સારી;
મન વૃત્તિ રહે સ્થીર, નામ દમ તેનુ કહીએ;
રહેવુ ઈન્દ્રીજીત, બુદ્ધિ નીર્મળ કરી રહીએ;
વળી ત્યાગ કરે ચોરી તણો, પવિત્રતા રાખે સદા;
ગ્રહી સત્ય બ્રહ્મ વિદ્યા ભણે, ક્રોધ લેશ ન કરે કદા. ૩
દંડ તણા ભય થકી, સહુ જીવ વશમાં રહે છે,
દંડ કરે નહી ભુપ લોક, ઉન્માર્ગે વહે છે,
વળી અદંડ દંડાય, દંડવા જોગ્ય ન દંડે;
બગડે સઘળા લોક, તેમ વરતે પાખંડે;
એમ અનીતિ જોઇને, કોપ પ્રજાનો થાય છે,
એવા રાજાઓ તણો, નાશ સદ્ય થઇ જાય છે. ૪
ત્રઈ વિદ્યા જે વેદ, ભુપને શીખી લેવાં;
શીખે નીતિ દંડ, તર્કના ગ્રંથો તેવા;
બ્રહ્મ વિદ્યા સુખ રૂપ. શીખવી નૃપને સારી.
શિલ્પ ચાતુરી માત્ર, શીખવી બુદ્ધિ ધારી.
વળી ખેતીને પશુ પાળવા ત્રઇ વિદ્યા એહનું નામ છે
વિધ વિધના વ્યાપાર, એ રાજા કેરાં કામ છે. ૫

દોહા.

અહો નિશ ઇન્દ્રિ જીતવા, ભુપ કરે ઉદ્યોગ;
તેવા રાજામાં રહે, વશ્ય સઘળા લોક. ૧
દશ અવગુણ છે કામિમાં, આઠ ક્રોધમાં તેમ;
એ સરવેને ટાળવા, પ્રયત્ન કરવુ એમ. ૨
દુરગુણ સઘળા કામના, ત્યાગ કરે નહિ રાય;
ધર્મ અર્થથી ભુપતે, સઘ નષ્ટ થઇ જાય, ૩
ક્રોધ તણા દુરગુણ થકી, આપે પામે નાશ;
ત્યાગ કરે જો તેહ તો, સઘળે સુખ રાશ. ૪

છપ્પો.

મૃગયાનો અભ્યાસ, શયન જે દિવસે કરવું;
કહેવા પરના દોશ. નારી સેવન આચરવુ.
સુરા પાનને ગમન, નૃત્ય વાજંત્ર બજાવે;
રમે સોગઠાં રોજ, ઘેર ઘેર ભમવુ ભાવે;
એ દશ અવગુણ છે કામમાં, તે તજવા સદા નરેશને;
વ્યસન હોય વિદ્યા તણુ, તે પાળે સઘળા દેશને. ૫
ચાડીની હોય ટેવ, કામ જે સાહસ કરવુ;
ઈરખાને પરદ્રોહ, કપટ સઘળે આચરવુ;
મારે વીન અપરાધ, સહે નહી સદગુણ પરના;
રીસ કરી દે ગાળ, બોલ બાથે જમખરના;
એવા અગુણ ક્રોધમાં, તે તજવા સમજી કરી;
ભય રાખી ભગવંતનો વળી દોષ થકી ચાલે ડરી. ૬

દોહા.

કામ તણુને ક્રોધનુ. મૂળ એક છે લોભ;

ત્યાગ કરે જો તેહનો, તેને ના હોય ક્ષોભ; ૧
સુવા પછી સાથે જવા, ધર્મ મિત્ર છે એક;
બીજા અહીંના અહીં રહે, વાહાલા સઘળા અનેક. ૨
સંગીતને આકારથી, ચેષ્ટા ભાષણ થાય;
મુખ ને નેત્ર વિકારથી, મનની વાત જણાય. ૩
જુઠી સાક્ષી પુરવા, સભાસદોમાં જાય.
હોય નર્કનો તેહને, અંતે પ્રાપ્તિ થાય, ૪
પાપી જાણે પાપને, નથી દેખતુ કોય:
ચૌદ ઇન્દ્રીનાં દેવતા, સઘળુ દેખે સોય. ૫
વળી અંતર માંહે રહ્યો, સાક્ષી આતમા આપ;
તેથી છાનું ક્યાં રહે, ગુપ્ત કરેલુ પાપ. ૬
દુખીયા માણસથી કદી, ભુંડુ ભાષણ થાય;
ક્ષમા કરે જે સાંભળી, તે સ્વર્ગે પુજાય. ૭

છપ્પો. બ્રહ્મ ઉપાસના

અગ્નિ ઉપાસે કોય, કરે છે કોયક જલનું;
અર્ક ઉપાસન કોય, ચન્દ્ર વિદ્યુત વાદલનું;
કોય ઉપાસે પવન, શબ્દને કોયક સાધે;
વિશ્વાનર વપુ કોય, કોય અન્ય દેવ આરાધે.
એમ અનેક ઉપાસના કરી, મરે મિથ્યા મથી;
કહે છોટમ બ્રહ્મ ભજ્યા વિના, કોય મુક્ત થતા નથી. ૧
કોય ધરે ભેખ ત્રાલ, નખ ખુબ વધારે;
કોય વેઠે ભુખ, રહે કરી અલ્પ આહારે:
કોય કરે પય પાન, કુલ ફળ કોયક ખાતા;
કોય તીર્થો માંય રહે અતીશે અથડાતા;

એમ મનના મતમાં હુ, અચેત જન વેહેતાવહે;
મનાતીત છે આત્મા, કહે છોટમ કોય વિરલા લહે. ૨

છપા

ૐ તત્ સત્ સાક્ષાત્, બ્રહ્મ જાણે બ્રહ્મ વાદો;
દરશે દિવ્ય સ્વરૂપા, દસ્ય હોય દેવ અનાદી;
ત્રિપદા ને ૐકાર, દ્વિજાતિ જન જાણે;
તન મન રહો પવિત્ર, જપે જપ નદી કીનારે;
તેવા પુરૂષ વિશ્વમાં, ફાવે ત્યાં સુધી ફરે;
કહે છોટમ મહા મંત્રનો, મહિમા મહા મુનિ ઉચરે. ૫

છંદ—કુંડલીયા.

તારણ ત્રણે લોકનું, ત્રિપદાને ૐકાર;
એક પાદ એક વેદનો, દોહી લીધો નિરધાર;
સહીત વ્યાહુતિ જેજપે, ત્રણ વેદનો પાઠકર્યા જેવું ફળઆપે;
છોટમ સૃષ્ટિતણુ એજ છે, આદિ કારણ ત્રિપદાને ૐકાર ૧
વેદ ભણાયા જો નહિ, કરો ન ચીંતા કાંય;
ફળ તો ત્રણ્યે વેદનું, થાશે ત્રિપદમાંય;
થાશે ત્રિપદમાંય પ્રતિગ્રહ જો નહી કરશે;
પાળી યમને નેમ, જાપ એનો ઉર ધરશે;
છોટમ સમઝી એમ, ડગે નહી પુરૂશો ડાહ્યા;
કરો ન ચીંતા કાંય, જો નહી વેદ ભણાયા. ૨

કુંડલીયા.

પારવતીના પિયરમાં, વાડવ જે વસનાર;
પવિત્ર જાણી, અંબિકા પુરણ કરતી પ્યાર;

પુરણ કરતી પ્યાર, વિવિધિ વિદ્યાઓ આપિ;
સઘળા દેવ સમાન, બનાવ્યા પ્રબળ પ્રતાપી;
છોટમ નાગર સર્વ, ઉપાસક આદ્ય સતીના;
વાડવ જે વસનાર, પોહર જે પારવતીના. ૧
બ્રાહ્મણ ભુલે ભ્રાન્તિયે, ગાયત્રી જપ ધ્યાન;
લેશે પાપી લોકનાં, દોષ ભરેલાં દાન;
દોશ ભરેલાં દાન, ભ્રષ્ટ તે બ્રાહ્મણ થાશે;
જેમ અગ્નિમાં કાષ્ટ, એમ આપે બળી જાશે;
કહે છોટમ સંત કર્મ ધર્મ, સહુ તેનો ડુબે;
ત્રીપદાનુ જપ ધ્યાન, ભ્રાન્તિએ જો કોય ભુલે. ૨



# नागर गुण वर्णन.

## કુંડલીયા.

પારવતીએ પ્રગટ કરી, પાક શાસ્ત્રની રીત;
શીખવી નાગર સુતને, પરથમ પ્રેમ સહીત;
પરથમ પ્રેમ સહીત, બુદ્ધિ નિધિ નાગર બચ્ચા;
સોળ કલા પરવીણ, નહીતર નાગર કચ્ચા;
કહે છોટમ નર માંય, ચતુર તે નાગર કહીએ;
કરવા પાક પ્રચુર શીખવ્યા પારવતીએ. ૧
પાક બનાવે પ્રીતથી, સુપ શાસ્ત્રના જાણ;
ભોગ ધરાવે બ્રહ્મને, પોખે સહુના પ્રાણ;
પોખે સહુના પ્રાણ, બને કંચનગી કાયા;
પર પ્રાશનનો ત્યાગ, કરે તે નાગર જાયા;
કહે છોટમ બલ બુધ્ય, કલાવંતા જે કહાવે;
પાક શાસ્ત્ર પરમાણ, સદા જો પાક બનાવે. ૨
કલમ કલામાં અગ્રણી, ગુણ સાગર ગણાય;
તે નાગર નાત તુજને, પોતે કરી પસાય;
પોતે કરી પસાય, મહત્તર મારૂ જેવુ;
મલશે મોટું માંન, તમોને સઘળે તેવુ;
છોટમ વલી વિશેષ, દેશને રાજવડામાં;
ગણપતિ તુલ્ય ગણાય, નાગરો કલમ કલામાં. ૩

## કુંડલી.

હાટકનાથે હેતથી, આપી શક્તિ ઉદાર;
બુદ્ધિરૂપ બરછી વડે, અરી દલ હણે અપાર;

અરી દલહણે અપાર, મોહ મદ મછર જેવા;
વ્હેમ તણો વિધ્વંશ, કરે નાગર સુત તેવા;
કુંદે છોટમ શુભ શેલ, સુમતિ ગ્રહી રાખે;
આપી શક્તિ ઉદાર, હેત કરી હાટક નાથે. ૪

કડછી બરછી કલમમાં, જલો ભર્યો છે ભેદ;
એમાં સૌ આવી વસી, અરાઢ વિદ્યા વેદ,
વળી ભાષાઓ સારી, શીખે નાગર સુત હોય;
ઊત્તમ અધિકારી, છોટમ કલા સમસ્ત માંહ્ય;
એકે નહી નરસી, નીરમી નાગર કાજ કલમ બરછી ને કરછી. ૫

વિદ્યાના વ્યસની હુતા, આગળ આયો જેમ;
વેદાદિક વિદ્યા સહુ, ભાવે ભણતા તેમ:
ભાવે ભણુતા તેમ, કલા કુશલ કહેવાતા;
અરિ દલ હણે અપાર, અરિ દલ હણે અપાર,
મોહ મદ મછર જેવા, વેમતણો વિધ્વંસ;
કરે નાગર સુત તેવા, કહે છોટમ શુભ શેલ;
સુમતિ ગ્રહી રાખે, આપી શક્તિ ઉદાર હેત કરી હાટક નાથે. ૪

કડછી બરછી કલમમાં, ભલો ભરયો છે ભેદ;
એમાં સહુ આવી વસી, અરાઢ વિદ્યા વેદ;
વળી ભાષાઓ સારી, શીખે નાગર સુત હોય;
ઊત્તમ અધીકારી, છોટમકલા સમસ્ત માંહ્ય.
એકે નહીં નરસી, નીરમી નાગરકાજ કલમ બરછી ને કરછો,૫

વિદ્યાના વ્યસની હુતા, આગળ આયો જેમ;
વેદાદીક વિદ્યા સહુ, ભાવે ભણુતા તેમ;

કલા કુશલ કેહેવાતા, સઘળો કરવા શોધ.
દેશ વિદેશે જાતા, છોટમ સઘળે ઠામ;
ફેલતી શાખા જશની, આગળ આર્ય સમસ્ત હુતા,
વિદ્યાના વ્યસની. ૬

વાધે બહુ વિદ્યા વિના, જરૂર અવિધા જાલ્ય,
અસ્ત થાય જો અર્કનો, થાય નિશા તતકાળ;
થાય નિશા તતકાળ, ચોરનું જોરજ ફાવે;
ભુલે સઘળું ભાન, આંખ્યમાં નિદ્રા આવે;
કહે છોટમ જગમાંય, થાય અંધારૂ બાધે;
અનેક અવગુણ ઘોર, વિના વિદ્યા બહુ વાધે. ૭

વનિતાયો વિદ્યા વિના, ધારી ન શકે ધર્મ;
કુસંગ ક્યાંય મલ્યા થકી, કરે વિગર્હિત કર્મ;
કરે વિગર્હિત કર્મ, માન મુરજાદા મુકે;
શુચિતા સત્ય ને શીલ, ચતુર હોય તે પણ ચુકે.
છોટમ જુવતી માત્ર, ભણાવે નાગર જાયો;
ધરી ન શકે ધર્મ, વિના વિદ્યા વનિતાયો. ૮

છપ્પો.

વિદ્યા નિધિ છે વેદ, ભેદ સાથે તે ભણવા;
વલી સકલ વ્યાકર્ણ ગણીત નાના વીધ ગણવા;
દેવ શાસ્ત્રની માંય, જીવ ઉત્પત્તિ જણાવે;
નિધિ શાસ્ત્રથી સર્વ, દાટીયાં ધન દરસાવે;
વલી તર્ક શાસ્ત્ર ને ન્યાય છે, શુભ નીતિના ગ્રંથો ઘણા;
વળી પ્રશ્નોત્તર છે વેદમાં, તે શીખે સુપુત સુલક્ષણા ૧

શિક્ષા કલ્પ નિરૂક્ત, પાર પિંગલનો પામે;
કંઇ કંઇ બીજા કોશ, નિઘંટાદિક છે નામે;
ઊતમ આયુર્વેદ, વપુના રોગ નિવારે:
ધનુર્વેદથી અસ્ત્ર. શસ્ત્ર છત્રીસે ધારે;
વલી વિદ્યા નક્ષત્રો તણી, જ્યોતિષ્ય જેનું નામ છે;
કહે છોટમ વિદ્યા સહુ, ઊત્તમ નરનાં નામ છે. ૨

પુરાણને ઇતિહાસ, ગારૂડી વિદ્યાએ લહીએ;
નૃત્ય ગીત વાજીંત્ર, કલાએ ગંધર્વ કહીયે,
શીખે શિલ્પ સમસ્ત, અશ્વ વિદ્યા છે એવી;
પરખે ધાતુ રત્ન, તંત્ર વિદ્યા પણ તેવી;
વળી ખેતી ને વાડી તણી, વિદ્યા સહુથી સાર છે;
કહે છોટમ સઘળુ લહે, ઉત્તમ ગુણ આગાર છે. ૩

શાસ્ત્ર યોગને સાંખ્ય, બ્રમ્હ વિદ્યા ભય હારિ,
જલ તરવાની જુક્ત, પરખવી પુરૂષ નારી,
શાંતિક પુષ્ટિ મંત્ર, વિધિ વેદાનુસારી,
વળી ભાષાઓમાં ભેદ છે, બોલી જાણે તે બહુ;
કહે છોટમ નર નાગર બને, જો શીખે વિદ્યાઓ સહુ. ૪

વિદ્યા વિના અજાણ, કોણ પુરૂષ કહે નારી,
વિદ્યા વિના અબુદ્ધ, શુદ્ધ તાન લહે ક્યારી,
વિદ્યા વિના કુવેણ, અધમ જેવાં ઉચારે,
વળી કુમતિ કુદેવ ઉપાસના, કુભક્ષ કરતાં ના ડરે;
કહે છોટમ પામર પાપ મય, કુકર્મ કોટિક આચરે. ૫

વિદ્યા લોચન હીન, ઠગોથી તેજ ઠગાશે,
વિદ્યા લોચન હીન, પળે પરવશ થઇ પ્રાણી,
વિદ્યા લોચન હીન, ના લાભ ન હાણી,
વિદ્યાના લોચન વિના, નર વેદ માર્ગ મુકી વહે:
કહે છોટમ સંસારમાં, તે સુખ વિના સંકટ સહે. ૬

इति श्री नागर गुण वर्णन समाप्त.



# अथ श्री छोटम् कृत भजन संग्रह.

## જ્ઞાન સમાધિ.

### ૧ રાગ ધોળ.

સાધીએ સાધન સ્હેજ સમાધિ,
અળગી કરો હઠ યોગ ઉપાધિ;
એમ અહર્નિશ અલખ આરાધી
તો લાધી કળા હોય ગુરૂ તણી રે. ૧

વિશ્વ સમસ્ત બ્રહ્મ મય ધારી,
સંયમ કરવી એ ઇંદ્રિયો સારી;
એ યમ સાધન પ્રથમ વિચારી,
તો નામ રૂપ મીથ્યા ગણી રે. ૨

વૃત્તિ પ્રવાહ સજાતિમાં કરવો,
વિજાતિ કેરો તિરસ્કાર ધરવો;
આનંદ સિંધુ બ્રહ્મવર વરવો,
તો નેમ એવો દ્રઢ ધારિયે રે. ૩

મનથી પ્રપંચ ત્યાગ કરી દીજે,
આત્મા તણું અવલોકન કીજે;
પ્રેમના પ્યાલા નિરંતર પીજે,
તો ત્યાગ સાધન એ વિચારીએ રે. ૪

વાચાઓ જેમાં નિવૃત્તિરે પામે,
અચળ મન કરી રહેવું તે ઠામે;
શબ્દ ન હોય શબ્દાતિત ધામે,
તો મુન્ય સાધન એમ જાણીએ રે. ૫

આદ્ય અંતને મધ્યની માંહી,
એક બ્રહ્મ વિના અવર નહિં કાંઈ;
વાસ કરી રહીએ નિત્ય ત્યાંહી,
તો દેશ એકાંત પ્રમાણીએ રે. ૬

સર્વ ભૂતને બ્રહ્માથી બળીઆ,
જાય નિમેષમાં કાળમાં કળીઆ;
જે ઉપજ્યા તે સર્વે ત્યાંભળીઆ,
તો કાળ નામ છે તેહનું રે. ૭

ત્રિગુણ ઉપર આસન કરીએ,
સર્વ અધિષ્ટાનમાં મન ધરીએ;
આદિ સિદ્ધમાંહે સ્થિર ઠરીએ,
તો નામ સિદ્ધાસન એ ખરૂં રે. ૮

વિશ્વ સમસ્તનું મૂળ છે જેમાં,
અચળ કરી મન બાંધીએ તેમાં;
અંગ અડોળ થઈ રહે એમાં,
તો સ્થિર સ્થંભન જેવું તરૂ રે. ૯

દિષ્ટ જ્ઞાન મય આપણે કરીએ,
જગ્ત બ્રહ્મમય જાણીને ઠરીએ;
નાસાને અગ્રે નેન શીદ ધરીએ,
તો દગની સ્થિતિ એમ કીજીએ રે. ૧૦

પ્રાણાયમ તણી કહુ રીતિ,
વૃત્તિ નિરોધ કરે મન જીતી,

પુરણ બ્રહ્મ વિષે કરી પ્રીતિ,
તો પ્રેમ સુધારસ પીજીએ રે. ૧૧.

બ્રહ્માસ્મિદ્દઢ વૃત્તિરે ગૃહિએ,
પૂરક પ્રાણ તો તેનેરે કહીએ;
ત્યાગ નિરોધ પ્રપંચનો લહીએ,
તો રેચક પ્રાણ તે જાણીએ રે. ૧૨.

સદ્વૃત્તિ હોય નિશ્ચળ જ્યારે,
કુંભક પ્રાણ તો કહીએ ત્યારે;
આત્માભાવ વિશ્વમાં વિચારે,
તો પ્રત્યાહારે મનમાં જવું રે. ૧૩

જેજે ઠામે રહે મન જાતું,
તે તે ઠામે બ્રહ્મ ચિંતવન થાતું;
ધારી ધારી મન રાખવું ધાતું,
તો ધારણા નામ તેનું કહ્યું રે. ૧૪

બ્રહ્મ અહંગ નિરાલંબ વરતિ,
ગગનાકાર થઈ રહે ફરતી,
સંકલ્પ વિકલ્પ તે નથી કરતી,
તો ધ્યાન નામ તેનું સહી રે. ૧૫

સકળ વિકાર રહિત હોય જ્યારે,
બ્રહ્માકાર વૃત્તિ હોય ત્યારે;
સમ્યક વાસના માત્ર વીસારે,
તો નામ સમાધિએ કહીએ રે. ૧૬

પંદર અંગે એ જ્ઞાન સમાધિ,
મહા યોગેંદ્ર શકે કોઇ સાધિ;
જન છોટમ ટળે દ્વૈત ઉપાધિ,
તો શ્રીમત્ શંકરે એ કહી રે. ૧૭

---

૨

રાગ પ્રભાત.

કરતારે આ જગત કરીને, વેદ કાયદો કીધો રે,
સરવે પ્રાણીના હિતને સારૂ, ધર્મ પ્રગટ કરી દીધો રે.
કરતારે. ૧

ધર્મ શબ્દનો અર્થ એવો, રાખે સુખમાં ધારી રે,
પતિત તો જે પડે અધો, સુખ દુઃખમાં નરનારી રે.
કરતારે. ૨

પૃથિવ પાણી પાવક વાયુ, ચંદ્ર સુરજ તારા રે,
પોત પોતાનો ધર્મ ન ચૂકે ધણીના બાંધ્યા ધારા રે.
કરતારે. ૩

ધર્મ કલ્પતરૂ જે નર સેવે, મન વાંચ્છિત ફળ આપેરે,
તેને છોડે તેજ અભાગી, પામે છે દુઃખ પાપેરે;
કરતારે. ૪

વેદ વચન છે પર ઉપકારી, ધર્મ ખરો છે તેમાંરે,
મનુષ્ય વચન છે સ્વારથ માટે, કપટ ભર્યું છે તેમાંરે,
કરતારે. ૫

છે સર્વજ્ઞ સર્વનો કરતા, વચન તેહના સાચારે;
જે અલ્પજ્ઞ જીવ બોલેલા કથન કરેલા કાચાંરે,
કરતારે. ૬

ધર્મ બ્રહ્મ વેદોએ ભાખ્યો, સ્નેહ ધરીને સજવોરે,
જુદા જુદા જીવ બકેલા તે, જુઠા કરી તજવારે;
કરતારે. ૭
ધર્મ નાવ છે ભવ સાગરમાં, બ્રહ્મ નામ ધ્રુવ તારોરે,
કહે છોટમ તેને ના ભૂલે તે નર પામે આરોરે;
કરતારે. ૮

૩

રાગ પ્રભાત.

જાગી જોને જગત પ્રકાશીક, બ્રહ્મ સદોદિત ભાનુરે,
ઉષ્ણ પ્રકાશક શક્તિઓ રહે છે, સુરજ મધ્યે જેવીરે;
નામ રૂપ બે શબળ શક્તિઓ, બ્રહ્મ વિષે પણ તેવીરે,
જાગી જોને. ૧
રૂપ પદારથ લક્ષ્મી કહીએ, નામ શારદા જાણોરે,
ચિદાનંદ છે વ્યાપક વિષ્ણુ, પ્રણવ રૂપ પ્રમાણો રે;
જાગી જોને. ૨
સ્થુળ સુક્ષ્મ કારણથી અળગો, બ્રહ્મ નિરંતર ભરીઓરે,
અનંત ઠામે ઉઠે લેહરી, સોહમ્ સનમુખ દરીઓરે;
જાગી જોને. ૩
એ દરીઆની ઇચ્છા ઉમંગે, ભારે ઉઠે ભરતીરે,
અગણીત ઇંડ કરે છે ઉભાં, પકડી મૂળ પ્રકરતિરે;
જાગી જોને. ૪
અગાધ શુન્ય સરોવર ભરીયું, તેમાં હંસ વિરામેરે,
છોટમ સદગુરૂ જેને મળીઆ તે ઠરીઆ એ ઠામેરે;
જાગી જોને. ૫

૪

રાગ ગોવિંદ ગાને.

તારો ચંચળ અતિશે સ્વભાવરે ઓ મનવા વંકા,
મનવા વંકા ફરે નિશંકા લેવા ઇચ્છા લંકારે, ઓ
મનવાવંકા. ટેક

તારો સ્વામિ ચંદ્રમા તેં કીધો સકલંક,
તો બીજાની શી ગણત્રી તેં તો રાજા કર્યા છે રંકરે,
ઓ મનવાવંકા. ૧

ઇંદ્ર અધિપતી દેવનો સૌથી સમરથ જેહ,
એવી અહલ્યા છળ કરી પછી શ્રાપે વિકલ થયો તે,
ઓ મનવાવંકા. ૨

નારદ સરખા સંતને હરિની સાથે હેત,
વિશ્વ મોહિની કારણે પછી તેને કર્યો છે ફજેતરે;
ઓ મનવાવંકા. ૩

ભૂપ યયાતિ જો ગયો સતીનો કરવા સંગ,
તે અગસ્ત્યના શ્રાપથી પામ્યો છે અજગર,
નો અંગરે; ઓ મનવાવંકા. ૪

મનને વશ જેજે થયા અવળા વહ્યા અજાણ,
રાવણ કૌરવ કંસનો જેણે વાળ્યો ઘણાકનો ઘાણરે;
ઓ મનવાવંકા. ૫

આત્મા રાજા દેહનો મન તેના પરધાન,
કુકર્મ તથા કુપંગથી ઘણું એમાં ભરાય છે અજ્ઞાનરે;
ઓ મનવાવંકા. ૬

સદ્ગુરૂ જો સાચા મળે વળી સજ્જનનો સંગ,
છોટમ મન નીર્મળ કરે તેને લાગે પ્રભુનો રંગરે;
ઓ મનવાવંકા. ૭

૫

રાગ—ગરબી.

જો વિચારી જીવડા તારી કોણે સરજી કાયાજીરે,
કોણે તુજને બુદ્ધિ આપી કોણે બાંધી માયા;
તે પ્રભુ ભજીએ જીરે. ૧
મનુષ્યા દેહ સરવથી મોટો સરજ્યો જેણે સારોજીરે,
તે કરતાને જે વિસારે તે પ્રાણી હત્યારો;
તે પ્રભુ. ૨
નીર્મળ નેત્ર કર્યાં છે જોવા સાંભળવાને કાનજીરે,
નાક કર્યું છે સુગંધ લેવા ઘટમાં આપ્યું જ્ઞાન; તે પ્રભુ. ૩
જીભ કરી છે સ્વાદ જાણવા વિદ્યા ભણવા વાણીજીરે,
કર આપ્યા છે કર્મ કરવા તે કરતા હ્યો જાણી; તે પ્રભુ. ૪
પગ આપ્યા છે પરમ દયાળે પુણ્ય પંથમાં જાવાજીરે,
પાનને ખટરસ મેવા સરજ્યા તારે ખાવા: તે પ્રભુ. ૫
બબ્બે અક્ષર બોલી જાણે પશુ પંખી સૌ પ્રાણીજીરે,
બાવન અક્ષર બોલે એવી આપી નરને વાણી; તે પ્રભુ. ૬
કોટીક ધન મુલ્યેથી ન મળે શ્વાસ સરજ્યો એવોજીરે,
જુઠુ બોલી જે જન ખોશે જીવ જનાવર જેવો; તે પ્રભુ. ૭
અગણીત ધન ખરચે નવ આવે એવી બુદ્ધિ આપી જીરે,
કુડ કપટ અન્યાય આચરશે તે નર પામર પાપી; ને પ્રભુ. ૮
એવો દેહ અનોપમ સરજી જીવને સોંપ્યો જ્યારે જીરે,
સારી શીખામણ દીધી છે ત્રીભોવન નાથે ત્યારે; તે પ્રભુ. ૯
પાપ મારગે જો પરવરશો દુઃખને દરીએ જીરે,
પુણ્ય મારગે જે સુખ પુરણ એમ કહ્યું છે હરીએ; તે પ્ર૦ ૧૦

પાપ કરે કે પુણ્ય કરે તે જીવ તણાં પ્રભુ જાણે જીરે,
તે માટે દશ દેવ રચીને મુક્યા દશ ઠેકાણે; તે પ્ર૦ ૧૧
આંખ્યોમાં છે અંશ સુરજનો કાન વીશે દગ રાયજીરે,
વેદ દેવનો નાકે રહે છે વરૂણ વસે રસમાંય; તે પ્ર૦ ૧૨
મુખમાં અગ્નિ મારૂત ચર્મે ઇન્દ્ર અંશ છે હાથેજીરે,
મનમાં ચંદ્ર ચરણમાં વિષ્ણુ ગુરૂ બુદ્ધિની સાથે; તે પ્ર૦ ૧૩
ઉપસ્થ ઠામે બ્રહ્મા રહે છે મુળ વિશે યમ રાયજીરે,
અહંકારમાં રૂદ્ર દેવ છે ચિત્ત ક્ષેત્રજ્ઞ સહાય; તે પ્ર૦ ૧૪
અંતર ચાર રહે દસ બહાર દેવ ચતુર્દશ એવાજીરે,
છાનું છપનું કર્મ કરે તો જણવે પ્રભુને તેવા; તે પ્ર૦ ૧૫
તે માટે ચેતીને ચાલો રાખો આચરણ રૂડાંજીરે,
હીસાબ વેળે જશો હરબડી કામ ન કરશો કુડાં; તે પ્ર૦ ૧૬
હમણાં પાપ કરે હરખાને આગળ અધરો આંટીજીરે,
મરણ પછી મહા સંકટ પામે મારે મરચાં છાંટી; તે પ્ર૦ ૧૭
થોડા માંહી ઘણું કહ્યું છે માનવ લેજો માનીજીરે,
કહે છોટમ કરતાને ભજશે તેને ચિંતા શાની; તે પ્ર૦ ૧૮

## ૬

## લાવણી.

અજબ કળા કોઇ હે કરતાકી દેખો અપને દિલધારી,
જડ ચેતન ચરાચર જંગમે પાનીકી કુદરત સારી ટે૦
જે પાનીકા પવન બનાયા સો પાની નજરે નાયા,
કોય કહે કરતાકી ઇચ્છા કોય કહે આદિ માયા;
અમી બુંદ હે મૂળ સકળકા સાહી બુંદ સે પવન ભયા,
પવન માંહીસે તેજ ઉપાયા તેજ સે નાર કયો;

નાર માંહો ઉપજે નારાયણુ નારહુતે લક્ષ્મી નારી,
અજબ કળા કોઇ હે કરતાકી ૧
પાનીકા બ્રહ્માંડ બનાયા ઝાડ પાન પૃથ્વી પાની,
ચંદ્રા સુરજ નવ લખ તારા ચૌદ લોક ચારૂ ખા ી;
પાની બ્રહ્મા પાની વિષ્ણુ પાની સદાશીવકી કાયા,
દેવ દનુજ નર નાર ખગ પશુ ખગ સૌ પાનીસે ઉપજાયા;
સાતુ સાહેર હે પાનીકા પાની બારા મેઘ ભરયા,
રંગ છતીસ ભયા પાનીકા કોઈ સે ભેદ ન જાત લહ્યા;
જો જો કહીએ સો સબ પાની પાનીકી સૃષ્ટિ સારી,
અજબ કળા૦ ૨
મણી માણેક મુક્તાફળ હીરા મુગા લીલમ લાલા હે,
આરસ પારસ કાચ ચમકમે કોઇ કુદરતકા ખેલાં હે;
સોના પાની રૂપા પાની પાનીકા તાંબા સારા,
કથીરે કાંસા હે પાનીકા ઓર લોહકા હથીયારા;
ખાટા મીઠા ઓર ચરપરા ખારા ફીકાહે જેતા.
સ્વાદ સકળ ફળ પત્ર પુષ્પમે સબ પાનીકા હે ટેટા;
લખ ચોરાશી જીવ જાતીમેં જુગત્ત જુગત્ત નર ઓર નારી,
અજબ કળા૦ ૩
પાની રાજા પાની પરજા પાનીકી સબ ફોજ લડે,
પાની હાથો પાની ઘોડા પાનીકે નિશાન ગડે;
પાની પૂજા પાની પાનો પાનો દેવગ દેવા હે,
પાની મંડલ પાની તીરથ પાનીકી સબ સેવા હે;
પાની દાંણુ પાની નાંણા પાનીકા સબ ધાટા હે,
પાની પંડિત પાની પોથી પાણી નાટક નાટા હે;

પાની બાંમન પાની બનીયા પાની સાધુ સંસારી,
અજબ કળા૦ ૪
પાની ગુરૂ પાનીકા ચેલા પાની બચા બાવા હે,
પાની સાહેબ પાની સેવક પાની સાગર નાવા હે;
પાની કપડા પાની લકડા પાની બાગ બગીચા હે,
પાની ચોખ્ખા પાની મેલા પાની ઉંચા નીચા હે;
આગુ આદે બ્રહ્માંડ ચરાચર સબ પાંની કી પે માયા,
જે કરતારે પાની કીનાં ઇનસે કોઇ નહિ ડાહ્યા;
જન છોટમ જુગદીશ ભજેગો સો જનકી હે બલીહારી,
અજબ કળા કોઈ હે કરતાકી દેખો બપને દિલ ધારી ૫

૭

## લાવણી.

આ દુનીયામે બડા અટપટા ખેલ કોઇ અબધુકાકા.
ગગન ગુફામે ગુમકો રહ્યા ડરપ નહિ જમુદુતાકા.
પંચ પંચ યમ નેમ ધારકે ધોતી નેતી કરતા હે.
દેહ પ્રાણુકી શુદ્ધી કરકે ધ્યાન નિરંતર ધરતા હે;
ચોરાસી આસનકુ સાધે એસી કસરત નીત કરે.
સિદ્ધાસન પદમાસન સાધે સકળ દેહકો રોગ હરે;
મોહ માનમે વાસી બંકા કામ કોધકુ કેદ કરે,
આશા તૃષ્ણા દુર નિવારે સત્ય નામ સમસેર ધરે,
શુરાપુરા હોં કર ખેલે કોયક પુત સપુતાંકા આ ૧
ઈડા નાડીમે શ્વાસાપુરે મધ્ય લાઈ કે સ્થિર કરે,
રેચક કરે પિંગળા માંહી પ્રાણાયામ સરે;

પુરે પિંગળા ઇડા નીકાસે વારંવાર સાધે શ્વાસા.
એ દીવસમે એંશી કુંભક ચાર વાર નિત અભ્યાસા,
પ્રાણાયામ પરાયણ હોવે પાતક સારા જરતાહે;
પ્રત્યાહાર સાધના સાધી મનકુ નીર્મળ કરતાહે.
બાહ્ય વૃત્તિકુ અંતર લાવે અંતર વૃત્તિ ગગન ભરે,
અનહદ નાદ બજે નિસબાસર તામે કરે મન લયલીન;
દેખે દિલમે કરી ધારણા ખેલ પંચ મહાભુતાકા આ ૨
ધરા તત્વકો ધરે ધારણા હૃદય કમળકે બીચ રહી,
પીળા રંગ પ્રસીદ્ધ દેખકે સાધે ઘટીકા પંચ સહી,
સ્થળ કરી સિદ્ધિસો પાવે અવની છોડી અવર ફીરે;
કંઠ કમળમે જલકુ ધારે સેત રંગ શશી તુલ્ય સરે.
ઝેર માત્રકુ સોઇ જીરવે ધરે ધારના જો જળકી,
અમૃત પાન કરે નીસબાસર ખબર લહે સો પલ પલકી;૩
પાવક ધારે પાવક ઝારે કરદે ભસ્મ કપુતાંકા
અગ્નિ તત્વ તાલુકે બીચમે લાલ રંગ ત્રિકોણ લહે,
પંચ ઘટી મન પવન રોકકે જપે જાપ જોગેન્દ્ર રહે;
તામે સીદ્ધી પાવે તેસો જલે નહિ તાકી કાયા.
અદભુત ખેલે દેખાવે જગકુ એસી હે પ્રભુકી માયા,
હરીયા રંગ રહે વાયુકા ભ્રૂમંડલમે ધ્યાન ધરે;
વાયુ સમાન હોય વપુ તાકો તીન લોકમે ગતી કરે.
બ્રહ્મરંધ્રમે નભકુ ધારે સંગ સજે ઠગ ધુતાકા. આ. ૪
સજલ સરોવર સમ અતિ સુંદર શુન્ય ધારણા હે સારી,
મોક્ષ કપાટ ઉઘાડે પલમે દેખતા કુદરત ભારી;
સકલ લોકકે મનકો જાણે સકલ લોકકી બાત સુણે.

વ્યોમ બરાબર હો રહે વ્યાપક શબ્દ સદા ૐકાર ભણે,
એહી વિધિ પંચ ધારણા ધારે ફેર પ્રણવકા ધ્યાન ધરે,
સાત કમલમે જાપ સમરપે હોય સમાધિ કાજ સરે
જન છોટમ સદ્ગુરૂ કરૂણાસે અશક્ત જે અનહુતાકા,
આ દુનીયામે બડા અટપટા અજબ ખેલ અવધુતાકા આ.૫

---

## ૮

## કીર્તન.

જ્યાકુ રંગ ન લાગ્યો રામકો સો નર પામર મુઢ ગમાર રે,
તાકુ નહિ ઠરનેકોઠાર રે. જાકુ૦
ફોગટ સુખ સંસારકોરે જેસા સુપનકા ભોગ,
પળમેં ફુનાહો જાયગા પાવે સુખ દુઃખ કરમ સંજોગરે જ્યાકુ ૧
કાયા જેસી કોટડીરે કુમતી કાજળ માંય,
કોટી તિરથ ફરતા ફીરે કોય કાળ ચંછુવે નાંય રે. જ્યાકુ ૨
આપ ન ખોજે આપકોરે ઉલટા ફીર પ્રીર જાય,
કદળી પ્રસવત લુમ કરે તુરત અધો મુખ બહાયરે. જ્યાકુ ૩
જીવ કરત હૈ જન્મસે રે મોહ મદીરા પાન,
આપ ભુલાયા આપકા કછુ ના રહી સુધ કે સાનરે. જાકે ૪
એ તન પીંજર હાડ કોરે ભરીયા અનંત વીકાર,
મેં મેરા કરી કે મુવા ફેર ધારત દેહ અપારરે. જાકુ ૫
કોટીક પુણ્ય પ્રભાવસેરે જાય મીલે સત સંગ,
છોટમ દુર્ગુણ છાંડદે તાકુ લાગે હરીકા રંગ રે;
જાકુ રંગ ન લાગ્યો રામકો૦ ૬

૯

## રાગ ધોળ.

નામ નામ સૌકો જન લે છે, અક્ષરથી એ નામજ કે' છે,
અક્ષર તે મન પ્રણુવ ઘડે છે, તો પ્રણુવ ઉઠે ચૈતન વડે રે. ૧
ચૈતન તો છે અંશ સત્તાએ સરવ ચળે લોહ ચંબુક ન્યાએ,
એ કળ કેરો ભેદ જણાએ, જો ગુરૂ ગમ આંખ્યો ઉઘડે રે. ૨
આંખ્યો વાળા હોય તે એમ બુઝે, પ્રણુવ કલ્પતરૂ તેને સુઝે,
અરસ અમીરસ તેને દુઝે, તો આપ જુવે જે આપનું રે. ૩
તે તરૂને કહું છું વિસ્તારી સાંભળજો સહુ નરને નારી,
હરિજન હેતે રહે ઉરધારી તો મુળ અજપા જાપનું રે. ૪
માહા મોજી ભેદ કેવલ કાહાવે આપ ઉમંગે બાગ બનાવે,
સદ ચિદ આનંદ બીજને વાવે તો પંચ તત્વ કયારો કરી રે. ૫
ત્રણુ ગુણુ મય પૃથ્વી રસાળી, દશ ઇંદ્રી મહી પોગરવાળી,
કર્ત્તા વૃત્તી જળ પોખે વાળી તો અંતઃકરણુ અવીકાશમાં રે. ૬
સદ્ બીજક ચીદ અંકુર ઉગે અરસ અમિત અવની રસ ચુગે,
ફેલે કલ્પપતરૂ તે જુગે જુગે તો ખટચક્ર મુળ અવીકાશમાં રે. ૭
ચાર વાણી શાખાઓ છે એને વેદ પુરાણુ પત્ર બહુ જેને,
બાવન અક્ષર પુષ્પ છે એને તો સંધ્યા ગાયત્રી બે ફળ થયાં રે. ૮
તે ફળના કોઇ વીરલારે ભોગી અનુભવીયા માહા અદ્વૈત જોગી,
સુઝ વીના જે કર્મના ભોગી તો વિપ્ર રહ્યા રખવાળીયા રે. ૯
મંત્ર ગાયત્રી મુખે કરી જાપે પ્રાણુ પ્રતિષ્ટા પ્રતિમામાં થાપે,
ફરગરે દેવ કને ફળ માંગેતો આપે જાપજાપના સંભાળીયારે. ૧૦
રખવાળામાં પ્રભુજીએ આપ્યું દાન પુણ્ય બ્રહ્મ ભોજન થાપ્યું,
કર્મનુ બંધન તે નવ કાપ્યું તો એળે ગયુંરે ગુરૂ ગમ વિનારે. ૧૧

સદગુરૂ મળીયા તે નીપજયારે એવા વ્યાસ કપિલ દત્ત શંકર જેવા,
જે જને ચાખ્યા પ્રણુવ ફળ મેવાતો જન છોટમ તેવા બન્યારે ૧૨.

૧૦

રાગ ધોળ.

તનમાં છે તીરથરે, ત્રણ્યે લોક તણું;
અડસઠથી અદકુરે, પાવન પરમ ઘણું;
કાયા છે કાશીરે, પંચે કોશ મહી;
બુદ્ધિ છે ભવાનીરે, હૃદયા માંહી રહી. ૧
મનને નીવરતી રે, શાન્તિ પરમ અતી;
મણીકર્ણીકા તીરથરે, ન લહે મંદ મતી. ૨
ભક્તિને શ્રદ્ધારે, ગયા તીરથ કહીએ;
ગુરૂ જ્ઞાન ગંગાજીરે, અતિ નીરમળ લહીએ. ૩
ગુરૂ ચરણ કમલનુરે, ધ્યાન પ્રયાગ સદા;
ઉર અંતર ધરતાંરે, પાપ ન હોય કદા. ૪
વિશ્વેશ્વર તુરીયારે, આતમા અવિનાશી;
સાક્ષી સરવેમાંરે છે, આનંદરાશી; ૫
મુક્તિની દાતારે, સાત પુરી કહે છે;
સાતે પંકજમાં રે, તે સઘળી રેહે છે. ૬
આધાર કમલમાંરે, પુરી તો માયા છે;
જેને આધારેરે, સઘળી કાયા છે. ૭
અષ્ટદલ પંકજમાંરે, કાંચી પુરી લહીએ;
પરસતાં તેનેરે, અતિ પાવન થઈએ. ૮
મણીપુંર દશ દલમાંરે, અવંતી નામે છે;
વિષ્ણુનો વાસોરે, તેણ્યે ઠામે છે. ૯

મથુરાં છે હૃદયે રે, પાવન પરમ ઘણી;
શ્રીકૃષ્ણે વાસોરે, કરયો છે કંસ હણી. ૧૦
શોઠષદલ મધ્યેરે, દ્વારામતી રાજે;
આનંદનો સાગર રે, સ્વરૂપે ગાજે. ૧૧
બે દલની મધ્યે રે, પુરી તો કાશી છે;
તારક ઉપદેશ કરે, શીવ સુખરાશી છે. ૧૨
આનંદ અજ્યોધા રે, છે મસ્તક ઠાંમે;
નીવાસ કર્યો છે રે, જયાં સીતારામે. ૧૩
એવી પુરીયોનો, પરસે પાપ ટળે;
છોટમ તે નરને રે, મુક્તિ સદ્ય મળે. ૧૪

## ૬૧

### રાગ મંગળ.

એને કાયા નગરની માંહ્ય કે, રચના અપાર છે;
એમાં પ્રાણ પુરૂષ રખવાળ, હંસ સરદાર છે. ૧
છે હંસ પક્ષિનુ રૂપ, શીશ ૐકાર છે;
એને અગ્નિ સોમ બે પાંખ, તેજ તો અપાર છે, ૨
એને રૂદ્ર રૂપ છે ચાંચ, રૂદ્રાંણી ચરણ છે;
ફરે અષ્ટ કમલ દલમાંય, કે ઉજવલ વરણ છે. ૩
રમે પ્રાજ્ઞા હંસલી સાથ, કરે સઘળી ગતી,
જાય જે જે પાંખડીએ હંસ, તેવી ઉપજે મતી. ૪
જાય પુરવ પાંખડીએ હંસ, સુકૃત કાંય થાય છે;
જાય અગ્નિ દીશાની માંય, આળસમાં ઘેરાય છે. ૫
જયારે દક્ષણ પત્રે જાય, કુબુદ્ધી ઉપજે;
જાય નીરૂત દીશાની માંય, પાપ કરમો સજે. ૬

પડે પશ્ચિમ પાસા હંસ, ભોગ મનમાં ગમે;
જાય વાયુ દીશાની માંય, ગમન કરે તે સમે. ૭
જીવ ઉત્તર દીશે જાય, ચાહ્ય કરવા રતી;
જ્યારે ગમન ઈશાને થાય, દાંન દેવા મતી. ૮
આવે કમળ ઉપર જો હંસ, ઉપાવે વૈરાગને;
થાય સકળ વિશયનો અભાવ; ઇચ્છે સૌ ત્યાગને. ૯
જાય કમલ કેસરપર હંસ, જાગ્રત હોય તે સમે;
દેખે બાહ્ય પદાર્થ માત્ર, વૃત્તિ સઘળે ભમે. ૧૦
જ્યારે કમળ કરણીકામાંય, વાસ કરશે જઈ;
થાય સ્વપ્ન અવસ્થા ત્યાંય, સૃષ્ટી દેખે સહી. ૧૧
જ્યારે કમળ કોશની માંય, હંસ જઈ વીરમે;
તપ નિદ્રા અવસ્થા થાય, સકલ વૃત્તિ સમે. ૧૨
વળી કમળ નાળની બાહાર, હંસ જ્યારે જાય છે;
ત્યારે તુરીયા અવસ્થા હોય, એક રૂપ થાય છે. ૧૩
જઈ હંસ નાદની માંય, લીન થઈને રહે;
હોય અજપાનો સંહાર, ઉન્મુનિ એ કહે. ૧૪
ધરે હંસ તણુ જે ધ્યાંન, નાદ દસ થાય છે;
કરે સુરત કરે, સિદ્ધ બની જાય છે. ૧૫
પેહેલા કીંકી કુણકુણી નાદ, રૂણરૂણી ને ઝુણઝુણી;
ધરી સુરત શ્રવણની માંય, સરવે લેવા સુણી. ૧૬
બીજી સિંહ ગરજના ઘોર, ગગન ગરજી રહે;
તેમાં સુરત કરી એકતાર, સદા જોગી રહે. ૧૭
ત્રીજી વાજે ઘંટાનાદ, ગગનમાં ઘણુઘણે;
તેમાં મનને કરે લયલીન, સદા સાધક મુનિ. ૧૮

ચોથી શંખતણી ધુની થાય, હોય સ્વર જુજવા;
તેમાં સુરત ધરી રહે સંત, નાદ ઉપજે નવા. ૧૯
હોય પંચમી તંત્રી નાદ, રસીક બહુ રાગ છે;
તેને સાંભળતાં સુખ હોય, પરમ બડભાગ છે. ૨૦
છઠ્ઠી વાગે વેણુ રસાળ, સાતે સ્વર સંગમાં;
તેને સુણતાં મન લોભાય, અતીશે ઉમંગમાં. ૨૧
વાગે સાતમી સુંદરતાળ, સદા સુણી લીજીએ;
તેથી તન મન શીતલ થાય, પરમરસપીજીએ. ૨૨
વાજે આઠમી નાદ મૃદંગ, ઉમંગ હોય અંગમાં;
સહુ સિદ્ધિયો હાજર હોય, નાદના રંગમાં. ૨૩
વાજે નવમો ભેરી નાદ, આવરણ ટળી જાય છે;
ગળી જાય છે વાસના, લિંગ ચેતનરૂપ થાય છે. ૨૪
દશમી મેઘ ગરજના હોય સ્નેહ ધરી સાંભળો;
ત્યારે બ્રહ્મરૂપ બની જાય દ્વૈત સઘળુ ટળે. ૨૫
એવા નાદનું ધરતાં ધ્યાન, જે જે ફળ થાય છે;
હોય કોટી જનમનાં પુન્ય, તેનાથી સધાય છે. ૨૬
કરતાં અજપાનો અભ્યાસ, સ્વાસ મધ્યે થાય છે;
વહે શુદ્ધ સુક્ષમણા માંય, ચક્ર ભેદાય છે. ૨૭
મૂળ બંધ અને ઉડ્ડીયાન, જાળંદર ભેદસે;
પછી પ્રગટ થશે દસનાદ, કરમ સૌ છેદશે. ૨૮
પછી આત્મા ઉદે થઇ જાય, પાપ સઘળાં ટળે;
એકએકનુ ધરતાં ધ્યાન, સિદ્ધિ સઘળી મળે. ૨૯
પેહેલી નાદમાં ધરતાં ધ્યાન, ગાત્ર હોય ઝણઝણી;
બીજી નાદમાં ધરતાં ચિત્ત, પીડા ઉપજે ઘણી. ૩૦

ત્રીજી નાદમાં ધરતાં ધ્યાન ખેદ બહુ ઉપજે;
ચોથી નાદ ધ્રુજાવે શીશ, સ્થીર ન રહે રજે. ૩૧
ઝરે અમ્રત તાળુ માંય, પંચમી નાદમાં;
છઠી નાદે કરે રસપાંન છકે બહુ સ્વાદમાં. ૩૨
ધરે સાતમી નાદનું ધ્યાંન, જ્ઞાન બહુ થાય છે;
દિવ્ય દ્રષ્ટિએ દેખે સોય, મુઢતા જાય છે. ૩૩
ધરે આઠમી નાદે ધ્યાન, ધીર નર તે ખરા;
તેથી ઉદય તતક્ષણ થાય. ચોથી વાચા પરા. ૩૪
જ્યારે નવમી નાદનુ ધ્યાન, એક ચિત્ત થશે;
તેનો દેહ ન દેખે કોય; અદ્રષ્ય થઇ જસે. ૩૫
દુર દેશની સાંભળે વાત, દેખે ઘણુ દુરથી;
થો છાનુ રહે નહી કાંય. જાણીયે ઉરથી. ૩૬
નવે નાદ તજી નર ધીર, સુણે દસમી જદા;
તે તો જીવ મટી શીવ થાય, ભેદ ન રહે કદા. ૩૭
ભળે સરિતા સાગરમાંય, નામ રૂપ જાય છે;
એમ જીવ બ્રહ્મનીમાંય, એકરૂપ થાય છે. ૩૮
દસે નાદ લીન થાય, ચેતન રૂપે રહે;
કહે છોટમ થઇ રહે, બ્રહ્મ મોક્ષ તેને કહે. ૩૯
બળી જાય છે વાસના લિંગ, બ્રહ્માગ્નિ વીશે;
તેને જન્મ મરણ નવ હોય, સ્વયંરૂપે થશે. ૪૦
એવુ હંસ ઉપનીષદમાંય, કહ્યું છે વેદમાં;
જેને સદગુરૂ સાચા હોય, લહે તે ભેદમાં. ૪૧
સંવત ઓગણીસે છત્રીસ આસો સુદી પ્રતીપદે;
કહ્યો હંસ ઉપનીષદસાર, ધરી હૃદે. ૪૨

## ૧૨

### ભજન રાગ

ઇશ્વર ૐકારા ૐકારા, જીને કીયા જક્ત વિસ્તારા. ઇશ્વર ૐકારા.
અષ્ટઅંગ અરૂચાર પાદહે, સ્થાનક તીન પ્રકારા;
દૈવત પાંચ કહાવે ઇનમેહે, સબકા આધારા. ઇશ્વર ૧
અકાર માત્રા સ્થુળ દેહકી, રહે નેત્ર કે માંહી;
જાગ્રત ઓર વિશ્વ અભીમાંની, બાંની બૈખરી ત્યાંહી. ઈશ્વર ૨
રાજસ ગુનકો બ્રહ્મા દૈવત, ભોગ સ્થુળકો કહીએ;
એ અષ્ટાંગ અકાર માત્રીકા પિણ્ડ બ્રહ્માંડે લહીએ ઈશ્વર. ૩
ઉકાર માત્રા સુક્ષ્મ દેહમે, તૈજસહે અભીમાંના;
સાત્વિક વિષ્ણુ સ્વપ્ન અવસ્થા, બરતે કંઠસ્થાંના. ઇશ્વર. ૪
પ્રવિવક્ત હે ભોગ સુક્ષ્મકો, ઓર મધ્યમા બાંની;
અષ્ટઅંગ એસુક્ષ્મ દેહકે, સો લીજે પહીચાની. ઇશ્વર. ૫
મકાર માત્રા કારણુ દેહકી, પ્રાજ્ઞા જીવ કાહવે;
તામસ ગુણુ ઓર રૂદ્ર દેવતા, જ્યાંહાં સુષુપ્તિ પાવે. ઇશ્વર. ૬
હૃદેસ્થાંન પશ્યંતી વાચા, આનંદ ભોગ બખાના;
એ અષ્ટાંગ મકાર માત્રીકા પ્રલે અવસ્થા જાના. ઈશ્વર. ૭
અર્ધમાત્રી કહે માહાકારન, તુરીય અવસ્થા જાની;
પત્યગ આત્મા હે અભિમાની ઓર પરાહે બાંની. ઇશ્વર. ૮
શુદ્ધ સત્વગુન મૂર્ધની સ્થાનક, પરમાત્મા અણીમાની;
પરમાનંદ ભોગ હે વાકો, છોટમ લહે સો જ્ઞાની. ઇશ્વર. ૯

## ૧૩

### રાગ ધોળ મન ઉપર.

મનનો વીચાર કરો તમે સાધુ, મનથી થયું છે બ્રહ્માંડ બાધુ;
મનનુ મૂળ કોઈ જ્ઞાનીને લાધુ, તો બીજા વહ્યા વાકય જાળમાં રે.૧
બાવન અક્ષર પ્રણવમાં છે, મન તેમાં થકી પ્રથક કરે છે.
શબ્દતણા પછી ઘાટ ઘડે છે તો, એને ગમે તેમ ઉચરે રે. ૨
જક્ત સકલ પણ મનથી થયુ છે, પુર્ણરૂપે પણ પોતે રહ્યું છે;
કરતા સરવનુ એજ કહ્યુ છે; તો ઉપજાવે પાળે હરે રે ૩
જે જે ભાવ સ્વભાવમાં સહુને, શરીરથી ભેઠે સુતાને કે વહુને;
જુજવી રીતીએ જાણે છે બહુને, તો ઘટતું મન કરે રે. ૪
મન માંને છે માહારૂ ને તારૂ, પાપ પુણ્ય વળી ખોટુ ને સારૂ;
કર્મ શુભાશુભ મન કરનારૂ તો, હરખ શોક સહુ એહનેરે. ૫
મન બંધન મન મુક્તી રે પામે, નાંખે જઇ ઉચ નીચને ઠાંમે;
મન જઈ લાગે છે વિધ વિધ કામે,તો વિદ્યાકળા ગુણ મનવીશેરે.૬
મન વિષપિ ખટરસનો રે ભોગી, મનસંસારીને મન છે જોગી;
મન નિરમળ ને મન માહારોગી તો, મન એ નિરંજન દેવ છેરે.૭
મનનો સ્વભાવ છે પારાના જેવો, જીવતો ચપળ રમે છે તેવો;
બાંધી જાણે તો છે અદભુત, એવોતો લઇયે ઉડે અસમાંનમારે.૮
મુછીયેલો કોઈ મારે છે જ્યારે, વ્યાધિ વિનાશ થાય છે જ્યારે;
શુદ્ધ મરેલો બને છે જે વારે તો, અજર અમર કરે દેહને રે ૯
ગગનાકાર કરે મન સાધી, ટળે સહુ દ્વૈત ઉપાધી;
ઉનમુનિ મનથઇ લાગે સમાધી તો, ભોગવે આનંદ બ્રહ્મનો રે.૧૦
કોટી ઉપાસના સાધન સાધે, ત્યય ત્યમ ત્રષ્ણા અતિઘણી વાધે;
મનતો મરે જો પ્રણુવ અરાધે, તો છોટમ હંસ અખંડ છે રે. ૧૧

## ૧૪

## રાગ ઘોળ સત્ત ભૂમિકા વર્ણન.

ગુરૂથી જેને જ્ઞાન મળ્યું છે, તેની એવી રીત જોને,
ચિત્ત વૃત્તિને ચડતી ચડતી, જ્ઞાન ભૂમિકા સાત જોને. ૧
વેદાંતે તે વરણુવ કીધુ, જીજ્ઞાસુને માટે જોને,
મોક્ષ થવાની ઇચ્છા જેને, તેજ ચડે એ વાટે જોને, ૨
પહેલી ભોમી નામ શુભેચ્છા, તેનુ લક્ષણ એહ જોને,
સંસાર સઘળો અસત્ય ભાસે, સદગુરૂ સાથે સ્નેહ જોને, ૩
વહેતી વૃત્તિ વશ કરવાને, શમદમ સાધન સાધે જોને,
એ ભોમીનુ નામ શુભેચ્છા, વિવેક બુદ્ધિ વાધે જોને, ૪
વિચારણા છે બીજી ભોમી, તે સુણજ્યો નિરધાર જોને,
મહાવાકય ગુરૂમુખથી સુણતાં, મનન કરે બહુવાર જોને. ૫
ત્વંપદ તત્પદ લક્ષ સમજવા, વિચાર ઉપજે જેહ જોને,
જ્ઞાન ભોમિકા ચિત્ત વૃત્તિની, વિચારણા છે તેહ જોને, ૬
તનુ માનસા છે ત્રીજી ભોમી, પ્રગટ કરી દેખાડુ જોને
ચંચલ મન તે બહુ વસ્તુમાં, થયું ભમીને જાડુ જોને ૭
જાડુ મન તે બ્રહ્મલક્ષમાં, એકાગ્રતા ના થાય જોને,
ઘણા દિવસ અભ્યાસ કરયાથી, મન ઝીણું થઈ જાય જોને ૮
તનુ નામ છે ઝીણા કેરૂ, મનસા મનનુ નામ જોને
ઝીણુ હોય તે બ્રહ્મ રૂપમા, ઠરી રહે તે ઠામે જોને, ૯
જે જ્ઞાનીના ચિત્તની વૃત્તિ, ધ્યાને ઝીણી થાય જોને,
તનુ માનસા ભોમી કરો, તે જ્ઞાની કહેવાય જોને. ૧૦
ત્રણ્ય ભોમીકા સાધી જેણે, નિરમળ કીધું મન જોને,
ચોથી ભોમી સત્વાપત્તિ, પામે વળતો જન જોને ૧૧

અંતઃકરણ વૃત્તિ જ્યારે, શુદ્ધ સત્વમય થાય જોને,
અહં બ્રહ્મ નિશ્ચેમાંથી ચિત્ત ચળી ના જાય જોને. ૧૨
સ્થુળ સુક્ષમને કારણ દેહથી, અહં ભિન્ન થઈ રહે છે જોને,
ચોથી ભોમી સત્વાપત્તિ, તે નર પામ્યો કહે છે જોને. ૧૩
બ્રહ્મરૂપમાં ચિત્ત મળી ને, બ્રહ્મ સરીખું હોય જોને,
બ્રહ્મદશા તો તેવા નરને, થઇ કહે છે સહુ કોઇને ૧૪
ચોથી ભોમીની બ્રહ્મ દશાથી, સિદ્ધ થએલો હોય જોને,
અસંસક્તિએ ભોમી પંચમી, પામેછે જન સોય જોને, ૧૫
સિદ્ધ દશામાં સર્વ સિદ્ધિઓ, આવી હાજર થાય જોને,
બ્રહ્મ દશાથી હેઠો ઉતરી, તેમાં નાલોભાય જોને. ૧૬
ઇંદ્રાદીક લોકોના સુખની, આસક્તી નહી એને જોને,
અસંસાક્ત એ ભોમી કહીએ, અચળ બ્રહ્મ સુખ તેને જોને. ૧૭
પદાર્થભાવની છઠ્ઠી ભોમી, તેની એવી રીત જોને,
બ્રહ્મ વીના જે અન્ય પદાર્થ, દેખે સર્વ અનિત્ય જોને ૧૮
ઘટપટ આદી સરવ પદાર્થ, બ્રહ્મ રૂપથી ભાલે જોને,
પદાર્થ રૂપે કોય પદાર્થ, ભેદ કરી ના ન્યાળે જોને. ૧૯
કનક થકી કટ કુંડળ તેને, કનક રૂપ કરી લેખે જોને,
બ્રહ્મ થકી જે જક્ત થયુ તે, બ્રહ્મ રૂપે દેખે જોને. ૨૦
પદાર્થમાં જે બ્રહ્મ ભાવના, પદાર્થ ભાવની નામ જોને,
હવે કહુ છું તટસ્થ તુરીયા, તે દરવાનો ઠામ જોને. ૨૧
ભોમી સાતમી નામ તુર્યગા, જે હોય તુરીયા રૂપ જોને;
જીવ બ્રહ્મની થાય એકતા, આનંદ કંદ અનુપ જોને. ૨૨
તુરીયા રૂપ સદાય રેહે તે, પાછો હઠી ના જાય જોને;
પ્રારબ્ધથી દેહ રહે પણ, જીવન મુકત ગણાય જોને. ૨૩

છોટમ કહે એ ભોમી સાતમી, નામ તુર્યંગા કહે છે જેને;
ઋષભ દેવને જડભરથાદી, એ ભોમીમાં રહે છે જેને. ૨૪

૧૫

રાગ હોરી ધુમાર. માયાનો ખેલ.

માયા તો નટની જાનોએ હો, હોમેરે પ્યારે ધારત ભેખ અનંત
માયાતો નટની જાનોએ હો; ૧

ઇચ્છા શક્તિ બ્રહ્મકી કહીયે, ત્રિગુણ આત્મા ગુણ બળ જાઉ;
માયા તો નટનો. ૨

કાળ જોગસે સો માયાસે, પ્રગટ ભયો મહતત્વ બળ જાઉ;
બુદ્ધિ ધૃતિ મેધાદિક કહીયે, સિદ્ધિ અણીમાદીક સત્ર મા૦ ૩

મહત હુતે અહંકાર ઉપાયો, તાકો હે ગર્વ સ્વરૂપ બળજાઉ;
શાખા તીન ભઇ હેવાકી, રજતમ સત્વ અનુપ માયાતો૦ ૪

તામસતે શબ્દાદીક પાંચુ; ઓર પંચમા ભુત બલ જાઉ;
રાજસતે દશ ઇંદ્રી ભઇ હે, સાત્વીક ભયો મન સુત. મા૦ ૫

સોળ તત્વકો સુક્ષમ કહીએ, આદી પુરૂષકો દેહ બલજાઉ;
સોહં પુરૂશ મીલ્યો તામે, બનાયો બ્રહ્માંડ ગેહ. મા૦ ૬

સોળ કલાકો દેહ પુરૂષકો, જલમે કીયો નિવાસ બલજાઉ;
નામ ભયો નારાયણ તાતે કીનાહે, વિશ્વ વિલાસ. મા. ૭

એક રૂપ તે તીન ભયે હે, બ્રહ્મા વિષ્ણુ માહેશ બલજાઉ;
લોક ચતુરદસ પ્રગટ ભયો હે, રવી શશી જળધર શેષ મા૦ ૮

લક્ષ ચોરાસી જંતુ જાતીકો, દેહ માયાકો અંગ બલજાઉ;
જીવ અલ્પ હે અંશ પુરૂષકો, ખેલત માયા કે સંગ. મા૦ ૯

કલ્પ લગે સબ ખેલતહે, પીછે ફુનાહો જાય બલજાઉં;
છોટમ બ્રહ્મરૂપ અવિનાશી અદ્વૈત એક સહાય. માયાતો. ૧૦

૧૬

હોરી રાગ ધુમાદ. એજ.

સોહં સાચે આતમા હો મેરે પ્યારે, સદચીદ આનંદ રૂપ.
સોહં સાચે આતમા. ૧

સદ અંશન તે માયા પ્રગટી, ચીદ અંશનતે જીવ બલજાઉં;
આનંદ રૂપ આપ અવિનાશી, સદા સદોદીત શીવ, સોહં. ૨

ચોવીસ તત્ત્વ રૂપ ભઈ માયા, તાકો ભયોં વૈરાટ બલ જાઉં:
સો વૈરાટ ઉદરમે સરજે, સ્થાવર જંગમ ઘાટ. સોહં. ૩

નામરૂપ ગુન મો સબ માયા, જાકે ભયે બહુ રંગ બલ જાઉં;
નાદ અનેક બજાવત માયા, ખેલત ચતન સંગ. સોહં. ૪

ચંદ સુરજકો દીપ લગાયો, જલ ઘટ સાગર સાત બલ જાઉં;
દ્વાદશ મેઘ ભરી પચકારી, ભીજત અવનીકો ગાત. સોહં. ૫

બ્રહ્મા વિષ્ણુ ઓર મહેશ્વર, ખેલત ખેલ અનંત;
ઉપજાવે પાળે હરીલેવે, એસે એક કલ્પ પર્યંત. સોહં. ૬

સોહં હંસા કૃષ્ણ કહાવે, માયા ગોપી અપાર બલ જાઉં;
એક અનેક રૂપ ધરી ખેલે, જાકોહે અખંડ વિહાર સોહં. ૭

વિશ્વમોહીની પ્રભુકી માયા, તામે મોહ જીવ બલ જાઉં;
છોટમ જો નીજ પ્રભુમે સમાયા, સોતો નિત્યહો રહ્યા શીવ સો. ૮

૧૭

## રાગ ગરબી. સત્ય ઉપર.

સત્ય સાચવતાં કષ્ટ પડે, પણ કોટીક યજ્ઞ સમાન છે,
પણ અસત્ય વડે આવે સુખતે, દુઃખના ઓઘ નિદાન છે-ટેક.

છે પ્રકાશ જેવા સુરજ તણો તે સરવેને સુખ રૂપ ઘણો,
એવા ગુણવાળુ સત્ય ગણો. સત્ય. ૧

છે અસત્ય જેવું અંધારૂ, તે ઉલક અભાગી કહે સારૂ;
વલી ચોર જારને માને ચારૂ. સત્ય. ૨

વિશ્વામીત્રે હરીચંદ્રતણું, સત જોવાથી થયુ દુખ ઘણુ;
રહ્યો અડગ લહ્યો છે અમરપણુ. સત્ય. ૩

બ્રહ્માંડ રહ્યું છે સત્ય વડે, તે સત્ય જતાં સહુ ભાગી પડે,
જુઠા જીવ રોજ રડે, સત્ય ૪

જુઠુ તે છે જડરૂપ સહુ તેમાં બોલે છે તે સત્ય બહુ જીવમાત્રવી
શેશીવ એકલહુ સત્ય. ૫

જોગ તપ તીરથ કોટી કરે પણ સત્ય વ્રતનહી ઉર ધરે;
તે નર નીષ્ફળ કરી કર્મ મરે. સત્ય. ૬

ધીક જે નર જુઠુ બકનારા તેથી ખગકાગ ઘણા સારા;
કહે શુકન તણા જાણનહારા. સત્ય. ૭

કહે છોટમ જે જુઠા પ્રાણી તે અઘ ઓધાર જેવી વાણી;
સહુ નંદે નર નીચ જાણી. સત્ય. ૮

૧૮

છંદ ભુજંગ. જીવને બોધ.

અરે જીવ લેતુ પરબ્રહ્મ જાણી, વદે જે અહં એક આકાશ વાણી;
કરે શબ્દનો વેધ જોસુર્ત બાણે, ડરે તુ જઈ નીત્ય તારે. ઠેકાણે.
સદા સચ્ચિદાનંદ છે ધામ તાહારૂં, નથી કાળ માયા તણુ લેશલહારૂ
તજી તેહને ભેદ વાદે ભમે છે. પછી કર્મના કલેશ તેને દમે છે,
ધરે જન્મ ઝાઝા વળી મર્ણ પામે, ઠરે કોઈ કાળે જઈ કોણુ ઠામે.
વિષય વાસનામાં વહ્યો જાય પ્રાણી, ફરે ફેરમાં કાળ ઘાંચીની ઘાંણી.
પડે માર પુઠે વળી આંખ્ય બાંધે, ધરે કર્મનું ઝુંસરૂ નિત્ય કાંધે.
વળી વ્હેમની સાંભળે નિત વાતો, ખરૂ માનીને જમની ખાય લાતો.
પરા પારયનો પેચના જીવ જાણે, પશુ પામરા પંથના વાદ તાણે,
પ્રભુ ભિન્ન માંની ભમેજીવ ભુલ્યો, ફરે ફોક વાતો સુણી મુઢ વાતો.
જશે દેહ છાંડી અરે જીવ જ્યારે, થસે સંગ તેવેસમે કોણુ ત્યારે
કર્યાં કર્મના બીજ તે કેમ બળશે,ભર્યાં બુદ્ધિ ભોમીવીશે તેજ ફળશે.
ધરો બ્રહ્મનું ધ્યાન જો જ્ઞાન પામી, ટળે પાપ તારાં ફળે સધસ્વામી
દીઠુ સાંભળ્યું રૂપ ચિત્તે ચડે છે, ધરે ધારણા મન સુરતી ઘડે છે.
બ્રગાકાર જો થાય છે ચિત્ત જ્યારે,બળે વાસના બીજ તો સર્વ ત્યારે.
વિભુને જાણ્યા ગયો તે વવાયો, સદા છોટમે છંદ ભુજંગ ગાયો.

૧૯

રાગ ગરબી. વેદધર્મ.

સાંભળ સજ્જન એક સાર તણુ સાર જો.
સારો સરવ થકી વેદ વિચાર જો. સાંભળ ૧
નંદે વેદને તે જાણવા વીતઠ જો;
પેટ પોખવા રચાયું પાખંડ છે જો. સાંભળ ૨

જે જે જીવ બોલે જીભે અક્ષર જેટલા જો;
મુળ વેદમાં અખુટ રહે તેટલા જો. સાંભળ ૩

રચ્યા દેહ જ્યારે દેવ મનુષ્ય જાતના જો;
કહી વેદ બોલ શીખવ્યા બહુ ભાતના જો. સાંભળ ૪

સુક્ષમ વેદ તો રહ્યા છે પરા વાણીએ જો;
સ્થુળ ચ્યાર વેદ વૈખરી વખાણીએ જો. સાંભળ ૫

હીંદુ ધર્મ કેરૂ મુળ એક વેદ છે જો;
માયા જીવ બ્રહ્મ એવા જેમાં ભેદ છે જો. સાંભળ ૬

જે જે જડ સમુહ માયા નામ તેટલું જો;
જડમાં મળી રહેલો જીવ નામ તેહેનુ જો. સાંભળ ૭

માયા જીવ થકી ન્યારો એક તાર છે જો;
તેના ભજન થકી જીવનો ઉધાર છે જો. સાંભળ ૮

વેદ વચન જે કો માંને નહી માનવી જો;
કહે છોટમ તેની જાણો મતી દાનવી જો. સાંભળ ૯

---

૬૦

ધોળ. માહાનુભવ.

સનમુખ દરીયો સભર ભર્યો, ઉલટ્યો છે આનંદનો તોરી ગરે
હંસ બિરાજે હરિ તણા નહી જેને રૂપને રંગરે. ૧

મેળો માહામુનીજન કેરો, ઝીલે ત્યાં નિરમળ નીરરે;
બ્રહ્મ અમીરસ ભોગીયા, જોગીયા જુગમાંહે ધીરરે. ૨

કમળ ખીલ્યા કાંઇ રંગના, શબ્દ સુગંધી છે સારરે;
પર્ણ વીના પાંખડીએ ફૂળ કરે મન ભમર ગુંજારરે. ૩

મોતી નીપજે મોઘા મુલ્યનાં, તે ગ્રહે મરજીવા મરારરે;
અમરીત પીવે એમ અતિ ઘણાં, નહિ જેને કર્મને કાળરે ૪

સુરત સોહાગણ ત્યાં જઇ, સાભળી સિંધુનો નાદરે.
ન્યાલ થઈ નીજ ન્યાલતાં, પામીતે સદગુરૂનો પરસાદરે ૫

લાભ થયો લક્ષ કરોડનો ઉઘડી ગઈ ભાગ્યની રેખરે.
ધનરે વિધાત્રા એધર થકી, લખીયો છે હરી મળવાનો લેખરે ૬

જે પદ દુરલભ દેવને, અજ ભવ ઇચ્છે મનરે.
તે માહાપદ મને આપીયુ, એવાએ સત ગુરૂને ધન્યરે ૭

આપે ઓળખાવ્યા આપમાં, પ્રભુ મને દેખાડયા પાસેરે.
છોટમ તે પદ પામીયા, જેનો છે અખંડ રાસરે. ૮

---

૬૧

રાગ ઉપરનો. અકળકળા.

જુવો ભાઈ જગત જેણે રચ્યું, તે કળ સદ્ગુરૂને હાથરે,
ઘણ રે હેરણ ને સાણસી, કરતાં એ સરજ્યાં છે સાથેરે. ૧

એરણ કરી ઓમકારની, સોહંગ હથોડો છે સાર રે.
ત્રિધા વૃત્તિ ગુણ સાણસી, કરમાંહે લીધી છે કીરતારે રે. ૨

પીંઠ બ્રંહ્માડ મધ્યે રહી, બાંધ્યા છે બીબાંના ઘાટ રે.
ચૈતન રસ એક જડ થકી, રચીયા છે પ્રેમતણું વૈરાટ રે. ૩

ચ્યાર ખાંણુ રચી કળા, લક્ષચોરાશીના લોક રે;
અકળકળા છે આપની, ઉપજેલુ કરે છે ફોકરે. ૪

જળચર નવલક્ષ જાતના, દશલક્ષ પંખીડાં દીસેરે;
સ્થાવર તે લક્ષ ત્રીસનાં, પશુ લક્ષ જાતી છે વીશરે. ૫

કીટ એકાદસ લક્ષનાં, મનુ લક્ષ જાતી છે ચાર રે;
એમ ચોરાશી લાખના, ઘાટ તો ઘડીયા છે કીરતારે રે. ૬

જડવંત બીજ પ્રથમ કર્યું, પ્રેર્યો છે પોતાનો અંશરે;
એક એકથી અનેક થયાં, વિસ્તર્યો છે તેમનો વંશરે. ૭

જે કળે જગત ઘડાય છે, તે જાણે સદ્‌ગુરૂ દેવ રે;
કળ તે ભેદુ કરતારની, જાંણીને કરવી છે સેવ રે. ૮

કારીગર કીરતારના, પુત્ર તે સતગુરૂના સંતરે;
તે ગતી જાણે તેહની, ના લહે જગતના જંન રે. ૯

એ ભવ ભોમકે ભોમીયા, જો મળે પુન્યનો જોગરે;
છોટમ સુખ આપે ઘણુ, ટાળી દઈ જન્મનો રોગ રે. ૧૦

---

૨૨

## ધોળ. કર્તાની ચતુરાઇ.

જગ કર્તાના ચતુરાઇ, આપ ઇચ્છાએ સૃષ્ટિ ઉપાવી;
સ્થાવર જંગમ જાતિ સોહાવી તો, લક્ષચોરાસી ભાતનીરે. ૧

રસબીજક ચર જાતીનાં કરીયાં, સ્થાવર કઠિનમાં અંકુર ભરીયા
પરસ્વાધીન જીવ્હા વિસ્તારિયા તો રચના કરિ ભાંતીનીરે. ૨

સમ ચૈતન સત્તાને પ્રતાપે, મલી રહ્યાં પોત પોતાને માપે;
હરદમ હાલે પ્રવણને જાપે, તો સુષુપ્તિ સરખાં થયાં સહીરે. ૩
જાણ્ય વીના હાલે જડ જેવા, લોહકારની ધમણ હોય તેવા;
શુન્ય મૌન નવ બોલે તેવાંતો, અંશવિના ઉચરે નહિરે. ૪
જીમ ઋતુરાજ વિના તરૂ સારાં, ફુલે ફળે નહિ કોય બચારા;
જાણ્યા વીના જંગમ એક તારાં, તો અક્ષર કુસુમ ન ઉમરેરે. ૫
જ્યારે અંશ પ્રેર્યો અવિનાસી, નખ શીખ જાણ્ય રહી પરકાશી;
વિચિત્ર વિવેકનો થયો વિલાશી, તો પુરણુતા જેની તનુ વિશેરે. ૬
અંશ માલીક સહુ માલ છે એનો, દાવો કરે તે માટે તેનો;
પ્રબળ પ્રતાપ જાહેર જગ જેનો, તો આપ પણુ જાણે આપણુંરે. ૭
તેરે આપ પણુ અલગ રેહે છે, કમલ ઉપર જેમ ભમર ભમે છે;
સકલ વિષય રસનુ સુખ લે છે, તો માન ધરે તે તનુ તરણુંરે ૮
ઇંદ્રિયો વિષયોનુ સુખ લે છે, તેજ વિષય સુખ મનડું ગ્રહે છે;
મનનુ સુખ તે અંશ લહે છે તો, અંશ લોભાયો વિષય સુખે રે. ૯
વિષયોનુ સુખ છે નહી સાચુ, ઝાંઝવાનું જળ જેવુ છે કાચુ;
અવિવેક તુચ્છમાં મન રાચું તો, એથી ભમે છે તે ભવ વિશેરે. ૧૦
સાચા સદ્ગુરૂ મલે છે જેને, તુચ્છથી વૈરાગ ઉપજે તેને;
બ્રહ્માનંદ સુખ ઉપજે એને તો, પામે પરમપદ તે જનોરે. ૧૧
વૈરાગથી પ્રકૃતિ લય પાંમે, વિષય વાસના મનથી વિરામે;
છોટમ નિજાનંદ સુખ પામે તો સિદ્ધ થયો તે જાણિયે રે. ૧૨

શ્રી ગુરુભ્યો નમઃ

# અથપ્રશ્ન ઉપનિષદ્ સાર.

ગીતિ.

ગુરૂ પદ રજ શિર ધારી, ઉપનીષદ્‌નો સાર કહું હાવે;
ભય ભવનો હરનારી, શ્રેષ્ટ સરવથી એ વિદ્યા કહાવે. ૧

દોહા.

એક સમે એક દેશમાં, એક આશ્રમની માંહ્ય;
ખટ્ રૂષિયો ભેલા થયા, પ્રીતિ પરસ્પર ત્યાંય, ૨

છપ્પો.

સુકેશા છે એક, સત્યકામા એક કહીયે;
સુર્યાયણી કહેવાય, આશ્વલાયન વલી લહીયે;
ભાર્ગવ પંચમ નામ, કબંધી છઠ્ઠા તેવા;
વેદ ચાર વેદાંત ભણેલા સઘળા એવા;
વળી સંધ્યાદિક ષટ કર્મના, કરનારા હુતા સહુ;
વળી સગુણ બ્રહ્મના ધ્યાનમાં, તત્પર પણ રહેતા બહુ. ૧

દોહા ઉત્તમ કર્મ પ્રભાવથી, શુદ્ધ થએલા સાર,
બ્રહ્મ વિદ્યાછે જાણવા આતુર હુતા અપાર. ૧

ગદ્ય

એવા ખટ ઋષિ વિચાર કરતા હતા કે આપણાથી અધીક જે વિદ્યાવાન જ્ઞાનવાન બ્રહ્મનિષ્ટ હોય શ્રોત્રીય હોય તે આપણને ઉપદેશ કરે, પણ એવા બ્રહ્મનિષ્ટ કોણ છે જે તેને શરણે આપણ જઇએ. હે શિષ્ય એ પ્રમાણે વિચાર કરે છે

એવામાં આપણી ઇચ્છા પૂર્વક વિચારતા એવા ભગવાન પિપ્પલાદ મુનિ તે સ્થાન વિષે આવતા હતા, તેમને દુરથી આવતા દેખીને ખટ ઋષિયો પ્રસન્ન થઇને પરસ્પર વિચાર કરવા લાગ્યા કે, આ પિપ્પલાદ મુનિ પધારે છે તે આપણા સર્વ પ્રશ્નોના ઉત્તર કરશે. એમ કહીને આસનથી ઉઠી ઉભા થઇને મુનિ સમીપ જઇને અર્ઘ્ય આપીને પૂજન અર્ચન કરીને દંડવત કરી હાથ જોડીને સમિધપાણિ એટલે ગુરૂને અર્પણ કરવા જોગ્ય વસ્તુ હાથમાં લઇને વચન કહેતા હતા; કે હે ભગવન્! સંસારમાં જન્મ મર્ણના દુઃખથી અમે ભય પામ્યા છીયે, અને આપને શર્ણે પ્રાપ્ત થયા છીયે. માટે હે ભગવન્ આપ કૃપા કરીને અમને બ્રહ્મ વિદ્યાનો ઉપદેશ કરો, અને અમારાં સર્વ દુઃખની નિવરતિ કરો. ત્યારે મુની બોલ્યા કે હે ઋષિઓ જે શીષ્ય વિવેકાદીક સાધન સંપન્ન થઇને ગુરૂ શાસ્ત્ર વીષે શ્રદ્ધાવાન ભક્તીવાન હોય તે તે એક વર્ષ પરયંત ગુરૂની પાસે સેવામાં રહે, તેની પરીક્ષા થાય, ત્યારે ગુરૂ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે, એવી શાસ્ત્રની મુરજાદા છે, તે તમે પણ જાણો છો, અને તમે સ્વભાવથી તપસ્વી છો ને બ્રહ્મચર્યાદિક યુક્ત છો, તેથી અધિકારી છો માટે એક વર્ષ સુધી અમારાં પાસે રહો ત્યાર પછી તમને હું ઉપદેશ કરીને સર્વ શશે નીવૃત કરેશ. એવુ અમારૂ વચન છે તે તમોને અંગીકાર હોય તો એ પ્રકાર કરો. હે શિષ્ય એ પ્રકારે પિપ્પલાદ મુનિએ કહ્યું ત્યારે સર્વ ઋષિઓ શ્રદ્ધા ભક્તિયુક્ત બ્રહ્મચર્ય ધારી એક વર્ષ સુધી ગુરૂ સેવામાં રહ્યા. વર્ષ વીત્યા પછી કબંધીનામા કાત્યાયન

ઋષિ દંડવત કરીને પ્રશ્ન કરવા લાગ્યા; ત્યાં માંડુક્ય ઉપનિષદમાં પરા–અપરા બે પ્રકારની વિદ્યા કહી તે, તેમાં કર્મ ઉપાસનાના ભેદ વડે બે પ્રકારની જે અપરા વિદ્યા કહી છે, તેનો નિર્ણય કરવા સારૂ પ્રથમ જગ્તની ઉત્પત્તિનું પ્રશ્ન કરતા હતા. કાત્યાયનોવાચ હે ભગવન! આ પ્રજા માત્ર શા કારણ ફરી ફરી જન્મ પામે છે તે પ્રજાની ઉત્પત્તિનું કારણ મને કૃપા કરીને કહો. હે શિષ્ય એ પ્રકારે પ્રશ્ન કર્યો ત્યારે પ્રજાપતિ વૈરાટથી નીપજેલી સૃષ્ટિનુ વર્ણન કરતા હવા. યદ્યપિ માયાવિશિષ્ટ પરમેશ્વરથી આકાશાદિક પંચભૂત રૂપ તથા હિરણ્ય ગર્ભરૂપ મહાસૃષ્ટિ કેહવા યોગ્ય હતી, પણ તે કાત્યાયને શાસ્ત્રોથી જાણી છે, માટે વૈરાટ ભગવાનથી સૃષ્ઠિ ઉપજેલી કહેતા હવા.

હે કાત્યાયન! પૂર્વે આ જગતની વૃદ્ધિ કરવા ઇચ્છા કરતા વૈરાટ ભગવાન અગ્નિ સોમ બેને પરસ્પર મેળવીને, નાના પ્રકારની સૃષ્ટી ઉત્પન્ન કરતા હવા એ પ્રકાર વિચાર કરીને ભોકતા રૂપ અગ્નિને ભોગ્ય રૂપ સોમ ઉપ્તન્ન કરતા હવા તેમાં પ્રથમ ભોકતા રૂપ અગ્નિનું વર્ણન કરતા હવા. હે કાત્યાયન! ભોકતા રૂપ અગ્નિ બે પ્રકારની છે: તેમાં એક અધ્યાત્મ રૂપ છે ને બીજી અધિદેવ રૂપ છે. તેમાં આ સંઘાત વિષે રહેલો જે પ્રાણ તે અધ્યાત્મ અગ્નિ; તેને વીશે સ્થુલ સુક્ષ્મ સંઘાતને વશ કરવા રૂપ ભોકતા પણ પ્રસીદ્ધજ છે; તે પ્રાણ રૂપ અગ્નિ સર્વ વિશ્વનો આત્મા રૂપ અધ્યાત્મ અગ્નિ છે ને આદિત્ય રૂપ અધિદેવ અગ્નિ, કેવો છે? પોતાના ઉદય તથા અસ્ત વડે પૂર્વ પશ્ચિમ

ઉત્તર દક્ષિણ દિશાઓના વિભાગ કરતો સર્વ પ્રકારની વસ્તુઓનો ભોકતા રૂપ પુરૂષ તથા સર્વનો આત્મા હોવાથી વિશ્વરૂપ છે, તથા તપ્ત સુવર્ણ સરખો પ્રભા વાળો તથા જે સર્વ વસ્તુ વિષયક જ્ઞાન ઘન ઉત્પન્ન થયેલો પોતાની સહસ્ર કિરણોએ કરીને જ્યોતિ રૂપ છે તે આદિત્ય સર્વ જીવોનો બાહ્ય પ્રાંણ છે. હે કાત્યાયન ? દ્વાદશ માસ રૂપ જે સંવત્સર છે તેમાં ખટમાસ રૂપ ઉત્તરાયણ છે, તે ઉત્તરાયણ પ્રાણ રૂપ અગ્નિ રૂપ છે. માટે ઉતરાયણ માર્ગે બ્રહ્મચર્યાદી સાધનસંપન્ન ઉપાસક પુરૂષ સૂર્ય મંડળ ભેદીને ઉપર જાય છે, તે સ્થાન સમષ્ટિ પ્રાણ રૂપ હિરણ્ય ગર્ભના નિવાસ સ્થાન રૂપ છે તે પ્રાણાયતન નામ કહેવાય છે. તે મૃત્યુ ભયથી રહીત છે માટે વેદવેત્તા અમૃત અભય સ્થાન કેહ છે. વળી હિરણ્ય ગર્ભનું સ્થાન બ્રહ્મલોક કરીને કહે છે તે સ્થાનમાં બ્રહ્મચર્ય યુકત અભેદ અહંગ્રહ ઉપાસના કરનાર જાય છે. તે ફરી સંસારમાં આવતા નથી. ત્યાં જ્ઞાન વડે મોક્ષ પામે છે. હે કત્યાયન માટે વેદવેત્તા ઉત્તરાયણને પ્રાણ અગ્નિ રૂપ કહે છે. જેમ ખટમાસ ઉત્તરાયણ પ્રાણ અગ્નિ રૂપ છે તેમ તેનુ ઘટક શુકલ પક્ષ તથા દીવસ પણ પ્રાણ અગ્નિ રૂપજ છે. એ રીતે ભોકતા રૂપ અગ્નિનું આદિત્ય રૂપ વરણન કર્યું. હવેં ભોગ્ય રૂપ સોમનું વરણન સાંભળો. હે કાત્યાયન એ ચંદ્રમા ભોગ્ય રૂપ અમૃત રૂપ હોવાથી સોમરૂપ છે, માટે ખટમાશ દક્ષણાયનરૂપ કર્મી પુરૂષોને તે સોમરૂપ ચંદ્રમંડળની પ્રાપ્તી કરે છે; માટે વેદવેત્તા દક્ષણાયનને સોમ કરીને કહે છે. જે દક્ષણાયને

કરીને અગ્નિહોત્રાદી કર્મો કરનારા શ્રદ્ધાવાન તે ચંદ્રલોકને પામે છે. હે કાત્યાયન જેમ દક્ષણાયન ખટમાસ સોમરૂપ છે તેમ કૃષ્ણપક્ષ તથા રાત્રિ પણ સોમરૂપ છે. તેથી રાત્રિ વીશે જે પુરૂષ પોતાની સ્ત્રી સાથે સંભોગ કરે છે તેનુ બ્રહ્મચર્ય બગડતું નથી. ને દીવસ પ્રાણરૂપ અગ્નિ છે માટે દીવસે પોતાની સ્ત્રી સાથે સંભોગ કરે છે તેનુ બ્રહ્મચર્ય ભ્રષ્ટ થાય છે. ને તેના પ્રાણની પણ હાનિ કરે છે. હે કાત્યાયન ઉતરાયણ શુકલપક્ષ અને દીવસ જેમ પ્રાણરૂપ અગ્ની છે, તેમ દક્ષણાયન કૃષ્ણપક્ષ અને રાત્રિએ ત્રણે સોમરૂપ છે. તે અગ્નિ સોમ બેના પરસ્પર સંજોગથી સંવત્સર કહેવાય છે. તે સંવત્સર રૂપ પ્રજાપતિ ખટરૂતુ રૂપ તથા દ્વાદશ માસરૂપ પ્રજાપતી સુરજરૂપે શિશુમાર ચક્રવિશે સ્થિત છે. ને વૃષ્ટિરૂપ મેઘનુ કારણ છે, તેથી સર્વ જગતના પિતા રૂપ છે; કેમકે સૂર્ય ચંદ્ર ઉતરાયણ દક્ષણાયન ઈત્યાદી કરી અગ્નિ સોમરૂપ જે પ્રજાપતી વૃષ્ટિદ્વારા વ્રીહિયવાદીક નાના પ્રકારનાં અન્ન ઉત્પન્ન કરે છે, તે ક્ષુધાવંત જીવના ઉદરમાં પ્રાપ્ત થઈને જઠરાગ્નિમાં પચન થઈને વીર્ય રૂપ રેત ઉત્પન્ન કરે છે, તે વીર્યથી નાંના પ્રકારની પ્રજા ઉત્પન્ન કરે છે. માટે અગ્નિ સોમદ્વારા સર્વ પ્રજા થાય છે. એ પ્રથમ પ્રશ્ન વિશે ઉપાસના કરવા યોગ્ય પ્રાણને અધિદૈવરૂપ સુર્યાદીકનુ વર્ણન કર્યું. હવે પ્રાણને અધ્યાત્મરૂપ વરણન કરવા બીજા પ્રશ્નનુ વર્ણન કરે છે—હે શિષ્ય એ પ્રકાર શ્રવણ કરીને કાત્યાયન ઋષિ વિરામ પામ્યા.

ઇતિ પ્રથમ પ્રશ્ન.

હે શિષ્ય હવે પિપ્પલાદ મુનિ પ્રત્યે ભાર્ગવ ઋષી પ્રશ્ન કરતા હવા. ભાર્ગવોવાચ.

હે ભગવન્! આ અધ્યાતમ સ્થુલ સુક્ષ્મ દેહના સંઘાત રૂપ જગતને ધારણ કરનાર કેટલા દેવતા છે. વળી તે દેવતાઓમાં પ્રકાશ કરનારા કેટલા દેવતા છે. વળી તે દેવતામાં અતીશયે ગુણે કરીને શ્રેષ્ટ કોણ દેવતા છે, એ ત્રણે પ્રશ્નોનો ઉતર આપકૃપા કરીને કહો. એ પ્રમાણે ભાર્ગવે પ્રશ્ન કર્યો ત્યારે પિપ્પલાદમુનિ ઉતર કરે છે, હે ભાર્ગવ આકાશાદિક પંચભૂત શ્રોત્રાદીક પંચજ્ઞાનેન્દ્રિ, વાકાદીક પંચ કર્મેન્દ્રી; એક મન એકપ્રાંણ એ સત્તર દેવતા સર્વ શરીરને ધારણ કરનારા છે. ને તે સપ્તદશ દેવતાઓ વિશે પંચજ્ઞાનેન્દ્રીને છઠુ મન એ છ દેવતા રૂપાદીક પદાર્થોને પ્રકાશ કરનારા છે ને એ શરીર વીશે સતર દેવતાઓમાં શ્રેષ્ટ જે પ્રાણ અપાન સમાન વ્યાન ઉદાન એ પંચ વૃત્તિ રૂપ કરીને પ્રાણ સેષ્ટ છે. માટે બીજી શ્રોત્રાદીક ઈન્દ્રીઓ નાશ થયા પછી અંધ બધિરાદીક શરીર રહે છે—પરંતુ પ્રાણ નીસરી ગયા પછી શરીર રહેતુ નથી માટે પ્રાણ સર્વમાં શ્રેષ્ટ છે જેમ મધના પુડામાં મધુરાજમક્ષીકા બેસે છે ને જો મધુરાજ મક્ષિકા ઉડીજાય તો બીજી ઉડીજાય છે એ પ્રકારે આ શરીરમાં પ્રાણ જ્યાં સુધી હોય ત્યાં સુધી સર્વ ઇંદ્રિઓ રહે છે ને પ્રાણ ગયા પછી કોઈ ઇન્દ્રિ રહેતી નથી પણ પ્રાણ હોય ને ઇન્દ્રિઓ જાય તો જીવાય છે તે પ્રાણ ગયો તો મરી જાય છે, એ રીતે તે પ્રાણની શ્રેષ્ટતા દેખીને નેત્રાદિક ઇન્દ્રિઓના દેવતા પ્રાણની સ્તુતિ કરે

છે; હે પ્રાણ દેવતા અગ્નિ સૂર્ય મેઘ વીજળી વાયુ ઇન્દ્ર આકાશાદીક પંચભુત ચંદ્ર એટલે સોમ સત અસત અમૃત ઋગાદી ચાર વેદ એને આદે લઇને જેટલુ નામ રૂપ ક્રિયા દિક વિશ્વ એ સર્વ વીશ્વરૂપ એક પ્રાણજ છે. હવે મેઘ એટલે વરસાદ શમજવો, સોમ એટલે સર્વ ભોગ પદારથ, સત શબ્દ એ સર્વ મૂર્તી પદાર્થ, અસત્ય એટલે અમૂર્ત પદારથ, અમૃત એ દેવતાઓનું ભક્ષણ સમજવું. હે પ્રાણ દેવ જેમ રથના પૈડાની નાભિમાં આરા રહ્યા છે એમ સર્વ વિશ્વ તમારા વિશે સમરપિત છે, માટે તું બધા વિશ્વનો આત્મા રૂપ છે. હે પ્રાણ દેવ આ જગત વિષે ઇંડજ સ્વેદજ જરાયુજ ઉદભિજ્જ એ ચાર પ્રકારે તુંજ ઉત્પન થાય છે તથા વિરાટ હિરણ્ય ગર્ભ રૂપે કરીને તુહી ઉત્પન્ન થાય છે, તમારા વીના બીજો કોઇ શ્રેષ્ટ છે નહી; હે પ્રાણ દેવ જેમ આલોક વિશે ઐશ્વર્યવાળા પ્રાણી છે, જેમ દેવતાઓમાં અગ્નિ છે, પિત્રિઓને વિશે જેમ નાન્દી મુખ છે, ઋષીઓ વીશે અંગીરશ છે, જેમ અગ્નિ આદીને પ્રસન્ન કરવા સ્વાહ: શબ્દ છે, પીતરોને પ્રસન્ન કરવા સ્વધા શબ્દ છે, તે અગ્નિ આદી તમારાજ સ્વરૂપ છે. હે પ્રાણ દેવ ચક્ષુ આદીક ઇંદ્રીઓમાં બળ ધારણ કરનાર તું સદા અનુકુળ પરીણામવાળા કર હે પ્રાણ દેવ અમે સર્વ તારા કિંકર છીએ માટે આપ આ શરીરથી કદી બહાર જશો નહી. હે પ્રાણદેવ સ્વર્ગ અંતરિક્ષ ભુમિ એ ત્રણ લોક વિશે જેટલાં ભુત ભુતિક પદારથ છે તે તમારે વશ વરતી છે. એવા તમને જાણનાર હમે પુત્રોનુ રક્ષણ કરો તથા અમને ચારવેદ રૂપ બ્રાહ્મણનું

ધન આપો. સુવર્ણરૂપ ક્ષત્રીનું ધન આપો. અમને સત બુદ્ધિની પ્રાપ્તી કરો એ પ્રકારે ઈન્દ્રીઓના દેવોયે પ્રાણદેવની સ્તુતિ કરી માટે પ્રાણ સર્વનો અધીપતી છે. એ પ્રકારે બીજા પ્રશ્નનો ઉત્તર કર્યો. હવે ત્રીજાનો ઉત્તર કરે છે.

હવે અશ્વલાય નામના ઋષિ પ્રાણની ઉત્પત્તિ આદી નિરણય કરવા પિપ્પલાદ મુનિને પ્રશ્ન કરતા હવા. અશ્વલાયનો વાચ.

દોહા.

હે ભગવન એ પ્રાણની ઉતપત્તિ છે જેહ,
કઇ વસ્તુથી થાય છે કહો કૃપા કરી તેહ.
વળી સમંધ એ પ્રાણનો સર્વ શરીરો સાથ;
શા નિમીત્તથી થાય છે તે મુજને કહો નાથ.
સર્વ શરીરોને વીશે જુદો જુદો પ્રાણ,
કીયે પ્રકારે થઇ રહે તે કહો મુને સુજાણ.
વળી એ પ્રાણ શરીરથી બાહર નીકળે જેહ;
કીયા નિમિત્તવડે કરી કરે ઉત્ક્રમણ તેહ.

વળી એ પ્રાણ અધ્યાત્મ અધિભૂત રૂપ જગતને કીયે પ્રકારે ધારણ કરે છે બાહ્ય કીયે પ્રકારે ધારણ કરે છે ને ભીતર કીયે પ્રકારે ધારણ કરે છે એ ખટ પ્રશ્નોનો કૃપા કરીને ઉત્તર કરો. હે શીષ્ય એ પ્રકારે અશ્વલાયને પિપ્પલાદ મુનીને ખટ પ્રશ્નો પુછયા ત્યારે તે પિપ્પલાદ ઉત્તર કરતા હવા. હે આશ્વલાયન તમે અતિ સુક્ષ્મ પ્રશ્ન કર્યા માટે તમે સર્વ ઋષિઓમાં શ્રેષ્ટ છો માટે તેવા ઉત્તમ અધિકારીને હું ઉત્તર કરૂં છું તે સાંભળો.

હવે એ પ્રાણની શામાંથી ઉત્પત્તિ થાય છે. એ પ્રથમ પ્રશ્નનો ઉત્તર સાંભળો. હે આશ્વલાયન જેમ દરપણ વીશે શરીરનું પ્રતિબિંબ ઉત્પન્ન થાય છે, એ પ્રકારે પરમાર્થરૂપ સત્ય સ્વરૂપ આત્માના રૂપ બિંબથી એ જીવરૂપ પ્રાણરૂપી પ્રતિબિંબ ઉત્પન્ન થાય છે; જેમ દરપણાદીકમાં પ્રતિબિંબની મુખરૂપ બિંબથી જુદી સત્તા નથી પ્રતિબિંબ તે બિંબનેજ આશ્રીત છે તેમ એ પ્રાણ તે આત્મારૂપ ચેતનને આશ્રે છે એ પ્રથમ પ્રશ્ન. હવે એ પ્રાણનો સર્વ શરીરો સાથે શાથી સબંધ થાયછે. એ બીજા પ્રશ્નનો ઉત્તર હે અશ્વલાયન એ જીવરૂપ પ્રાણને જે જે શરીર સાથે સબંધ થાય છે તેનું કારણ એ વિજ્ઞાન રૂપ મને કરીને પુણ્ય તથા પાપરૂપ કર્મનીમીત કારણ છે તેમનાં કરેલાં કર્મથી જીવ રૂપ પ્રાણ તે તે શરીરને પ્રાપ્ત થાય છે કારણ કે આત્માના પ્રતિબિબંને ગ્રહણ કરીને ચેતન ભાવને પ્રાપ્ત થયુ જે મન, તે ચિંદાભાસ યુક્ત મન જે જે પુણ્ય પાપરૂપ કર્મો કરે છે તે મન પુણ્ય પાપરૂપ કર્મના ફલનો ભોગ્ કરે છે માટે મનજ કરતા ભોક્તા છે; તે માનસ કર્મ વડે કરીને આ જીવરૂપ પ્રાણ ભિન્ન ભિન્ન શરીરને પામે છે. હે ભગવન્ બીજા શાસ્ત્રો વિશે કાઇક વાચીક ને માનસીક એ ત્રણ પ્રકારનાં કર્મ જીવને પુણ્ય પાપ વડે શરીરનાં કારણ કહ્યાં છે ને તમે એકલા મનનાં કર્મ શરીરનાં કારણ કહોછો તેથી અન્ય શાસ્ત્રો સાથે આપના વચનનો વીરોધ થશે.

હે આશ્વાલાયન એ વાકાદિક ઇન્દ્રીયો મન વીના કોઇ કારજ કરવા સમરથ નથી કેવળ મનના આશ્રય વડેજ સર્વ

કારજ કરી શકે છે માટે પાપ પુણ્યના ફલનું ભોક્તા મનજછે તેમાં વીચાર કરવાનો એ છે કે, શુદ્ધ આત્માતો અસંગ નિર્વીકાર છે. માટે આત્મા વીશે પાપ પુણ્યનુ ભોક્તાપણુ સંભવે નહીં; ને દેહ તથા ઈન્દ્રી આદીક જડ છે તે પર પ્રકાશક છે માટે દેહ ઈન્દ્રીયાદીક વિશે પાપ પુણ્ય સંભવે નહી, ને કરતા ભોકતાપણુ સંભવે નહી; માટે વિજ્ઞાન રૂપ મનજ કરતા ભોક્તા સંભવે છે. તેથી ચિદાભાસ યુક્ત મનજ પાપ પુન્ય કરનાર તથા તેનુ ફળ ભોગવનાર છે તે મનથી દેહ ઇંદ્રીયાદીક શરીર ઉપજે છે ને તે તે શરીર સાથે જીવરૂપ પ્રાણ તે શરીરમાં પ્રવેશ કરે છે તે પ્રાણને મન ભેળાં રહે છે ને ભેળાં આ લોક પરલોકમાં જાય છે ને અનેક દેહ ધારણ કરે છે. હવે એ પ્રાણ કીયે પ્રકારે શરીરમાં ભિન્ન ભિન્ન કરીને ઉત્પન્ન થાય છે એ ત્રીજો પ્રશ્ન નિરૂપણ કરે છે. હે આશ્વાલાયન જેમ રાજા જુદા જુદા પ્રધાનોને જુદા જુદા કાજમાં પ્રેરણા કરેછે. તેમ ક્રિયાશકિતવાળો પ્રાણ પોતાના પ્રાણ અપાન, સમાન, વ્યાન. ઉદાન એ પંચ પ્રકાર કરીને નેત્રાદીક ઇન્દ્રીઓને પોત પોતાના કાજ વીશે પ્રેરણા કરેછે—હવે તે પંચ પ્રાણના સ્થાનનુ નિરૂપણ કરે છે, તથા કારજનુ નિરૂપણ કરે છે. હે આશ્વલાયન પ્રથમ પ્રધાન જે પ્રાણ છે, તે મુખ, નાસીકા, નેત્ર, કાન, એ સાત દ્વારમાં—મુખ નાસીકા દ્વારા બહાર ગમન આગમન કરે છે. બીજો અપાન, પાચુ ઉપસ્થ બે નીચેનાં છિદ્રો વીશે રહી મલમુત્રનો વિભાગ કરે છે. ત્રીજો સમાન વાયુ, અન્નજલને સકળ શરીરમાં સમાન કરે છે. ને સકળ શરીરમાં વ્યાપક થઇને રહ્યો છે. તે નાભિદેશ વિશે વીશેશ

કરીને રહે છે. હવે વ્યાન નામનો પ્રાણ, આશ્રય કરવા વાસ્તે નાડીયોની સંખ્યા કહે છે. હે આશ્વાલયન દેહ ધારી જીવો-ના શરીર વિશે હૃદયમાં બોતેર કોટી દશ હજાર એકસો એકની સંખ્યા કરી છે. તેમાં સુક્ષમણા છોડીને બીજી નાડીયોમાં વ્યાન વાયુ વહે છે તે વ્યાનને શ્રુતિ વીશે પ્રાણ અપાનની સંધિરૂપ કહ્યો છે, બલવાન કામ કરનાર કહ્યો છે, ને સુક્ષમણા નાડીએ કરીને તો ઉદાન નામાં પ્રાણ વિચરે છે; તે ઉદાનને ઉચે ગમન કરવાનો સ્વભાવ છે; એટલા વડે કહ્યું હતુ કે પ્રાણ શરીરથી કીયે દવારે ને કેઇ વૃત્તિને કીયા નિમિત્તથી બાહ્ય નીકળે છે તેનો ઉત્તર એ કહ્યો. હે અશ્વાલાયન મર્ણ કાળને વીશે અગ્નીહોત્રાદિક કર્મનુ ફળ દેવા એ ઉદાન નામા પ્રાણ સ્વર્ગમાં લઇ જાય છે ને પાપકર્મ કરનારને ફળ દેવા નર્કમાં લઇ જાય છે. ને જેનાં પુણ્ય પાપ સમાન હોય તેને મનુષ્ય લોકમાં એ ઉદાન વાયુ લઇ જાય છે. જે પુરૂષનાં પાપ કર્મ બળી ગયાં છે, તેને એ ઉદાન વાયુ સુક્ષમણા નાડી દ્વારા બ્રહ્મલોકની પ્રાપ્તી કરે છે. જે પુરૂષનાં પાપ પુણ્ય કર્મ આત્મા સાક્ષાત વડે નિવર્ત્ત થઇ ગયાં છે તે પુરૂષનો ઉદાનવાયુ તાંહી આત્મામાં લય થઇ જાય છે. તેનો પ્રાણ શરીર બહાર નીકળતો નથી, માટે અન્વયવ્યતિરેક વડે એ જીવરૂપ પ્રાણને પાપ પુણ્ય કર્મ જન્મનું કારણ છે. એ ચોથા પ્રશ્નનો ઉત્તર કહ્યો હવે એ પ્રાણ અધ્યાત્મ અધિભૂત પ્રપંચને કીયે પ્રકારે ધારણ કરે છે એ પાંચમા પ્રશ્નનો ઉત્તર. હે આશ્વાલાયન બાહ્ય એ પ્રાણ આદિત્ય તથા પૃથ્વી આદી રૂપ કરી અધ્યાત્મ અધીદૈવરૂપ

પ્રપંચને ધારણ કરે છે. એ પ્રાણ, પ્રાણ અપાન સમાન વ્યાન ઉદાન એ પાંચ મુખ્ય સ્વરૂપ તથા ચક્ષુ આદી ગૌણ સ્વરૂપ કરીને અંતર અધ્યાત્મ જકતને ધારણ કરે છે. એ રીતે હે આશ્વાલાયન ચક્ષુને આદીત્ય એ બે પ્રાણ રૂપ છે તે બેમાં કાંય ભેદ નથી માટે પ્રાણવાયુનું બાહ્યરૂપ આદિત્ય છે ને પૃથ્વી દેવતા કરીને અપાન વાયુનુ આકર્ષણ થાય છે માટે અપાનનું બાહ્યરૂપ પૃથ્વી છે. જેમ સમાન શરીરના મધ્ય દેશ વીશે રહે છે તેમ સ્વર્ગ ભૂમીની મધ્યે જે આકાશછે. તે સમાનનુ બાહ્ય રૂપ છે જેમ વ્યાન શરીર વીશે વ્યાપક છે, તેમ બાહ્ય વાયુ પોલમાં વ્યાપક છે, તે વ્યાન વાયુનુ બાહ્ય રૂપ છે જેમ ઉદાનનો ઉર્ધ્વગમનનો સ્વભાવ છે તેમ અગ્નિ રૂપ તેજનો પણ ઉર્ધ્વગમન સ્વભાવ છે, માટે ઉદાનનું તેજ બાહ્યરારૂપ છે. હે આશ્વાલાયન આ શરીર વીશે અંતઃકરણની વૃત્તિરૂપ તથા ઉષ્ણતારૂપ તેજ છે, તે તેજ જે વેળા શરીરમાંથી શાંત થઇ જાય છે તે વેળા એ જીવ રૂપ પ્રાણ ઉર્ધ્વશ્વાસ રૂપ થાય છે તે પ્રાણ આપોમય શ્રુતિ વીષે જળમય કહ્યો છે, તથાપી તે પ્રાણ ઉદાન વૃત્તિરૂપ કરીને મરણકાળ વીશે તેજરૂપ યુક્ત કરીને જીવને લોકાંતર વીશે લઇ જાય છે. તેજ વીના પ્રાણની શરીર વીશે સ્થીતી રહેતી નથી માટે ઉદાન તેજરૂપ છે. હે આશ્વાલાયન મરણકાળ વીશે જીવ કર્મના વશથી ભાવિક પ્રાપ્તી શરીરરૂપ સંસ્કારવાળો છે ને જે જીવ શરીર ઇન્દ્રી મન પ્રાણની સાથે તાદાત્મ સબંધવાળો છે એવા જીવને ક્રિયા શક્તિવાળો પ્રાણ લોકાંતરમાં

લઇ જાય છે. હે આશ્વાલાયન જે પ્રાણ પરમાત્મા દેવથી ઉત્પન્ન થયો છે, ને જે પ્રાણ પાપ પુણ્ય કર્મના વશથી અનેક શરીર સાથે સબંધ પામે છે, જે પ્રાણ નાડી આદી અનેક સ્થાનવીશે રહે છે, જે પ્રાણ સર્વને પ્રેરક છે, જે પ્રાણ અધ્યાત્મ અધીદૈવરૂપે છે તે પ્રાણ હું છું એ પ્રકારે જે અધિકારી પુરૂષ તે પ્રાણની અભેદ ઉપાસના કરે છે તે પુરૂષની વંશ પરંપરા કદાપી નાશ પામે નહી, ને તે પુરૂષ આત્મા સાક્ષાતવડે મોક્ષ પામે છે. માટે અંતઃકરણની શુદ્ધિ વાસ્તે પ્રાણની ઉપાસના અવશ્ય કરવી. એ ત્રણ પ્રશ્નોવડે સગુણ વિદ્યા વર્ણન કરી. હવે નિર્ગુણ વિદ્યાનું વર્ણન કરવા ચોથા પ્રશ્નનો ઉતર કરે છે. હવે સૌર્યાયણી પંચ પ્રશ્ન કરતા હવા. હે પિપ્પલાયન મુની! આ શરીર વીશે પોત પોતાના વ્યાપારની ઉપરામતારૂપ શયનને કોણ પ્રાપ્ત થાય છે? હે ભગવન્! જાગ્રતને કોણ પ્રાપ્ત થાય છે? હે ભગવન્ નાના પ્રકારના સ્વપ્નને કોણ દેખે છે? ને હે ભગવન્! સુષુપતીને કોણ ભોગવે છે? હે ભગવન્! સુષુપ્તિ અવસ્થા વીશે પ્રાણાદીક કોને આધારે રહે છે એ પ્રકારે પાંચ પ્રશ્ન કર્યા, ત્યારે પિપ્લાદમુની ઉતર કરે છે. હે ગાર્ગી સ્વપ્ન અવસ્થા વીશે ચક્ષુ આદી પંચજ્ઞાનેન્દ્રી, વાકાદીક પાંચકર્મેન્દ્રી; મનની સાથે તાદાત્મક થઇને, પોત પોતાના વ્યાપારથી નિવૃત થઇને શયન ને પ્રાપ્ત થાય છે; ને સુષુપ્તિમાં મન સહીત નિવૃત્ત રૂપ શયનને પ્રાપ્ત થાય છે. માટે ચક્ષુ આદી ઇન્દ્રી વીશીષ્ટ મન, જાગ્રત અવસ્થાનો આશ્રય છે. હવે દ્વીતીય પ્રશ્નનો ઉતર કહે છે હે ગાર્ગ શુષુપ્તિ અવસ્થામાં મન સહીત લય

થતાં પંચપ્રાણ જઠરાગ્ની સહીત પોત પોતાના વ્યાપાર વીશે જાગ્રત રહે છે. તેથી અન્નનો પરીપાક પચન થાય છે. માટે જઠરાગ્નિ સહીત પંચપ્રાણ શરીરના રક્ષણ કરનાર છે; માટે સુષુપ્તિ વીશે વિદ્વાનને અગ્નીહોત્રની પ્રાપ્તી કહી છે. જે વિદ્વાન પુરૂષના પ્રાણ અગ્નિહોત્ર વીષે મન યજમાનરૂપ છે. જેમ બાહ્ય અગ્નીહોત્ર વીશે ગાર્હપત્ય અગ્ની યજમાનને સ્વર્ગ ફળની પ્રાપ્તી કરે છે. હે ગાર્ગ તેમ પ્રાણરૂપ અગ્નીહોત્રમાં મન યજમાનને સુષુપ્તી અવસ્થા વીશે હૃદયકમળ વીશે રહેલા બ્રહ્મના આનંદની પ્રાપ્તી કરે છે. એ પ્રમાણે બ્રહ્મવેત્તા પુરૂશને સદાય અગ્નીહોત્ર થયાં જાય છે હવે ત્રીજા ચોથા પ્રશ્નનો ઉત્તર કરે છે. હે ગાર્ગ જે મન સ્વપ્ન અવસ્થા વીશે જાગે છે, ને સુષુપ્તી વીશે પ્રાણ અગ્નીહોત્રમાં યજમાન રૂપ છે, તે મન ચેતનના પ્રતીબિંબને ગ્રહણ કરીને પ્રકાશમાન થયો છે. તે મન નાના પ્રકારના સ્વપ્નો દેખે છે. માટે ચીદાભાસ યુક્ત મનજ સ્વપ્ન અવસ્થાનો આશ્રય છે. તે મનજ સુષુપ્તીના સુખને ભોગવે છે. કેમકે સુષુપ્તી વીશે સંસાર દેખાતો નથી. તથાપી, બીજરૂપે રહે છે માટે સુષુપ્તી વીશે મન સૂક્ષ્મ બીજરૂપ રહે છે માટે મન સુષુપ્તીનો આશ્રય છે. હવે પાંચમા પ્રશ્નનો ઉતર કહે છે. હે ગાર્ગ જે ચેતનરૂપ આત્મા મન વીશે પ્રતિબિંબરૂપે રહે છે તે ચેતન આત્મા વીશે પ્રાણાદીક સર્વ જડ પ્રપંચ રૂપ જકત રહ્યું છે. જેમ ચારે દિશાયોનાં પંખીયો સંધ્યાકાલે એક વૃક્ષ ઉપર આવીને બેસે છે. તેમ પૃથ્વી આદીક પંચભુત તથા ગંધાદીક પંચ તન્માત્રા તથા નેત્રાદીક દશ

ઇન્દ્રીઓ તથા ચાર અંતઃકરણ તથા પંચપ્રાણ એ સમસ્ત પદારથ ચેતન આત્માને આશ્રીત રહે છે. હે ગાર્ગી તે ચેતન આત્માને આશ્રીત કેવલ જડ પ્રપંચ રહે છે. એટલુજ નહી પણ અંતઃકરણને પ્રાણને ઇન્દ્રીઓના વ્યાપાર વિશિષ્ટ જીવ પણ તે શુદ્ધ ચેતન આત્માને આશ્રીત છે. માટે આત્માદેવજ સર્વના આધારરૂપ છે. તે આત્માદેવ ચક્ષુ આદીક ઇન્દ્રીયો સાથે મળીને દર્શન શ્રવણ આદીક સર્વ પ્રકારે અનેક કાજ કરે છે. માટે તે આત્માદેવ દ્રષ્ટા શ્રોતા ઇત્યાદી ગુણોવાળા થઇને જીવ સંજ્ઞાને પ્રાપ્ત થયો તથાપી તે પરમાત્મારૂપ છે તે જીવ પરમાત્મા વીશે કીંચીત માત્ર ભેદ નથી. હવે એ નીરગુણ વિદ્યાનુ ફળ નીરૂપણ કરે છે. હે ગાર્ગી જે આત્માદેવ સર્વત્ર વ્યાપક થકો પણ મનવીશે ગ્રહણ થાય છે, શુદ્ધ મનવીશે જાણ્યો જાય છે. તે આત્માદેવ સર્વ જગતનુ અધિષ્ઠાન છે. જે આત્મદેવ સ્થુળ સુક્ષ્મ કારણ એ ત્રણે દેહથી રહીત છે જે આત્મા સ્વયંપ્રકાશ અક્ષર આનંદરૂપ છે. એવા આત્માદેવને જે અધીકારી બ્રહ્મવેત્તા ગુરૂના ઉપદેશવડે સાક્ષાત કરે છે, તે સંસારના સર્વ પાપોથી તથા જન્મ મરણના તાપોથી મુકત થઇ જાય છે. હે ગાર્ગી જે અક્ષર પરમાત્માદેવ વીશે એ જીવ રહે છે, જે અક્ષર પરમાત્માદેવ વીશે જીવની ઉપાધી પ્રાણઇન્દ્રીયાદીક સ્થીત છે, તે અક્ષર પરમાત્માને પોતાના આત્મારૂપ કરીને સાક્ષાતકાર કરે છે તે અધીકારી પુરૂષ સર્વજ્ઞ થઇને બ્રહ્મભાવ પ્રાપ્ત કરે છે. એ પ્રકારે ચતુર્થ પ્રશ્નનુ નીરૂપણ કર્યુ.

હવે જે, અક્ષર પરમાત્માને એકવારના ઉપદેશથી જાણી

શકતો નથી તેને વાસ્તે પ્રણવની ઉપાસના વિધાન કરે છે. તેને વાસ્તે પંચમ પ્રશ્નનો ઉત્તર કરે છે. હવે સત્યકામા ઉવાચ. હે પિપ્પલાદ મુની ! જે અધીકારી મર્ણ પર્યંત પ્રણવનું ધ્યાન કરે છે તે ભૂમિ આદિ લોકમાં કીયા લોકને પ્રાપ્ત થાય છે. તે કૃપા કરીને કહો. પિપ્પલાદોવાચ. હે સત્યકામ જે વર્ણને વેદવેત્તા પુરૂષ ૐકાર કરીને કહે છે, તે ૐકાર અક્ષરરૂપ પરબ્રહ્મનું નામ છે. તથા પ્રાણરૂપ અપર બ્રહ્મનું નામ છે. કેવો છે ૐકાર, તે પરબ્રહ્મસાથે તથા અપર બ્રહ્મસાથે અભિન્ન છે; કેમકે વાચ્યઅર્થ તથા વાચક નામનો વેદવેત્તાઓ અભેદ કરે છે; અથવા દેવતા પ્રતીમાની પેઠે ૐકાર બ્રહ્મનું પ્રત્યકરૂપ છે. માટે ૐકાર પરબ્રહ્મથી અભિન્ન છે. જેમ શાલીગરામ વીષ્ણુનું પ્રત્યકરૂપ છે, તેમ ૐકાર બ્રહ્મનું પ્રત્યકરૂપ છે; માટે ૐકાર બ્રહ્મરૂપ કરીને ચિન્તવન કરે તે અધીકારી ધ્યાનના પ્રભાવથી તે પરબ્રહ્મને પામે છે. હે સત્યકામ! તે ફળના ભેદવીશે પુરૂષની કામનાનો ભેદ છે. તે કારણથી પ્રણવની માત્રાઓ ફળના ભેદવીશે કારણ છે કેમકે પ્રણવમંત્ર વીશે અકાર, ઉકાર, મકાર, અર્ધમાત્રા, એ સાડાત્રણમાત્રા હોય છે. પ્રથમ અકાર માત્રાનું ઋગવેદરૂપ સૂર્ય સમાન ધ્યાન કરે તે ભૂમિલોકને પામે; વળી જે અકાર ઉકાર બે માત્રાઓનું યજુવેદરૂપ ચંદ્ર સમાન ધ્યાન કરે તેને યજુર્વેદાભીમાની દેવતા સ્વર્ગલોકની પ્રાપ્તી કરે. જે પુરૂષ અકાર ઉકાર મકાર ત્રેણે માત્રાઓને સામવેદરૂપ કરીને ધ્યાન કરે તેને સામવેદાભીમાનો દેવ બ્રહ્મલોકની પ્રાપ્તી કરે. તે ફરી સંસારમાં આવે નહી; માટે અધીકારીએ ત્રણમા-

ત્રાનુ ધ્યાન કરવું. અકાર ઉકાર બે માત્રાનુ ધ્યાન ના કરવું કારણ તે પુનરાવર્તન પામે છે. ત્રણે માત્રાના ધ્યાનવાળો બ્રહ્મલોકમાં સુખ પામે છે. તે અર્ધમાત્રાનુ ધ્યાન કરનાર અદ્વિતીય બ્રહ્મરૂપ થઇ જાય છે. એ પ્રકારે ૐકારનુ ધ્યાન કરનાર ભોગ તથા મોક્ષ પામે છે. માટે પ્રણવમંત્ર સર્વથી શ્રેષ્ટ છે. જે ૐકારને યથાર્થ જાણે છે તે બ્રાહ્મણ છે બીજા નામધારક છે એ પ્રકારે પંચમ પ્રશ્નનુ નીરૂપણ કર્યું. હવે છઠ્ઠા પ્રશ્નનું નિરૂપણ કરે છે. સુકેશા નામ ભારદ્વાજ ઋષી પ્રત્યક આત્માનું સ્વરૂપ પુછતા હવા. સુકેશા ઉવાચ. હે ભગવન્ વેદવેત્તા સોલકલાવાળો પુરૂષ કહે છે તે પુરૂષને જાણવા હું બહુવાર વીચાર કરૂ છું પણ હજુસુધી મને સોળકળાવાળા પુરૂષનો નીશ્ચે નથી થયો. હે ભગવન્ પુર્વે કૌશલ દેશમાં રાજા હીરણ્યનાભ નામે અમારી પાસે આવીને બહુ વિનયપૂર્વક સોળકળાવાળા પુરૂષને જાણવા મને પૂછવા લાગ્યા ત્યારે મેં કહયું કે હું તે સોળ કળાવાળા પુરૂષને જાણતો નથી. હે રાજન્ જે પુરૂષ મિથ્યા વચન બોલે છે તે ભાગ્યહીન થઇને મૂળ સહિત નાશ પામે છે માટે મિથ્યા વચનનું ફળ મોટા દુઃખરૂપ જાણીને મિથ્યા વચન બોલતો નથી. માટે તમારે શંકા ના કરવી. એ સાંભળી રાજાતો ગયો પણ તે દીવસથી મને એ સોળ કળાના પુરૂષને જાણવાની ઇચ્છા થઇ રહી છે. માટે આપ કૃપા કરીને મને તે સોળકળા કથન કરો એવું પ્રશ્ન કર્યું ત્યારે પિપ્પલાદ મુનિ ઉત્તર કરે છે. હે સુકેશ ! તમે જે સોળકળાવાળો પુરૂષ પુછયો તે પુરૂષ પ્રત્યક્ષ આત્મારૂપે તમારા શરીર વિશે સ્થિત છે.

કેવો છે તે પુરૂષ, સર્વ જગતરૂપ સોળકળાઓનો અધિષ્ઠાન થઈને જકતનો નિયંતા છે હવે તે પરમાત્મા દેવરૂપ પુરૂષની અદ્વૈતરૂપતા સ્પષ્ઠ કરવાને તે પરમાત્મા વિશે, સોળકળાઓની ઉત્પતિ કથન કરે છે. હે સુકેશ! જે પરમાત્મા દેવ પ્રત્યક આત્મા રૂપ કરીને આ શરીર વિશે સ્થિત છે, તે પરમાત્મા આ જકતની ઉત્પત્તિ પૂર્વે જરાયૂ ચર્મની પેઠે બંધન કરવાની ઇચ્છા કરતા હવા. હું પરમાત્મા દેવ આ શરીર વિશે રહયો થકો સર્વત્ર વ્યાપકછું તથા સર્વ વિક્રીયાથી રહીત છું એવો હું ઉત્ક્રમણ ગમન આગમન એવા સંસારી ગુણોવાળો કેવી ઉપાધિએ કરીને થાઉં એવો વિચાર કરીને પ્રથમ પ્રાણ, અપા અપાન, સમાન, વ્યાન, ઉદાન એ પંચવૃત્તિવાળા પ્રાણને કરતા હવા. કેવી છે તે પ્રાણ રૂપ કળા, આ શરીર વિશેથી ઉત્ક્રમણ તથા પરલોક વીશે ગમન તથા આગમનનું કારણ છે તે પછી શ્રદ્ધા રૂપ બીજી કલા ઉતપન્ન કરતા હવા. એટલે શુભ કર્મ વીશે આસ્તીક બુદ્ધિનું નામ શ્રદ્ધા તે પછી કર્મ કરવાના તથા તેના ફલ ભોગના આધાર રૂપ જે આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી, એ પંચભુત રૂપ કલાઓ ઉત્પન્ન કરતા હવા. તે પંચભુતો પછી જ્ઞાન કરનારી શ્રોત્રાદિક પંચ જ્ઞાનેન્દ્રી છે તથા કર્મ કરાવનાર પંચ વાકાદીક કર્મેન્દ્રી છે, તે દશ ઇંન્દ્રી રૂપ અષ્ટમીકલા ઉત્પન્ન કરતા હવા. તે પછી તે ઇન્દ્રીઓ ને પ્રવર્ત કરાવનાર મનને ઉત્પન્ન કરતા હવા, ત્યાર પછી તે મનને સ્થિતી કરાવનાર દશમી કલા રૂપ અન્નને ઉતપન્ન કરતા હવા, તે પછી તે અન્નથી વીર્ય

ઉત્પન્ન કરતા હવા; અહીં અન્નથી સામ્રથ રૂપ વીર્ય થાય છે, સામ્રથરૂપથી શરીર શુદ્ધિ કરનાર તપરૂપ બારમી કળા ઉતપન્ન કરતા હવા; તે પછી મંત્રરૂપ તેરમી કળા ઉતપન્ન કરતા હવા એટલે વેદાધ્યન રૂપ મંત્ર છે. ત્યાર પછી લૌકિક વૈદિક કર્મ રૂપ ચતુર્દશમી કળા છે. અહીં વેદાધ્યયન રૂપ મંત્ર છે તેપ્રાણુથી ઉતપન્ન થાય છે એટલે ચાર વેદ પરમાત્માના શ્વાસ રૂપ છે. માટે પ્રાણુથી વેદ ઉપજ્યા છે. માટે સામ્રથરૂપ વીર્યથી વેદ ઉપજા નથી, પણુ અન્નજ સામ્રથ નુ કારણુ કહ્યું છે માટે સામ્રથ તથા તપથી વેદ અધ્યયના દીક બને છે. પછી પરમાત્મા દેવ લોક રૂપ પંચદશમી કલા ઉતપન્ન કરતા હવા એ ઠેકાણે કર્મથી ઉપજેલાં સુખ તથા દુખ રૂપ ફલ છે તેને લોક કહે છે, તે પછી તે પરમાત્મા દેવ નામરૂપી સોળમી કલા ઉતપન્ન કરતા હવા; એમાં શરીરાવચ્છિન ચેતનનું વાચક જે દેવદત્તાદિક છે તે નામને સોળમી કળા કહે છે, તે મુકત પુરૂષોમાં સદા રહે છે, એ રીતે સોળ કળાઓ પરમાત્માથી ઉપજી છે. હે સુકેશા જે પુરૂષને આત્માનો સાક્ષાત્કાર થયો છે તે પુરૂષની સોળે કળાઓ તે નિરગુણુ પુરૂષમાં અંતકાળે લીન થઇ જાય છે: જેમ ગંગા દીક નદીયો સમુદ્રમાં મળતા નદી નામ મટીને સમુદ્ર રૂપ થઇ જાય છે; જ્યાં સુધી પરમાત્મામાં એકતા નથી થતી ત્યાં સુધી જન્મ મરણુ થાય છે. હે સુકેશા જે પુરૂષમાં સોળ કળા લીન થાય છે. તે પુરૂષ કેવો છે, નીરવયવ આનંદ રૂપ છે; સ્વયંજયોતી, અમૃત સ્વરૂપ છે; જેમ રથના પૈડયાની નાભિમાં આરા રહ્યા છે, એમ સોળે કળાઓ તે પુરૂષમાં

સમર્પિત છે, એવા પરમાત્માને જે પુરૂષ પોતાનો આત્મા કરીને જાણે છે તેને નાશ રૂપ મૃત્યુનો ભય નથી થતો માટે અધીકારી જને તે આત્માનો સાક્ષાત અવશ્ય કરવો. હે શિષ્ય એ પ્રકારે તે પિપ્પલાદમુની તે સુદેશાદીક મુની પ્રત્યે આત્માનો ઉપદેશ કરીને પુનઃ તે સર્વે ઋષિઓ પ્રત્યે કહેતા હવા. હે બ્રાહ્મણો એ જે અદ્વૈત બ્રહ્મનો તમને ઉપદેશ કર્યો એટલું જ હું જાણું છું એથી કોઈ અધિક ઉપદેશ કરવા યોગ્ય છે નહી. માટે તમે અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત કરો. તે આપણા આત્મા રૂપ છે તે નીશ્ચે કરો. હે શીષ્ય એ પ્રકારે તે સુકેશાદીકને બ્રહ્મ વિદ્યા કહી. તાર પછે તે ઋષિઓ પિપ્પલાદ મુનીની પૂજા કરી ને કહેતા હવા હે ભગવન્ આપે કૃપા કરી જે અમારા સર્વ સંશે છેદન કર્યા અમને માયાથી પર નીર્ગુણ બ્રહ્મનો સાક્ષાતકાર કરાવીને કૃતાર્થ કર્યા છે. હે ભગવન્ આપના ઉપદેશે કરીને અમે બ્રાહ્મણ પણાને પ્રાપ્ત થયા છીયે. માટે આપથી અમારો બ્રાહ્મણ રૂપ તમારાથી જન્મ થયો. કેમકે શ્રુતિમાં કહ્યું છે કે બ્રહ્મજાનાતિ બ્રાહ્મણઃ માટે તમેજ પીતા છો આપજ અમારી માતાછો આપ વીના અમારા માતા પીતા કોઈ નથી કેમકે લોકીક પીતા માતા તો આ અનિત્ય શરીરના ઉતપન કરનાર છે તે શરીરના સબંધથી અનેક પ્રકારનાં દુઃખ વેઠવાં પડે છે એવુ મનુ ભગવાને પણ કહ્યુ છે કે સ્થૂળ શરીર ઉત્પન્ન કરનાર પીતા છે અને બ્રહ્મ ભાવના પ્રાપ્ત કરાવનાર ગુરૂ છે તે બેમાં ગુરૂ પીતા અત્યંત શ્રેષ્ટ છે કેમકે એ અધીકારી પુરૂષનો બ્રહ્મત્વ રૂપ ગુરૂથી જન્મ થાય છે

તે સદાકાળ નિત્ય છે તેનો કોઇ કોઇ કાળે નાશ થતો નથી તે અજરામર છે માટે શરીર ઉત્પન્ન કરનાર પીતાથી બ્રહ્મ ભાવ કરાવનાર પીતા અત્યંત શ્રેષ્ટ છે હે ભગવવન્ કામ ક્રોધાદિક મગરોએ યુકત આ અપાર કરનાર સંસાર સાગરથી અમને ઉપદેશ રૂપી નૌકાવડે અવિદ્યા સાગરથી પાર્ય કર્યા, આપનો મહાન ઉપકારનો બદલો વાળવા ત્રણ લોકમાં કોઇ પદારથ નથી, જે પદાર્થ અરપણ કરીને આપના ઋણથી મુકત થઈ એ માટે આપ બ્રહ્મપ્રાપ્તિ કરાવનાર ગુરૂને અમારો સર્વદા નમસ્કાર છે તે અંગીકાર કરીને પ્રસન્ન થાઓ એ પ્રકારે વીનંતી કરીને પીપ્પલાદને વીદાય કર્યા આશીષ દઇને જતા હવા. હે શીષ્ય એ બ્રહ્મવીદ્યાનો ઉપદેશ શુદ્ધ ચિત્તવાળાને થાય છે, અશુદ્ધ ચિત્તવાળાને કોઈ પ્રકારે થતો નથી. તે શુદ્ધ ચિત્ત ઉપાસનાથી થાય છે માટે શીષ્યે ગુરૂ ઇશ્વરની ઉપાસના કરોને ચિત્તને શુદ્ધ કરવું. ઇતી શ્રી પ્રશ્ન ઉપનીષદ સંપૂર્ણ.



# શુદ્ધિ પત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૨૦ | થૂસ્લ. | કાઢી નાખવાનું. |
| ૨૫ | ૧ | પાખડી. | પાખંડી. |
| ૨૬ | ૮ | સદેહ. | સંદેહ. |
| ૨૮ | ૧૮ | મદ મતિ. | મંદ મતી. |
| ૨૯ | ૨૨ | જેડુ. | જેહ. |
| ૪૫ | ૧૩ | બુદ્ધ. | બુદ્ધિ |
| ૮૩ | ૧૩ | અર્શ્વતર. | અશ્વતરે. |
| ૯૪ | ૨૦ | તાકી. | થાકી. |
| ૧૧૧ | ૨૦ | સદી. | સડી. |
| ૧૪૭ | ૯ | કીકર | કીંકર. |
| ૧૪૭ | ૨૦ | સ્વરૂપ. | સ્વરૂપ. |
| ૧૯૬ | ૧૧ | વિનતા. | વનિતા. |
| ૨૦૨ | ૯ | ભુલંડી | ભુષંડી. |
| ૨૦૫ | ૨ | દાન. | દાનવ. |
| ૨૧૫ | ૧૯ | વશના. | વંશના. |
| ૨૧૫ | ૨૦ | ચદ્ર ગુસમ. | ચંદ્ર ગુમ. |
| ૨૧૬ | ૧૭ | નાસ્તિ. | નાસ્તીક. |
| ૨૧૬ | ૨૦ | સ્વામીન. | સ્વામીને. |
| ૨૨૨ | ૨૦ | કછી. | છકી. |
| ૨૨૨ | ૨૧ | પૃક્ષ. | વૃક્ષ. |
| ૨૨૮ | ૧ | બધથી. | બંધથી. |
| ૨૩૩ | ૬ | પત્સલ. | વત્સલ. |
| ૨૩૬ | ૨ | કુડળી | કુંડલી. |
| ૨૩૭ | ૧૩ | પ્રકાર. | મકાર. |
| ૨૩૯ | ૧૭ | વામીએ. | પામીએ. |
| ૨૩૯ | ૧૭ | પામીએ. | વામીએ. |
| ૨૪૨ | ૧૨ | અહો નિરાશ. | અહોનીશ. |
| ૨૪૩ | ૧૫ | ગલા. | ઇંગલા. |

| પાનું. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૪૭ | ૨૧ | સિર્દ્ધ. | સિદ્ધ. |
| ૨૪૯ | ૧૧ | પિય. | પાએ. |
| ૨૫૦ | ૧૦ | મર. | નર. |
| ૨૫૩ | ૨૨ | શોડત. | શોડપ. |
| ૨૫૪ | ૭ | પાશ. | વાસ. |
| ૨૫૬ | ૨૨ | થજુર. | યજુર. |
| ૨૫૮ | ૯ | પીંડીકરણુ. | પીંડીકરણુ. |
| ૨૫૯ | ૬ | જનથી. | જળથી. |
| ૨૬૩ | ૯ | ગોપ્ય. | ગોચર. |
| ૨૭૪ | ૧૩ | હધ. | ગધ. |
| ૨૭૮ | ૧૪ | અવરણુ. | આવરણુ. |
| ૨૮૦ | ૯ | ટાળે વિકાર. | ટાળે નહિ વિકાર. |
| ૨૮૪ | ૧૫ | રે'હની. | દેહની. |
| ૨૮૮ | ૯ | જ્ઞાતા. | કાઢી નાંખવો. |
| ૨૯૦ | ૮ | ાશપનો. | ાશવનો. |
| ૩૦૫ | ૧૭ | સર્જ્જનવ. | સર્જ્જન. |
| ૩૨૬ | ૧૧ | ના. | કાઢી નાંખવે. |
| ૨૨૭ | ૧ | ગદ્ય. | ગંધ. |
| ૩૩૬ | ૨૧ | કોઇને. | કોઈ તે. |
| ૩૪૭ | ૧૮ | અધ | થઇ. |
| ૩૪૦ | ૭ | રૂરે. | ફરે. |
| ૩૫૦ | ૫ | પ્રભાત. | પ્રભાત. |
| ૩૫૯ | ૧૪ | કલ્પપતરૂ | કલ્પતરૂ. |
| ૩૬૪ | ૧૨ | થી. | તેથી. |
| ૩૬૬ | ૧૩ | વિપાપ. | વિપપિ. |
| ૩૬૮ | ૧૫ | ઘટપર | ઘટપટ. |
| ૩૭૬ | ૧૯ | વરાગ | વૈરાગ. |
| ૩૭૮ | ૨૦ | શશે | શંશે. |
| ૩૮૦ | ૨૦ | કર્યું | કર્યું. |